શ્રી પરમાનંદ
પ્રકાશન
મંદિરનાં અન્ય
પ્રકાશનો

*

પ્રેમયોગ
(ગીતાનો પંદરમો
અધ્યાય)

*

स्थितप्रज्ञ दर्शन
और भजन
(हिंदीमें)

*

હવે પછી બહાર
પડનારા પ્રકાશનો

*

પૂજ્ય
શ્રી ચંપકભાઈએ
આપેલ
ગીતા પરના
વ્યાખ્યાનો
ક્રમશઃ અધ્યાયવાર
અનુકૂળતાએ પ્રગટ
કરવામાં આવશે.

# પરમાનંદ પત્રો

પરમાનંદ સ્વરૂપ

શ્રી

ચંપકભાઈના

પત્રો

શ્રી પરમાનંદ પ્રકાશન મંદિર : મુંબઈ–૧૯

:: મુખ્ય વિક્રેતા ::

એન. એમ. ઠક્કરની કંપની,

બુકસેલર્સ : : : : : પબ્લિશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨ (India)

: પ્રકાશક :
શ્રી. નટવરલાલ સોમચંદ વૈદ્ય, બી. એ.
શ્રી પરમાનંદ પ્રકાશન મંદિર
૭૬, શાંતિનિકેતન, વીન્સેન્ટ રોડ,
માટુંગા, મુંબઈ-૧૯.



પ્રથમ આવૃત્તિ
૧૫મી ડિસેમ્બર, ૧૯૫૯.

કિંમત રૂા. ૪-૭૫

: મુદ્રક :
શ્રી. યશવંતલાલ ચુનીલાલ બુટાલા
મુદ્રણસ્થાનઃ-ધી યશવંત પ્રિન્ટીંગ પ્રેસ
સ્ટેશન રોડ, પ્રાંતિજ. જિ. સાબરકાંઠા.

: પ. પૂ. શ્રી નારાયણ સ્વામી :



" અહો! અહો! શ્રી સદ્‌ગુરૂ
કરૂણા સિંધુ અપાર
મુજ પામર પર પ્રભુ કર્યો
અહો! અહો! ઉપકાર."

તૂં પ્રેમ છે, પરમ પ્રેમસ્વરૂપ તૂં છે,
તૂં બ્રહ્મ છે, પરમ બ્રહ્મસ્વરૂપ તૂં છે,
તૂં જ્ઞાન છે, પરમ જ્ઞાનસ્વરૂપ તૂં છે,
આનંદ તૂં, પરમાનંદસ્વરૂપ તૂં છે.

તૂં ભક્તિ ને જ્ઞાનસ્વરૂપ તૂં છે,
તૂં શક્તિ ને મુક્તસ્વરૂપ તૂં છે,
તૂં ચેતના શાશ્વતરૂપ તૂં છે,
સર્વત્ર વ્યાપ્ત પરબ્રહ્મ બધું જ તૂં છે.



## પરમાનંદ સ્વરુપ શ્રી ચંપકભાઈ



" દેહ છતાં જેની દશા વર્તે દેહાતીત
" તે જ્ઞાનીના ચરણમાં હો વંદન અગણિત "



પરમાનંદ સ્વરુપ શ્રી ચંપકભાઈ નિજાનંદમાં.

# પ્રકાશકનું નિવેદન

"પરમાનંદ પત્રો" એ "શ્રી પરમાનંદ પ્રકાશન મંદિર"નું અમારું ત્રીજું પુસ્તક કહેવાય. સત્સંગીઓના પ્રેમને વશ થઈ ગીતાના અઢારે અધ્યાયોનું પરમાનંદસ્વરૂપ શ્રી ચંપકભાઈએ જે પ્રવચન કર્યું તેમાંનો પંદરમો અધ્યાય—પુરુષોત્તમ યોગ—"પ્રેમ યોગ" રૂપે બહાર આવ્યો. બીજું પુસ્તક હિંદીમાં "સ્થિત પ્રજ્ઞ દર્શન ઔર ભજન" એ નામે પ્રગટ થયું

અહીં 'પરમાનંદ' નામથી લખાયેલાં બધાં પત્રો પરમાનંદ-સ્વરૂપ શ્રી ચંપકભાઈનાં છે. અનેક ઠેકાણે રહેતાં સત્સંગીઓને જે પત્રો તેમણે લખેલાં તેનાથી ભવિષ્યમાં પણ કોઈને લાભ થાય, ઈશ્વર તરફ પ્રેમ થાય અને ભક્તિરસ જાગે એટલા માટે આ પુસ્તકરૂપે છપાવ્યાં છે. અધ્યાત્મજ્ઞાન એ તો વસ્તુ જ એવી છે કે તે જનસમાજમાં જેટલી વધારે પ્રચલિત થાય તેટલા પ્રમાણમાં પવિત્રતા, સાત્વિકતા, સંયમ, સાદાઈ, પરોપકાર અને બળબુદ્ધિમાં વધારો થાય અને જનસમાજનું જીવન સર્વ પ્રકારે ઉન્નત થાય.

"શ્રી પરમાનંદ પ્રકાશન મંદિર"નો હેતુ જો કંઈ હોય તો તે આ છે—પરમાનંદ સ્વરૂપ શ્રી ચંપકભાઈનાં પ્રવચનો અને લેખો તથા પત્રો વગેરેના પ્રકાશનથી ભક્તજનોનાં હૃદયમાં ઈશ્વર માટેનો પ્રેમ જાગ્રત કરી નમ્રતાપૂર્વક જનસમાજની સેવા કરવાનો છે. જેની યોજના પાછળ આપવામાં આવી છે.

પરમાનંદસ્વરૂપ શ્રી ચંપકભાઈને માટે બીજું હાલમાં તો શું કહીએ ? એમનાં પત્રો જ તેમનો પરિચય આપશે. સાદી સરળ ભાષામાં ગીતા, શ્રુતિ અને ઉપનિષદોના નિચોડરૂપે જે કંઈ પત્રો અહીં છપાયા છે તે સાધકોને, સત્સંગીઓને બહુ જ ઉપયોગી થઈ પડશે. પોતાની

મહત્તા કે વિદ્વત્તા બતાવવા માટે આ પત્રો નથી લખાયાં, પણ સ્નેહીઓને સહજ ભાવમાં લખાયેલાં આ પત્રોમાં હૃદયની નિખાલસતા, સરળતા અને અનુભવનો જે રણકાર છે એની પ્રતીતિ વાચક પુસ્તક ખોલી ગમે તે પત્ર વાંચીને કરી શકે તેમ છે. એક બાજુ ફિલ્સુફિની વાતો કરનાર શુષ્ક તત્ત્વજ્ઞાની અને બીજી બાજુ ભક્તિ—કર્મ— જ્ઞાનનો સમન્વય કરી સારાયે જીવનને તેમાં રંગી નાંખનાર યોગી—પ્રેમી— ભક્ત—સંત – મહાત્માને જુઓ; ફરક જણાઈ આવશે. પત્રો ભારોભાર તત્ત્વજ્ઞાનથી લચી પડેલાં છે પણ એવાં ભારે નથી કે જેનો બોજો સહન ન થાય; હળવાં છે, જીવનમાં પચાવી શકાય તેવાં છે, અનુભવગમ્ય છે.

તત્ત્વજ્ઞાનને આપણે શાસ્ત્રોની શાસ્ત્રોક્ત ભાષાથી એવું અઘરું કરી મૂક્યું છે કે તેને સમજવામાં જ આખી જિંદગી ચાલી જાય. અહીં પરમાનંદસ્વરૂપ શ્રી ચંપકભાઈના પત્રોથી એક નવો જ ચીલો પડે છે, એવી અમારી નમ્ર સમજ છે. અમૂલ્ય આવું તત્ત્વજ્ઞાન બહુ જ સાદી સરળ પણ સચોટ અને હૃદયમાં ઊતરી જાય તેવી ભાષામાં વણાઇને મૂકાયું છે અને તે પણ પત્રોના રૂપમાં.

સાહિત્ય વિવેચકો જે રીતે તેનું મૂલ્યાંકન કરે તે ખરું. અમારે સાહિત્યની સાથે નિસ્બત નથી એમ પણ નહિ કહેવાય; પણ સાહિત્યના અમુક જ પ્રકારના અમુક જ ગજથી બધાંને માપી નહિ શકાય. હૃદયના ઝરામાંથી ફૂટી નીકળતી અનુભવવાણી—પરાવાણીને માટે તમારે જે કંઈ નામ આપવું હોય તે આપો; ચાહે તો તેને નિબંધ કહો, પત્ર કહો, કવિતા કહો કે નાટક કહો; જીવનને જે ઉંચા અને ઉન્નત પથ પર લઈ જઈ મૂકે તે સાહિત્ય. અને તેવું સાહિત્ય રચાય ક્યારે? કોઈ ધન્ય પળે! વર્ડ્ઝવર્થ કહે છે ને કે—"Poetry is nothing but recollection of emotions in tranquility."—હૃદયની કોઈ શાંત પળોમાં, ચિત્તની કોઈ સ્વસ્થ અવસ્થામાં,

ધન્ય પળે જે કંઈ લખાય તે કવિતા. કવિની ઝલક, ઝાંખી કે દર્શન તેવું જ સ્થિતપ્રજ્ઞ પુરુષનું; પરંતુ કવિની ઝલક મેઘધનુષ જેવી. ક્ષણમાં વિલાઈ જાય; જ્યારે સ્થિતપ્રજ્ઞનું દર્શન એ તો શાશ્વત, ચિરકાલીન અને સદા સર્વદા સર્વત્ર ઝળહળતું.

ગીતાના અઢાર અધ્યાયમાંથી પંદરમો અધ્યાય પુરુષોત્તમયોગ "પ્રેમયોગ" રૂપે છપાયો. ઈશ્વરની કૃપા હશે તો હવે ક્રમે ક્રમે ગીતાના અધ્યાયો છપાવવાનું શરૂ કરીશું. પૂ. શ્રી ચંપકભાઈએ ગીતાનાં જે પ્રવચનો કર્યાં તે સંબંધમાં જ્ઞાનેશ્વરી ગીતાના અઢારમા અધ્યાયનો ૬૯ મો શ્લોક યાદ આવી જાય છે.

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥

"અને મારું ગુહ્ય જ્ઞાન કહેનારના કરતાં મારી અત્યંત પ્રિય વાત કરનારાઓમાં કોઈ શ્રેષ્ઠ નથી અને આ લોકમાં તેના કરતાં મને અન્ય કોઈ વિશેષ પ્રિય નથી."

"અને દેહ ધારણ કરવા છતાં પણ જે દેહભાવથી અલિપ્ત હોય છે, તે મને પ્રાણથી પણ પ્રિય છે. જ્ઞાની, કર્મઠ અને તપસ્વી લોકોમાં પણ ગીતાર્થ જાણનાર મને અત્યંત પ્રિય છે. હે પાંડવ! જે મારા ભક્તજનોના સમુદાયને ગીતાશાસ્ત્ર કહે છે, તેના જેવો આ પૃથ્વીતલ પર મને અન્ય કોઈ પણ પ્રિય નથી. મારી પ્રીતિ માટે જ પોતાનું મન સ્થિર કરી જે મારા ભક્તને ગીતાશાસ્ત્ર કહે છે, તે સંતજનોનો મુકુટમણિ જ છે..................
..........................મારી પ્રાપ્તિ પર નજર રાખી જે સંત સમુદાયમાં ગીતાપદ્મરૂપી રત્નોની વૃષ્ટિ કરે છે; એના જેવો પ્રિયભક્ત અગાઉ મને મળ્યો નથી અને ભવિષ્યમાં મળનાર નથી"

પ્રભુપ્રાપ્તિ માટે શાસ્ત્રો, વેદો, પુરાણો અને ઇતિહાસો વાંચવા વિચારવા માટે આપણી પાસે સમય ક્યાં છે? ચાલીસ પચાસ વર્ષની જિંદગીમાં એ બધાંને વાંચીને કોણ પાર ઉતરી શકે? અને વાંચીને પણ પાર ઉતરી શકાય એમ કોણે કહ્યું?

વિચાર થાય છે ત્યારે શું શાસ્ત્રો ન વાંચવાં? ગૃહસ્થાશ્રમ ન છોડવો? કુળધર્મ ન છોડવો? ગૃહત્યાગ ન કરવો? એને માટે શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે—"શ્રીગુરુના પ્રસાદ વિના આત્મ-પ્રાપ્તિનાં અન્ય સર્વ સાધનો વ્યર્થ છે અને ગુરુનો પ્રસાદ જ એક એવું સાધન છે કે એના વડે જ અન્ય સર્વ સાધનો સિદ્ધ થાય છે. ગૃહત્યાગ, ભસ્મધારણ, જટાભાર, જપ, તપ, અનુષ્ઠાન, યજ્ઞ, દાન, વેદ શાસ્ત્રાધ્યયન વગેરે સાધન છે પરંતુ સદ્ગુરુના હસ્તકમળનો જ્યાં સુધી મસ્તકે સ્પર્શ થતો નથી ત્યાંસુધી સુખશાંતિ મળી શકતાં નથી."

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ આગળ ચાલતાં એજ બતાવે છે કે "ગૃહસ્થાશ્રમ શા માટે છોડો દો છો? ક્રિયાધર્મ છોડવાનું શું કામ છે? કુલધર્મ પણ શા માટે છોડો છો? એ છોડવાથી શું થશે? **જે વાત છે તે તો કંઈ જુદી જ છે.** ભસ્મ ચોળવાથી, જટાનો ભાર વધારવાથી ઉદાસી અને દિગંબર વેશ ધારણ કરવાથી શું થવાનું છે?

જપ, તપ, અનુષ્ઠાન, ક્રિયા, કર્મ, યજ્ઞ, દાન, ઇંદ્રિયદમન વગેરે શા માટે? તે નિધાન–ભંડાર. તો કંઈક જુદો જ છે. વેદશાસ્ત્ર જાણ્યાં, વેદનું પુરું જ્ઞાન થઈ ગયું, સઘળાં પુરાણો તપાસી લીધાં; **પરંતુ જે વાત રહી ગઈ તે તો કંઈ જુદી જ છે. શબ્દ બ્રહ્મનો** પરિચય પામી લેશો એટલે કહેશો કે કલિકાલનો હવે મને કંઈ ભય નથી; પરંતુ બોધ વિના આ બધું શા કામમાં આવશે? **જીવનો જે આનંદ છે તે તો કંઈ જુદો જ છે."**

પરમાનંદ સ્વરૂપ શ્રી ચંપકભાઈની "અનુભવ નોંધ"માંથી એક પ્રસંગ નોંધું તો અયોગ્ય નહિ ગણાય અને તે પણ તેમના જ શબ્દોમાં:

—" આળંદીમાં ગુરુવારે મંદિરના સામેના રુમમાં ભજન ગોઠવાયું. શ્રી જ્ઞાનેશ્વરની સમાધિની સામે જ નાનું પણ સુંદર વિઠ્ઠલનું મંદિર છે. વિઠ્ઠલ અને રુકમાઈની નાની સુંદર મૂર્તિઓ ત્યાં ગોઠવાયેલી છે. નાનું પણ મંદિર ઘણું આકર્ષક છે. ભજન કોણ ગાતું, કેમ ગવાતું—કશી જ સમજ પડતી ન્હોતી. કરતાલના અવાજોથી અને તાળીઓના અવાજથી બધે મ્હેક મ્હેક વાતાવરણ થઈ ગયું હતું, "શ્રીરામ"ની ધૂન થઈ, " નારાયણની " ધૂન થઈ, " ઓ વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા "ની ધૂન થઈ. છેવટે " જય જય વિઠ્ઠલ "ની ધૂન થઇ, હું તો યંત્રવત ભજન કરતો હતો. શરીર પરસેવાથી—-આંખો અશ્રુથી ભરાયેલી હતી ને બિડાયેલી હતી. કરતાલ કેમ વાગતી તે તો વિઠ્ઠલ જ જાણે. ધૂન લગભગ દોઢ કલાક ચાલી. પછી આરતી થઈ. બાર વાગ્યાનો સુમાર થઈ ગયો મંદિર ચિક્કાર થઈ ગયેલું. લોકો નમસ્કાર માટે પડાપડી કરે. હું ગદ્ગદ્ થઈ ગયો. હું ઊભો થઈ વિઠ્ઠલ તરફ દોડયો ને લાંબો થઈ નમસ્કાર કરી થોડીવાર ત્યાં જ પડી રહ્યો. દરમ્યાન લોકો મારી પાછળ પાછળ આવ્યા. તેમાં સ્ત્રીઓ, પુરુષો અને બાળકો પણ હતાં. હું ઉભો થયો કે લોકો નમસ્કાર કરવા લાગ્યા. મારો આ પહેલો જ પ્રસંગ હતો. હું બુદ્ધિશૂન્ય થઈ ગયો. કેટલાક તો મને ભેટી પડે.

" વિ લ માઉલી "થી મંદિર ગાજી ઉઠયું. હું દોડયો મંદિરની બહાર સમાધી તરફ. ત્યાં પણ લોકો પાછળ આવ્યા. અડધો કલાક સુધી નમસ્કાર વિધિ ચાલી. પછી હું ઉતારે ગયો પણ મને કશું ભાન નહિ. યંત્રવત બધું બનતું હતું. બધામાં મને નારાયણનાં જ દર્શન થતાં. જ્ઞાનેશ્વરની પણ મારા પર સંપૂર્ણ કૃપા ઊતરી હતી. મારી સ્થિતિ-—જેમ દારુડિયાને નશો ચઢે તેવો જ નશો વિઠ્ઠલ રૂપી મદિરાનો ચઢયો હતો. રામકૃષ્ણ પરમહંસના શબ્દોમાં કહું તો દૂધની વાત કરે શું વળે ?...નશો તો દૂધ પીવાથી ચઢે..........હૃદય શાંત બની ગયું. મુખમાં ઈશ્વરનામ સતત—કેવી રીતે વર્ણવું ? શબ્દો જડતા નથી............જીભ પર મૌન આવી બેઠું. મુખ ખુલતું જ ન્હોતું.

જીભ તાળવે ચોંટી ગઈ જણાતી............આ જે કંઈ સત્ય છે તે જ લખું છું. મને તો આટલું લખતાં પણ શરમ જેવું થાય છે, પણ અંતર પ્રેરણા મને ભગવાનની થઈ કે ભવિષ્યમાં એનાથી પણ કોઇને લાભ થાય, ઈશ્વર તરફ પ્રેમ થાય, ભક્તિરસ જાગે એટલા પૂરતું પણ મારે લખવું જોઈએ અને એટલા માટે જ હું લખી રહ્યો છું.

............"દેહનું ભાન ભૂલી જવામાં જે આનંદ છે તે તો ખરેખર અવર્ણનીય જ છે. જ્યાં સુધી દેહનું અભિમાન હોય છે ત્યાં સુધી જ બધું નડે છે, પણ જ્યાં તમે તે ભૂલ્યા કે ઈશ્વર તમારી સામે જ ઉભેલો જણાય—ખરેખર! અદ્‌ભુત! આશ્ચર્યજનક!... .........ભજન બે કલાક દેહની ધર્મશાળામાં ચાલ્યું હશે. સર્વત્ર નારાયણ નારાયણ જ જણાતા. આ બધું સ્વાનુભવે જ સમજાય. આમાં વાંચન કંઈ જ કામ લાગતું નથી. ઈશ્વિરસ્મરણ, નામસ્મરણ જ કલિયુગમાં શ્રેષ્ઠ છે."—

.........."નારાયણ સ્વામી આળંદીમાં આવેલા. મંદિરમાં અજાંત વૃક્ષ પાસે અશ્રુ સારતાં...સમાધિસ્થ.....તેમની સ્થિતિ હતી.

**ભજનનો રાહ તો મારો નારાયણ સ્વામીનો જ હતો. તેમની આ પ્રેરણા હતી, તેમની જ કૃપા હતી.**

આસરે ૧૯૩૬ થી નારાયણ સ્વામીને ઓળખું. બે વર્ષથી વધારે સંપર્કમાં આવ્યો (આ લખાય છે તા. ૨૦-૧૨-૫૦ ના દિવસે) એમની સ્થિતિ અવધૂત જેવી હતી, જ્યારે મારી સ્થિતિ સ્હેજ ઘેલા જેવી ......તે સંન્યાસી, હું ગૃહસ્થાશ્રમી; તે ગુરુ અને હું શિષ્ય. ખરેખર ગુરુકૃપા ......... નારાયણસ્વામીની કૃપા જ મને આ બધામાં કામ કરતી જણાઈ. એમની કૃપાથી જ્ઞાનેશ્વર મહારાજ, તુકારામ, શ્રી વિઠ્ઠલ ભગવાનની ઝાંખી થઈ. મન ઈશ્વર તરફ દઢ બન્યું. મન નિશ્ચયી બની ગયું. ભજનમાં વેગ વધ્યો, અને મન નિવૃત્ત થયું. આ

બધું જે બન્યું હતું તેનું જ વર્ણન કર્યું છે. આ છે મારી જ્ઞાનેશ્વર-યાત્રાનો પ્રથમ અનુભવ."

ગુરુશરણનું મહાત્મ્ય સમજાવતાં પરમાનંદસ્વરૂપ શ્રી ચંપકભાઈ (પત્ર નં. ૨૯ પાનું ૯૪મું) પત્રમાં લખે છે: "સત્પુરુષોનો સંગ એ આમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. માટે સંતોનો સહવાસ કરવાથી, તેમને રસ્તે ચાલવાથી, આચરણ કરવાથી સંતો પ્રસન્ન થઈ જાય છે. એ જ સંતો આપણને (જીવને) રજાનો (નિવૃત્તિનો) રસ્તો બતાવી દે છે. અર્થાત્ ભગવાન કોણ છે? ક્યાં છે? કેમ ત્યાં પહોંચાય? ઇત્યાદિ બધા જ માર્ગો બતાવી જીવને શિવ બનાવી દે છે... .....નરનો નારાયણ બનાવી દે છે. સંત એટલે જ્ઞાની, ભક્ત—પ્રેમી. અરે! સંત એટલે જ પ્રભુ! આ બધાં એક જ વસ્તુનાં નામો છે. કંઈ જુદું નથી. સંતો એ મારું સગુણ રૂપ છે. એનાં દર્શન એ મારાં દર્શન છે. અર્જુનને (બદ્ધ આત્માને) કૃષ્ણ (મુક્ત આત્મા) સગુણ રૂપે મળ્યા. અર્જુનને કૃષ્ણે રજા અપાવી દીધી. અર્થાત્ કેમ શરણે જવાય તે સમજાવી દીધું. રસ્તો સરળ કરી દીધો અને દશમા અધ્યાયમાં કૃષ્ણે અર્જુનને સ્પષ્ટ સમજાવી દીધું કે જે હું તારી સામે ઊભો છું તે દર્શન પણ વાસ્તવિક દર્શન નથી. પહેલાં ગુરુરૂપે ભગવાન કૃષ્ણે અર્જુનને પોતાનું સગુણરૂપ સમજાવ્યું પછી નિર્ગુણ રૂપ."

.................................................................

.....................ગુરુદર્શન થઈ ગયું ચાલો! પણ એ ગુરુ-દર્શન છટકી ન જાય તો તે માટે શું કરવું? તેને માટે પરમાનંદસ્વરૂપ શ્રી ચંપકભાઈ (પત્ર નં. ૩૭ પાનું ૧૨૩-૧૨૪) કહે છે:...... ....................."**ગુરુ એટલે પ્રકાશ, જ્ઞાન, આત્મા, ઈશ્વર, શિવ—જે કહો તે બધું જ ગુરુ! ગુરુ એટલે બ્રહ્મ! અને બધું ગુરુમાં જ છે, સર્વ ગુરુ મય જ છે. गुरुरेको जगत्सर्वं ब्रह्माविष्णुशिवात्मकम्** હવે આ અનુભવ વધુ ને

વધુ દૃઢ કરો જેથી જન્મમરણનો અંત આવે. **ગુરુના શરણ પછી શિષ્યનું કશું જ રહેતું નથી.** અર્થાત જીવભાવનો નાશ થઈ જાય છે. ગુરુદર્શન હવે રોજ કર્યા કરો, કારણ ગુરુ દર્શન અનંત છે. પળે પળે જીવનભર દર્શન કરીએ તો પણ ખૂટતાં જ નથી. એવો મોટા ગુરુ છે. એ અખૂટ છે—અમાપ છે. **મેં દર્શન કર્યાં એમ કહી શકાતું નથી. કોણ કહે? કહેવાવાળો કોઈ બાકી રહે ત્યારે ને? કારણ પોતા સહિત સર્વ ગુરુ થઈ ગયું.** ગુરુદર્શન સમજાયું. પોતે (જીવ) ઓગળી જાય છે. એને સમજ પડી જાય છે કે ગુરુ સર્વમાં છે, પોતાને જે બાદ કરતો તે હવે મળી ગયો. ગુરુ તો હતો જ, હોય જ છે, પણ આપણે જ અલગ રહીએ છીએ. જ્યાં આ સમજ પડી કે બધું ચૂપ થઈ જાય છે, બધું સમજાઈ જાય છે......................................

.........યાદ રાખજો. જરા ય શંકા નહિ રહેવી જોઈએ. અને થવી પણ ન જોઈએ. **ગુરુ પર સંપૂર્ણ વિશ્વાસ કરવો જોઇએ; નહિ તો પછી આ ગુરુદર્શન છટકી પણ જાય.** માટે જાગ્રત રહેવું જોઇએ. જાગ્રત રહેવું એટલે સતત ભજનમાં રહેવું, સતત ચિંતન, મનન, જેથી ગુરુ-દર્શન વિરાટ થઈ જશે. **દરેકે દરેકમાં ગુરુ જણાવો જોઇએ.** એ અનુભવ વધારવાનો છે."

પૂ. નારાયણસ્વામીના શબ્દોમાં કહીએ તો "He that has seen Gurudev, has seen God Narayan"......અને "By Seeking Master we find God and Master... ગુરુ તો આપણી સાથે જ છે. આ જગતનો જ્યારે અંત આવશે ત્યારે પણ ગુરુ તો હશે જ—કલ્પાન્તે પણ ગુરુ તો હશે જ. તે સાક્ષાત છે. તેના વચનો કદી અફળ જતાં નથી. અને તેની યાદ-અનુભૂતિ તો શાશ્વત છે, માટે પ્રિય એવા ગુરુમાં સદંતર વિશ્વાસ રાખો—શ્રદ્ધા રાખો. **ઈશ્વર એ આપણો ગુરુ છે અને ગુરુ એ આપણો ઈશ્વર છે."**

એવા ગુરુ માટે શ્રીવિવેકાનંદજી શું કહે છે: "There is nothing higher and holier than the Knowledge which comes to soul transmitted by a Spiritual Teacher. If a man has become a perfect "Yogi", it comes by itself; but it cannot be got in books. You may go and knock your head against the four corners of the world, the Himalayas, the Alps, the Coucasus or in the Desert of Gobi or Sahara or the botton of the sea, but it will not come, **until you find a Teacher.** Find the teacher, serve him as a child, open your heart to his influence; see in him God manifested. **Our attention should be fixed on the teacher as the highest manifestation of God;** and as the power of attention concentrates there, the picture of the teacher **as man** will melt away, the frame will vanish and the real God will be left there."

........."but so long as we are man, we **must worship Him in a man.** Talk as you may, try as you may, **you cannot see God except as a man**......all our ideas of God can concentrate there...Christ was a manifestation of God, so was Buddha and there will be hundreds of others..........These great incarnations of God are to be worshipped. Not only so, **they alone can be worshipped."**

આ વસ્તુને ગીતાના નવમા અધ્યાયનો અગીયારમો શ્લોક સ્પષ્ટ કરે છેઃ

अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥

"મેં મનુષ્યદેહ ધારણ કરેલો હોવાથી મૂર્ખ લોકો મારી અવજ્ઞા કરે છે; કારણ કે હું સર્વ ભૂતોનો સ્વામી એવું જે મારું ઉત્કૃષ્ઠ સ્વરૂપ તેનું જ્ઞાન તેમને હોતું નથી."

પરમાનંદસ્વરૂપ શ્રી ચંપકભાઇનો પૂજ્ય નારાયણ સ્વામી માટેનો પ્રેમ અને પૂ. નારાયણ સ્વામીની તેમના પરની અનહદ કૃપાની વાત એ તો અવર્ણનીય છે; તે લખવાની આ કલમમાં તાકાત નથી. સાધકને પત્ર નં. ૫૨ મો, (પાનાં ૧૬૭ થી ૧૭૩) પત્ર નં. ૭૨ મો (પાનું ૨૨૫) અને પત્ર નં. ૮૦ મો (પાનું ૨૪૭ થી ૨૫૧) ખાસ વાંચી જવા વિનંતિ છે. તેમાં જ પરમાનંદસ્વરૂપ શ્રી ચંપકભાઇનું હાર્દ સમજાઈ જશે.

"હવે જીવનનાં બાકી રહેલાં વર્ષો નારાયણની સેવામાં જ ગાળવાં એવો નિશ્ચય થઈ ગયો છે. એમની જ કૃપાથી એ નિશ્ચયનું બળ આવ્યું છે. અને જીવન સુધી એ જ કૃપા એ નિશ્ચયને નિભાવશે, એવો વિશ્વાસ અને ખાત્રી છે. પ્રભુનામનો પ્રચાર એ જ જીવનનું હવે લક્ષ્ય છે........."........વગેરે વગેરે........પત્ર નં. ૫૩ મો (પાનાં ૧૭૪ થી ૧૭૬) પરમાનંદસ્વરૂપ શ્રી ચંપકભાઈનું ધ્યેય અને લક્ષ્ય રજુ કરે છે.

અને છેવટે.....પરમાનંદસ્વરૂપ શ્રી ચંપકભાઈ વાચકો પાસે, ભક્તો પાસે યાચના કરે છે અને તે પ્રેમની.....દિવ્ય પ્રેમની—જુઓ પત્ર નં. ૮૩............"મારે બીજી કશી જ ઇચ્છા નથી. બધાં જ

ભક્તોના ચરણકમળની શુદ્ધ અહૈતુકી ભક્તિ જ રહે એ વિના બીજી કશી જ ઇચ્છા નથી. એને માટે મારી પાસે પ્રેમ નથી—એટલે એ પ્રેમનો ભિખારી બની હું દરવાજે દરવાજે ભટકું છું—ભટકીશ—શું તમારે બારણે આવેલો ભિખારી ખાલી હાથે પાછો જશે?... ......તમારી પાસે ઘણું છે તેમાંથી થોડું આપશો તો ઘટશે નહિ. **ભક્તો પાસે શું નથી? ભગવાન તો ભિખારી બની ગયો છે. એટલે એની પાસે તો શું જઈને માગું? કારણ એણે બધું જ એનું ભક્તોને સોંપી દીધું છે એટલે ભક્તો પાસે જ માગવું રહ્યું."**

આ પુસ્તકનું નામ પરમાનંદ પત્રો રાખવામાં આવ્યું છે કારણ કે પત્રો જ પરમાનંદરૂપ છે, અને પરમાનંદ પ્રાપ્ત કરાવે તેવા છે. પરમાનંદસ્વરૂપ શ્રી ચંપકભાઇએ ભક્તો પર લખેલા આ પત્રોમાંથી બીજું મળી પણ શું શકે? પ્રેમ—કેવળ પ્રેમ—પરમાનંદ—કેવળ ભક્તિ—કેવળ જ્ઞાન—જે કંઈ નામ આપો તે—એ પરમસુખધામરૂપી પરમ આનંદ જ શબ્દે શબ્દે નીતરી રહ્યો છે. આ તો ગંગાજીનો પરમ પ્રેમરૂપી પરમાનંદપ્રવાહ અવિરત અને સતત વહી રહ્યો છે. જેઓ પરમ પ્રભુના કૃપાળુ ભાગ્યશાળી ભક્તો છે તેઓને આ પ્રેમગંગામાં ડૂબકી મારવા નિમંત્રણ આપીએ છીએ.

છેવટમાં આ પુસ્તકની પ્રુફો સુધારવામાં મુરબ્બી શ્રી પુનમચંદભાઈએ જે અમૂલ્ય સમયનો ભોગ આપ્યો છે તેમ જ તેમના અનુભવનો અમને જે સાથ આપ્યો છે તેના માટે તેમના ઋણી છીએ.

શ્રી ચુનીભાઈ તથા શ્રી યશવંતભાઈ—યશવંત પ્રિન્ટીંગ પ્રેસના માલિક —તેમણે જે ઝડપથી અને કાળજીપૂર્વક સમયસર પુસ્તક તૈયાર કરી દીધું તે માટે અમો તેમનો આભાર માનીએ છીએ.

મેસર્સ એન. એમ. ઠક્કર એન્ડ કું.ના માલિક શ્રી નંદલાલ-ભાઇએ આ પુસ્તકના પ્રકાશન સંબંધમાં તથા પુસ્તકને સુંદર સ્વરૂપમાં રજૂ કરવામાં જે પ્રેમપૂર્વક સહકાર તથા સલાહ સૂચન આપ્યાં છે તે બદલ અમો તેઓના ખરેખર ઋણી છીએ.

નારાયણ જયંતિ
તા. ૧૫-૧૨-૫૯

નટવરલાલ સોમચંદ વૈદ્ય
બી. એ.

# प्रस्तावना

प्रेमस्वरूप श्री चंपकभाईके अमूल्य पत्रोंका संकलन वाचक बंधुओं के सामने रखते हुअे हमें अत्यंत हर्ष हो रहा है। परमानंद स्वरूप श्री चंपकभाई अेक प्रेमीभक्त, प्रेमयोगी अेवं परम ज्ञानी हैं। अुनका सारा जीवन रसमय, अद्भुत और केवल भजनके रंग से रंगा हुआ है।

अुनका कहना है कि..."जीवन का साध्य अपने प्रणयी प्रियतम प्रभु को पाकर प्रभुमय हो जाना ही है। इस साध्य के लिये भगवन्नाम ही अेक मात्र साधन है।

हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम्।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा॥

नाम चिरंतन सत्य है। हरिनाम पुष्पों से हरि का पूजन करो। भगवन्नाम ही भगवान है। भजन ही भगवान है। नाम ही परमानंद है। नाम! नाम! जहाँ नाम है वहीं नारायण हैं।

संत तुलसीदास कहते है...

"कलियुग केवल नाम अधारा।
सुमिरि सुमिरि भव अुतरहु पारा॥"

रामकृष्ण परमहंस नाम संकीर्तनके बारेमें कहते हैं... "जिस प्रकार ताली बजानेसे झाड़ अुपर के सब पंखी अुड

जाते हैं, अुसी प्रकार प्रभुनाम संकीतन से इस शरीररूपी पेडमें से अविद्यारूपी पंखी अुड जाते हैं ।"

नारायण स्वरूप श्री चंपकभाई के बारेमें और क्या लिखा जाय ? — सिवाय कि प्रेम, प्रेम और प्रेम ।

पूज्य नारायण स्वामीने गुरु के बारेमें ठीक ही कहा है कि...."जिसने गुरु का दर्शन किया, अुसने भगवान के दर्शन किये । गुरु के दर्शन से ही भगवान के दर्शन होते है । भगवान हमारे गुरु हैं और गुरु ही हमारे भगवान हैं । गुरु को ढूंढने से हमें भगवत्-प्राप्ति हो जाती है । गुरु-प्राप्ति ही पूर्ण आत्मसाक्षात्कार है । गुरु-प्राप्ति, भगवत्-प्राप्ति, आत्मसाक्षात्कार, ज्ञान, योग, भक्ति, प्रेम सब अेक ही हैं । अलग नहीं हैं ।

गुरोः परतरं नास्ति तस्मात्संपूजयेद्गुरुम् ।
गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

यह पुस्तिका अुन सब को आनन्दित करनेवाली है जो कि प्रभु प्रेमी है । यह वाचक बंधुओं को प्रेम-भक्ति से अवश्य परमानन्दित करेगी । साथ ही पूज्य परमानन्द के प्रेम व आशीर्वाद के शुभ्र-सुमनों से हमारे जीवन को परमानंदमय अेवं भक्तिमय करती रहे ।

कु. सुधा राठी

# પ્રસ્તાવના.

પ્રેમ સ્વરૂપ શ્રી ચંપકભાઈના અમુલ્ય પત્રોનો સંગ્રહ વાચક બંધુઓની સામે રજુ કરતાં અત્યંત હર્ષ થાય છે. પરમાનંદ સ્વરૂપ શ્રી ચંપકભાઈ એક પ્રેમી ભકત, પ્રેમયોગી અને પરમ જ્ઞાની છે. એમનું આખું જીવન રસમય અદ્‌ભુત અને કેવળ ભજનના રંગે રંગાયેલું છે.

તેઓશ્રી કહે છે કે "જીવનનું સાધ્ય પોતાના પ્રણયી પ્રિયતમ પ્રભુને પ્રાપ્ત કરી પ્રભુમય બની જવું એ જ છે. એ સાધ્યને માટે ભગવન્નામ જ એક માત્ર સાધન છે.

हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

નામ ચિરંતન સત્ય છે. હરિનામપુષ્પોથી હરિનું પૂજન કરો. ભગવન્નામજ ભગવાન છે. ભજન જ ભગવાન છે. નામજ પરમાનંદ છે. નામ! નામ! જ્યાં નામ છે ત્યાં નારાયણ છે."

સંત તુલસીદાસ કહે છે કે:

कलियुग केवल नाम अधारा ।
सुमिरि सुमिरि भवउतरहु पार ॥

રામકૃષ્ણ પરમહંસ નામકીર્તનની બાબતમાં કહે છે કે: "જેમ તાળી વગાડવાથી ઝાડ ઊપરના બધાં પક્ષી ઉડી જાય છે. તેવી જ રીતે પ્રભુનામ સંકીર્તનથી આ શરીર રૂપી વૃક્ષમાંથી અવિદ્યા-રૂપી પંખી ઊડી જાય છે."

નારાયણ સ્વરૂપ શ્રી ચંપકભાઈ વિષે બીજું શું લખું! સિવાય કે પ્રેમ—પ્રેમ—પ્રેમ.

. પૂજ્ય નારાયણ સ્વામીએ ગુરુની બાબતમાં યોગ્ય જ કહ્યું છે કે "જેણે ગુરુનાં દર્શન કર્યાં, તેણે ભગવાનનાં દર્શન કર્યા. ગુરુનાં દર્શનથી જ ભગવાનનાં દર્શન થાય છે. ભગવાન આપણા ગુરુ છે. અને ગુરુ જ આપણા ભગવાન છે. ગુરુની ખોજથી જ આપણને ભગવદ્‌–પ્રાપ્તિ થઈ જાય છે. ગુરુ પ્રાપ્તિ જ પૂર્ણ આત્મસાક્ષાત્કાર છે. ગુરુપ્રાપ્તિ, ભગવદ્‌પ્રાપ્તિ, આત્મસાક્ષાત્કાર, જ્ઞાન, યોગ, ભક્તિ, પ્રેમ બધાં એક જ છે, જુદાં નથી.

गुरोः परतरं नास्ति तस्मात्संपूज्येद् गुरुम् ।
गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात्परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

જેઓ પ્રભુપ્રેમી છે એ સૌને આ પુસ્તક આનંદિત કરશે. વાચક બંધુઓને પ્રેમભક્તિથી અવશ્ય એ પરમાનંદિત કરશે.

આ પુસ્તક પૂજ્ય શ્રી પરમાનંદનાં પ્રેમ અને આશીર્વાદના સુંદર પુષ્પોથી અમારા જીવનને પરમાનંદમય અને ભક્તિમય કરતી રહે.

કુ. સુધા રાઠી.

॥ ॐ श्री नारायणाय: ॥

પત્ર–૧ ડીસેમ્બર ૧૯૫૦; માગશર સુદ–૧૩

**પૂજ્ય સ્વામિશ્રી નારાયણ મહારાજશ્રીની સેવામાં,**

આપની જન્મતિથિ નિમિત્તે હું આપને મારા અભિનંદન પાઠવું છું. વધુ જીવો ને અમારા જેવા અજ્ઞાની-ઓને જ્ઞાન આપો, ઉદ્ધાર કરો : સદા તમારું જીવન યશસ્વી બની રહો, એ જ ઇચ્છા :

આપનો મારા ઉપર તો બિલકુલ પત્ર આવતો નથી. હંમેશ મનમાં એમ થયા કરે છે કે સ્વામીજી શા માટે પત્ર લખતા નથી? શું કંઇ મારાથી અવિનય થયો છે? ભૂલ થઇ છે? એવું હોય તો જણાવશો. જેથી હું ભૂલ સુધારી શકું. તો જરૂરથી કૃપા કરશો.

અત્યારનું સાંસારિક જીવન ઘણું જ ભયંકર બન્યું છે. ઇશ્વર ચિંતનમાં સંસાર જ ઘણો નડે છે. મારી તો ઇશ્વર પાસે અને આપની પાસે એક જ માગણી છે કે અમારું ધ્યાન હંમેશ નારાયણચરણમાં રહે. એના માટે ભલે ગમે તે ભોગ અપાય. જે અનિત્ય જ છે તેવું જવાથી દુઃખ શું? વધુ શું? કૃપા કરશો જ.

જરબાઇ વાડીયા રોડ, પરેલ,<br>નાના બીલ્ડીંગ, ચોથે માળે,<br>મુંબઇ–૧૨.

પરમાનંદ

પત્ર ૨ ૧૦-૧૨-૫૪.

ભગવતી—પ્રિય......,

પ્રેમપૂર્ણ પત્ર મળ્યો. બધું જાણ્યું. ભક્તિ માટેની આતુરતા જોઇ ઘણો આનંદ થયો. ભક્તિ તો જેટલી કરીએ એટલી ઓછી, કારણ કે એની કોઈ સીમા જ નથી. પ્રેમ અને ભક્તિ એ બન્ને એક જ વસ્તુનાં બે નામો છે. અને એ સાધનથી જ ઇષ્ટની—માની પ્રાપ્તિ બહુ જ શીઘ્રતાથી થઇ શકે છે. અત્યારે ભક્તિ જેવું બીજું એક પણ સાધન નથી કે જેનાથી શાંતિ મળી શકે. કળિયુગમાં ભક્તિ જ સર્વશ્રેષ્ઠ સાધન છે. સંતોએ અનુભવ્યું છે અને મારો પણ એ જ અનુભવ છે.

હવે ભક્તિ કેમ કરવી? પ્રાણી માત્રમાં **માનાં** દર્શન કરવાની ટેવ પાડવી. કીડીથી માંડીને વાઘ, સિંહ, મનુષ્ય સર્વમાં એક કેવળ મા જ છે, એ ભાવનાથી સર્વમાં માને જોવી. આ બધી માની જ લીલા છે. નિત્ય પણ મા અને લીલા પણ મા. બસ, આખો વખત મા, મા જ કર્યા કરવું. ઊઠતાં, બેસતાં, સૂતાં, ખાતાં, પીતાં, કોઇપણ સંજોગોમાં માનું રટણ ભૂલવું નહીં. બસ, પછી બધું જ કામ પતી જશે. મા જ બધું સમજાવી દેશે. ખૂબ વ્યાકુળતા-પૂર્વક માનું શરણું લેવું જોઇએ. જેવી રીતે મા—બાપ, ભાઇ, બહેન, સ્ત્રી, વગેરે પર આપણે કેવાં પ્રેમ કરીએ છીએ! એમનો વિયોગ આપણાથી સહેજ પણ સહન થતો નથી, તેવો જ વિયોગ **મા** માટે થવો જોઇએ, તેટલો જ

પ્રેમ મા ઉપર થશે કે તુરત જ મા પ્રગટ થઈ જશે. અને એ જ બધું જ્ઞાન, વિજ્ઞાન સમજાવી દેશે. આપણી ફરજ તો બસ મા, મા, કરવાની છે. માના નામનું સ્મરણ કરવાથી, જપ કરવાથી મા ઉપર પ્રેમ થઈ જશે. અને પ્રેમ થશે એટલે પછી દર્શન પણ થઈ જશે. જ્ઞાન થઈ જશે. ત્યારે કેવળ મા જ બધે એની મેળે જ દેખાયા કરશે. જગત દેખાવું જ બંધ થઇ જશે. અરે! મા જ છે, જગત છે જ ક્યાં? મા ન હોય તો જગત કેવી રીતે હોઈ શકે? મા છે તો તું છે, હું છું, મા ન હોત તો આપણે હોત? માટે મા વિના બીજું કશું છે જ નહિ. તે તો તું જેમ જેમ ભક્તિ કરતો જશે તેમ તેમ સમજાતું જશે.

પણ જો જે, ભક્તિમાં દંભ–મને લોકો ભક્ત કહે એવી લાલસા, કીર્તિ મેળવવાની ઇચ્છા એ બધાંથી પર રહેજે. ખાસ ધ્યાન રાખવાનું છે. નહીં તો આ બધા ચોરો લૂંટી જશે. કેવળ પ્રેમપૂર્વક નિષ્કામ ભાવે માનું રટણ કરવું. કશી જ ઇચ્છા કરવી નહીં. ઇચ્છા માથી દૂર કરે છે. ભક્તિની ઇચ્છા કરવી અને સંતોનો સમાગમ કર્યા કરવો. જેમ બને તેમ મૌનનો અભ્યાસ વધારવો. વાતો કરવી તો માની વાતો કરવી. બીજી વાતો પર ધ્યાન જ ન આપવું. એટલે ભક્તિ સુલભ થઈ જશે. ભક્તિ જ મા બની જશે. અરે! ભક્તિ એટલે જ **મા**. મા અને ભક્તિમાં કાંઈ જ ફરક નથી. જેટલા કલાક ભક્તિમાં જશે તેટલો વખત માનું સાન્નિધ્ય રહેશે. માટે દિવસમાં જેમ બને તેમ માનું સ્મરણ વધારે કરવું. એટલે તું જ મા રૂપ થઈ જઇશ.

પછી બીજું કોઈ રહેશે નહીં અને સર્વત્ર આનંદ આનંદ થઈ જશે. સંસારમાં આનંદમયી જ બધું જણાશે. અહાહા! કેવળ આનંદમયી! આનંદમયી! મા, મા, મા, મા, મા! બીજું કાંઈ જ નહીં. તું પણ મા, હું પણ મા. જીવ જંતુ સઘળું મા.

"દર્શન અંબાના કરવાને સઘળે અંબા જોવી જોઈએ."

બસ, "સચ્ચિદાનંદ માઈ. સચ્ચિદાનંદ," ૐ મા, મા, ૐ મા! ખૂબ પ્રેમપૂર્વક માનું રટણ કરો. મા જ ભક્તિ; મા જ પ્રેમ; મા જ બધું. અહાહા!! કેટલો આનંદ! હવે નથી લખી શકતો. લખતાં લખતાં પેન્સીલ ધ્રૂજી ઊઠે છે. માના સ્મરણોથી હાથ પણ મૌન બની જવા માંડયો છે. દિગ્મૂઢ બની ગયો છે. કેવી રીતે હવે લખું?

"શ્રી માઈ શરણં મમ" બસ, મા! મા! હું, તું બધું જ મા. મા! મા, મા! ૐ ૐ ૐ મા, મા, મા! સર્વમાં મા અને મામાં સર્વ. બધું જ મા. ચૈતન્ય મા અને જડ પણ મા. નિત્ય અને લીલા બધું જ મા. મા! મા! મા! મા! મા! ૐ ૐ ૐ ૐ બસ મા! નમસ્કાર, માને પ્રણામ, મા!

**પરમાનંદ**

ૐ મા! મા! મા!

પત્ર-૩ ૧૩-૧૨-૫૪

ભગવદ્ પ્રિય.......,

તમે લખતાં હતાં કે શ્રદ્ધાનંદજી કલકત્તા આવવાના છે તો આવી ગયા હશે. એમને મારા પ્રણામ કહેશો. નમસ્કાર ૐ ૐ ૐ.

સવારે જલદી ઊઠવાનું ચાલુ જ હશે. ભગવાન પર પ્રેમ થાય છે એટલે કશું જ અશક્ય નથી રહેતું. પ્રેમ વગરની સાધનામાં ફળ નથી પાકતાં. જેવી રીતે છોડ વાવીએ અને જો એને જળસિંચન ન કરીએ તો છોડ થોડા દિવસમાં કરમાઇ જશે, મરી જશે; એવું જ ભક્તિમાં છે. બીજ વાવવું પડે અને ત્યાર પછી એ ભક્તિરૂપી બીજ પર પ્રેમનું જળસિંચન થવું જોઈએ, તો જ ફળ આપે અને ઇષ્ટ પ્રાપ્તિ થાય. માટે સતત પ્રેમસિંચન થાય તો જ ભક્તિ વધે અને પછી એ જ ભક્તિ જીવને પ્રભુનું મિલન કરાવી દે, બલ્કે એ ભક્તિ જ પ્રભુરૂપ બની જાય છે. સાધન જ ધ્યેય બની જાય છે. ભક્તિ, ભક્ત અને ભગવાનમાં પછી ફરક રહેતો જ નથી. બધું એક જ થઈ જાય છે. અહાહા! અને પછી તો રસગુલ્લાં, આનંદ! આનંદ! ૐ ૐ. ઉત્કૃષ્ટ ભક્તિ (પ્રેમ) એટલે જ પરમાત્મા; એ જ પરમ પદ. ૐ. માટે એ સતત થવું જોઇએ. સંસારી માણસ પણ એ પ્રેમનો, એ પરમપદનો અધિકારી છે. કહેશો કે કામ-ધંધામાંથી સમય જ નથી મળતો, તો ભજન કેવી રીતે

કરીએ? પણ એ મનની કાયરતા છે. જો મનુષ્ય નિશ્ચય કરે તો કશું જ અશક્ય નથી.

કન્યા પરણીને સાસરે જાય છે અને પછી ત્યાં સાસુ, સસરા, નણંદ, દિયર, ભોજાઇ વગેરે પતિના કુટુંબના દરેક માણસની સેવા કરે છે. પણ તેનું મન ક્યાં હશે? એ તો એના પતિમાં જ હશે. આખો વખત એના પતિના જ વિચારોએ એને ઘેરી હશે. તેવી જ રીતે સંસારમાં નોકરી, ધંધો હોય, છોકરાં-સ્ત્રી બધાં હોય, તેમાં શું થઇ ગયું? આપણો તો બસ ધણી જ (પ્રભુ). સેવા બધાની પણ ધ્યાન પ્રભુમાં જ રહેવું જોઇએ. એ જ ખરી ભક્તિ અને પ્રેમ ગણાય. કશાનો પણ ત્યાગ કરવાની જરૂર રહેતી નથી. બસ, આ બધું પ્રભુનું જ છે અને હું પ્રભુની સેવા કરું છું એ જ ભાવના વધવી જોઇએ. પ્રભુ વિના બીજું કશું છે જ નહીં—એમ જો સંસારમાં રહીએ તો આપણું કામ થઇ જાય. નહિ તો પછી તો છે જ: જવું ને આવવું.

મનુષ્ય શરીર પુરુષાર્થ કરવા મળ્યું છે. ક્યારે એના પર ડીક્રી થશે એની ખબર જ કોઇને નથી. તો પછી લેણદારને શરણે પહેલેથી જ શા માટે ન જવું? એને શરણે જવાથી બચી જઈશું. પછી તો ફિકર રહેતી જ નથી. બહુ સહેલો આ રસ્તો છે. તુરત ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. કળિયુગમાં તો આ જ સાધન શીઘ્રતાથી પ્રભુપ્રાપ્તિ કરાવી દે છે. માટે રાતદિવસ લાગી પડવું જોઈએ. તમે હવે લાગી પડ્યા લાગો છો. ખેર! જેને ભૂખ લાગી હોય તે કેવી રીતે ઊંઘી શકે? શું તમને હવે બહુ સખત ભૂખ

લાગી છે? એ તો તમે જ જાણો. જેને ભૂખ લાગે તે ગમે તે રીતે ખાઈ લેવાનો જ. ખરેખર, આ ભૂખ કોઈ ભાગ્યશાળી હોય તેને જ લાગે છે. તમારાં લક્ષણો તો ઘણાં સારાં છે. હવે તમારું પેટ ધીરે ધીરે સારું થતું જણાય છે. પેટ સારું હોય તો જ ભૂખ લાગે, અને તો જ ખાવાનો આનંદ પણ આવે. તેવી જ રીતે મન નિર્મળ હોય, તો જ પ્રેમ ઉદ્ભવે છે. અને પ્રેમ ઉદ્ભવે એટલે વસ્તુપ્રાપ્તિ થાય છે. પ્રેમનું ઉદ્ભવવું એ જ પ્રભુનું પ્રગટ થવું. પેટ સાફ કરવા માટે વૈદ્ય જુલાબ આપે. તેવી જ રીતે સદ્ગુરુ પણ મુમુક્ષુનું મન નિર્મળ કરવા ભક્તિનો ઉપદેશ કરે છે. શરૂઆતમાં બહુ જ વિકટ લાગે છે. પણ પછી તો હંમેશનો આનંદ થઈ જાય છે. થોડી તકલીફ પડે, પણ એ તકલીફ તકલીફ નથી કારણ કે ભવિષ્યમાં સુખ થઈ જશે; સારું થઈ જશે, એટલે પીડામાં પણ આનંદ જ રહે છે. આસન કરો છો કે? શીર્ષાસન અને પદ્માસનનો રોજ અભ્યાસ ચાલુ રાખવો જોઇએ. શીર્ષાસનથી ભગવત્સ્મરણ વધે છે, અને પદ્માસનથી મનની ચંચળતા દૂર થાય છે. માટે રોજ કલાક બે કલાક દિવસમાં પદ્માસનથી બેસવું. શીર્ષાસન રોજ સવારે જેટલું બને તેટલું કરવું. બીજાં આસનો થાય તો તે પણ કરવાં જેથી શરીર ઠીક રહેશે. શરીર પણ ઠીક હશે તો જ ભક્તિ થઈ શકશે. માટે એનું પણ ધ્યાન રાખવાની ખાસ જરૂર છે. માટે ધ્યાન રાખશો. ક્યાં સુધી લેણદાર થોભશે? જો ચૂકયા, તો ડીક્રી બજી જશે. પછી આપણું કોઈ નહીં સાંભળે. માટે જલદી જલદી લેણદારને સમજાવી દો. લેણદાર બહુ

ઉદાર છે, બહુ જ દયાવાળો છે, તુરત જ માની જાય છે; પણ આપણે તેને મનાવવો તો જોઇએ જ ને? એની ખુશામત કરો. "હે શેઠ, હવે મારી પાસે છે જ શું? જે કાંઈ છે તે પણ હવે તમને જ સોંપું છું. નથી સોંપતો તો પણ તમે ડીક્રી બજાવીને લઈ લેશો. એટલે તમે ડીક્રી બજાવો તે પહેલાં જ તમારું તમને સોંપી દઉં છું. તમારે મારું જેમ કરવું હોય તેમ કરો. પણ હવે મારે વારંવાર ફસાવું નથી. દેવું કરવું નથી. હું તમારો સેવક થઇને જ રહીશ. કાંઈ નહીં માગું. જે આપશો તે ખાઈશ. હવે મારે વેપાર કરવો નથી. બસ! તમારી જ પાસે જેમ રાખશો તેમ રહીશ. કંઇ નહિ માગું. જે આપશો તે ખાઈશ. ટાઢું, વાસી, સૂકું પાકું જે હોય તે ચલાવીશ. કોઈ દિવસ ફરિયાદ નહીં કરું. પગાર પણ નહીં માગું. બસ, હવે તો મને રાખશો ને? હવે મને તમારી પાસે રાખવામાં તમને શું વાંધો છે?" તો પણ જો તે ન સમજે, તો તેને કહેવું કે, "શેઠ, કેમ બોલતા નથી? જો તમે મને તમારી પાસે સ્થાન નહીં આપો તો તમારું રટણ કરતો કરતો તમારે બારણે ભૂખ્યો ભૂખ્યો પડી રહીશ. મરી જઇશ, પણ હવે તમને નહીં છોડું. દયાળું શેઠ, મારે તમારું કશું જોઈતું નથી. બસ, મને તમારી પાસે રહેવા દો. તમે તો દયાળુ છો એમ સાંભળેલું. હવે કેમ મૌન બની ગયા છો? તમે તો અનાથના નાથ છો. મારા ગરીબનું હવે તમારા વિના બીજું કોણ બેલી છે? જો હું આમ કકળી કકળીને–રડી રડીને ભૂખ્યો ભૂખ્યો તમારે બારણે મરી જઇશ તો બધાં

તમને શું કહેશે? આવો મોટો શેઠ થઈને સહેજ પણ દયા નહીં આવી? ભવિષ્યમાં તમારે બારણે પછી કોણ ઊભું રહેશે? કાંઈ નહીં તો તમારી આબરૂનો તો વિચાર કરો! હું તો દેવાળિયો જ છું, પણ તમે તો શેઠ છો. તમારે શરણે આવ્યો છું. તમારા ચરણમાં મને સ્થાન આપો. જોઈએ તો મારાં ચામડાના જોડા બનાવી તમને પહેરાવું, પણ હવે મને ન તરછોડો. મારું હવે કોણ છે? નાથ! બચાવો. બચાવો. તમારા વિના હવે હું કેમ જીવી શકું? ક્ષણ ક્ષણ તરફડાવી રહી છે. હવે મારું દુઃખ કોને કહું? મારું કોણ સાંભળશે? તમે તો મૂંગા બ્હેરા બની ગયા લાગો છો. પણ હું ઘાંટા પાડી પાડીને તમને સંભળાવીશ. તમારે સાંભળવું જ પડશે. દયાળુ નાથ! દીનદયાળ! ગરીબ પરવર! શું તમને મારી સહેજ પણ દયા નથી આવતી? શું મારું દેવું માફ નહીં કરો? શું મારા પાપોની ક્ષમા મને નહીં મળે? તમે તો ખાત્રી આપી છે કે ગમે તેવો પાપી પણ જો મારું શરણ લેશે તો હું તત્કાળ તેને પાપમાંથી મુક્ત કરીશ.

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्।
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांन्ति निगच्छति।
कौन्तेय प्रति-जानीहि न मे भक्तः प्रणश्यति॥

આ બધું શું તમે ખોટું જ કહ્યું હતું?

"मी दीन, पतित अन्यायी शरण आलो विठो माऊी।"

આહા હા ! હવે હસ્યા ! તમે હસ્યા એટલે જ મારું કામ થઇ ગયું. કેવા ખંધા છો ! મને તરફડાવી માર્યો. સેવકને તરફડાવવામાં શેઠને આનંદ આવે છે તો સેવકને તરફડવામાં વધારે આનંદ આવે છે. બસ, પછી શું ? આનંદ ! આનંદ ! પ્રભુ ! પ્રભુ ! દયાળુ ! ૐ ૐ ૐ ! પછી તો ભક્ત ભગવાન અને ભગવાન ભક્ત—એક થઇ જશે. છૂટા પડશે જ નહીં. એક થયા પછી શું લખું ?

પરમાનંદ ૐ ૐ હરિ ૐ.

पत्र–८ दिनाङ्क २०–१२–५४

भगवद् प्रिय......,

श्री.......................ने फिर मुंबई आकर आप लोगोंकी याद दीला दी । क्या करुँ ? क्या लिखुं ? माताजी, पिताजी, डॉक्टर बड़े भैया, और ओ कुत्ता, और छोटी लड़की, नौकरानी, ये सबकी याद जब मुझे आ जाती है तब मैं विवश हो ऊठता हूँ । प्रभुप्रेमियोंकी यादसे हृदय आनंदसे विभोर हो जाता हैं । आनंद आनंद ॐ ॐ मा, मा, मा, ॐ ॐ ॐ ॐ ॐ । मेरे प्यारे भगवानके जो भक्त हैं वे मेरे लिये तो पूजनीय हैं । ॐ मा । शिवमोहनमामा और सविताको नमस्कार कहना । रत्नम्‌की याद बहुत सताती है । कितना भोलापन ? कितनी भक्ति ? अहाहा, ॐ कितना प्रेम ? अभी रत्नम् कहां हैं ? मामासे

पूछकर रत्नमूका अेड्रेस मुझे तुरत से लिखना । तकलीफ़ तो थोड़ी जरूर पड़ेगी । वेंकटराव कैसे हैं ? अुनके पत्नी, कितने प्रेमी हैं सब ? सबका हाल लिखना, और सबको मेरा नमस्कार कहना । रघुनाथ, रघुनाथ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ मा ।

भजन कैसे चलता है ? मंदगति तो नहीं आ गई ? देखो, प्रभु को भूलना नहीं चाहिये । संसारमें सुखदुःख आते हि रहते हैं, मगर मनुष्य जन्म बारबार नहीं मिलेगा । प्रभुकी मरजी हि हमारी मरजी हैं । प्रभु जिसमें राजी हैं, अुसमें हमें भी राजी रहना चाहिये । हमारे हाथोंमें है भी क्या ?

कर्म करना हि हमारे हाथोमें है । फल हमारे हाथमें है हि नहीं । हम तो केवल "श्री राम जय राम जय जय राम" करें । बस फिर प्रभुकी इच्छा । क्या भजन करते हो या बंध हो गया ? छोटे बालकको भूल गई । वह तो बड़ा दयालु है, मगर हमारी श्रद्धा अुतनी कहाँ । ॐ ॐ ॐ ॐ ॐ ॐ ।

पंछी हरिसे करले प्रीत,
यह जग झूठा सपना मानो,
यहां कोई न अपना मीत......पंछी०

धन दारा सुत काम न आवे,
वैभव मानो अनीत......पंछी०

हरि सुमरन कब कर हो बालम,
चली उमरियाँ बीत......पंछी०

हरि-गुरु-संत अेकरूप भयेरी,
साच लिखो परतितः
अमृतको यह आरत मानो,
जै हो भवजल जिस.....पंछी०

क्या लिखना? निष्काम भावसे प्रभुकी सेवा भजन करते रहना यही मनुष्य जीवनकी उत्तमता हैं। हरि ॐ ॐ ॐ। सबको नमस्कार नमस्कार प्रणाम। ॐ ॐ ॐ मा, मा, ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ पत्र लिखना। ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ नारायण नारायण नारायण नारायण ॐ। बस,

परमानंद ॐ ॐ.

पत्र-५ તા. ૭-૧-૫૫.

કૃષ્ણ પ્રિય......,

શ્રદ્ધાનંદજી મુંબઇ આવ્યા હોય તો મને હજી ખબર પડી નથી. કારણ કે બે ત્રણ દિવસથી હું મુંબઇ ગયો જ નથી. ગઈ કાલે ગુરુવાર હોવાથી માટુંગા ભજનમાં ગયો હતો. હવે તો ભજનમાં નટવરલાલના બાપા રેગ્યુલર આવતા થઇ ગયા છે. એમને ૬૦ વર્ષ થશે. જેમ તમે ચાર વર્ષ કહો છો તેમ એ ૬૦ વર્ષ કહેતા. પણ હવે તો ભજનની ભૂખ કાંઇક ઉઘડી લાગે છે. તબિયત ઠીક ન હતી તો પણ ભજનમાં આવ્યા હતા. બાબુભાઇ અને નટવરલાલ

તો ભજનમાં ઘણા જ રેગ્યુલર આવે છે. જ્યોત્સના હમણાં દેખાતી નથી. અને એ ઉપરાંત એ લોકો મંગળવારે શાંતાકુંજમાં બધાં ભેગાં મળીને ભજન કરે છે. તમારા શું સમાચાર છે ? ભજનના પ્રોગ્રામો થતા હશે. સત્સંગ પણ થતો હશે. સમાચાર લખશો. ખૂબ ભજન કરવું જોઇએ. નિષ્કામ ભજન જ પ્રભુપ્રાપ્તિ કરાવી દે છે અને એનું બધું જ જ્ઞાન, લીલા સમજાવી દે છે. બસ, આપણે તો પ્રેમપૂર્વક, નિષ્કામ ભાવે, બદલાની આશા વિના ભજન જ કરવું જોઈએ; એ ધ્યેય રાખવું જોઇએ. મનુષ્ય શરીરનો આવો બીજો કોઈ ઉપયોગ નથી. આ શરીર એ પ્રાપ્તિ માટે જ મળ્યું છે, પણ આપણે માયાના કામમાં પડી જઇને એ ભૂલી ગયા છીએ અને દુઃખી થઈ રહ્યા છીએ. પીવાની દવા આંખે લગાડીએ છીએ અને બૂમો પાડીએ છીએ. શું થાય ? ૐ ૐ ૐ !

આપણને પ્રભુ પર પ્રેમ થતો જ નથી. પ્રેમ બધે વહેંચાઈ ગયો છે. એટલે જ ઇશ્વર પર પ્રેમ કરવા આપણી પાસે પ્રેમની બેલેન્સ જ નથી રહી. હવે શું થાય ? પણ ગભરાવાની જરૂર નથી. જેને જેને આપણે પ્રેમ આપ્યો હોય, ધીર્યો હોય, તેની પાસે ઉઘરાણી કરો. ડીક્રી મેળવો અને તે પ્રેમ પાછો લઇ પ્રભુ પર પ્રેમ કરવો શરૂ કરો. જરા અઘરું છે નહીં ? એને માટે પણ રસ્તો છે. નામ-સ્મરણ નામસંકીર્તનથી બહુ જ શીઘ્રતાથી આપણો વહેં-ચેલો પ્રેમ પાછો આપણી પાસે આવી જશે. અને પછી રસ્તો બહુ સરળ થઈ જશે. ખૂબ નામસંકીર્તન, ખૂબ

ખૂબ જપ, ખૂબ ભજન અને પછી તો પ્રભુ કૃષ્ણનો મધુર સ્વાદ ચાખવા મળશે. આનંદ આનંદ થઈ જશે. ૐ ૐ ૐ.

तेषां सतत युक्तानां, भजतां प्रीतिपूर्वकम् । ૐ ૐ ૐ
ददामि बुद्धियोगं तं, येन मामुपयान्ति ते ॥ ૐ ૐ ૐ

પ્રેમપૂર્વક નિષ્કામભાવથી ભજન કરવાથી પ્રભુ એની બધી જ સમૃદ્ધિ, જ્ઞાન-વિજ્ઞાન, બધું જ સમજાવી દેશે. જ્ઞાન એની મેળે જ થઈ જાય છે. શરીર છે ત્યાં સુધીમાં આ જ પ્રાપ્ત કરી લેવા જેવું છે. આ જ સાચું ધન છે. કોણ જાણે એવું શું છે કે આટલું ઉત્તમ સુખ, આટલી ઉત્તમ વસ્તુ, તેને માટે આપણને કંઇ જ થતું નથી, અને પ્રારબ્ધ ઉપર છોડી દઈએ છીએ કે પ્રભુની ઇચ્છા હશે ત્યારે એ જ ભજન કરાવશે. કેવી નિર્બળતા! કેટલુ અજ્ઞાન! જે પ્રારબ્ધ પર છોડવાનું છે તેનો પુરુષાર્થ, અને જેનો પુરુષાર્થ કરવાનો છે તેને પ્રારબ્ધ પર છોડીએ છીએ, અને દુઃખી થઇએ છીએ. જોઇએ છે સુખ, અને દોડીએ છીએ દુઃખ તરફ, અને ભગવાનને દોષ દઇએ છીએ. આપણે જાણીને જ દુઃખી થઇએ છીએ. કલકત્તા જવું હોય તો બોરીબંદરથી ગાડીમાં બેસવું જોઈએ પણ આપણે તો સેન્ટ્રલ સ્ટેશનથી બેસીએ છીએ અને ગાર્ડને પૂછીએ છીએ કે ક્યારે કલકત્તા આવશે,? ત્યારે ગાર્ડ હસે નહીં તો બીજું શું કરે? આપણી આવી મૂર્ખતા છે એટલુ શું થાય? એટલે કલકત્તાને બદલે દિલ્હી પહોંચી જઈએ છીએ અને દુઃખનો પાર જ રહેતો નથી.

માટે પ્રેમ તો પ્રભુ સાથે જ થાય. કઠેકાણે પ્રેમ થાય જ નહીં. એ તો મોહમાં ફસાવા જેવું થાય. માટે પ્રેમ જ્યાં ધીર્યો હોય ત્યાંથી ઉઘરાણી કરી પાછો માંગી લો અને પ્રભુને સોંપી દો એટલે આપણા મનુષ્ય જીવનનું ધ્યેય પૂરું થઈ જાય. શું હજી તમારે ચાર વર્ષ બાકી છે.? પ્રભુનું દેવું જલદી ભરપાઈ નહીં કરો તો ડીક્રી બજાવશે. કયાં સુધી લેણદાર થોભે? ખોટા વાયદા નહીં ચાલે. ખોટો વાયદો કરતાં આપણને શરમ આવવી જોઈએ. વ્યવહારમાં તો આપણે આબરૂની કેટલી પરવા કરીએ છીએ! વાત–વાતમાં આબરૂ સતાવે છે. ત્યારે પછી ભગવાનના દેવા માટે કયે મોઢે આપણે જવાબ દઈશું? ખરી આબરૂ તો ત્યાં જ સાચવવાની છે. માટે ચેતો. જલદી દેવું ચૂકવો. વાયદો નહીં કરો. કોણ જાણે? કાલની કોને ખબર છે? ૐ ૐ! શ્રી કૃષ્ણ! કૃષ્ણ!

હવે તો રજીસ્ટર લગ્ન થાય છે. કલિયુગ છે ને? માટે પ્રભુને જણાવો કે મારે તમારી સાથે પ્રેમ કરવો છે. ખૂબ નમ્રતાથી પ્રેમયાચના કરો. "પરણું તો હવે તમને જ પરણું, નહીં તો તમારે નામે દેહ પાડી નાખીશ. એને કહો, શા માટે મને મોહમાં નાખી? શા માટે મને ફસાવી? અને હવે કેમ તરછોડો છો? મારે જીવનમાં હવે તમારા વિના બીજો કશો જ રસ નથી. હવે હું માબાપને ત્યાં પાછી નથી જવાની, તમારે ત્યાં જ રહીશ. હવે માબાપ સાથે મારે શું કામ છે? તમે તરછોડશો તો પણ તમારે જ બારણે પડી રહીશ. લાંઘણ કરીને દેહ પાડી નાખીશ, પણ હવે હું પાછી નહીં ફરું. પાછી પણ શી રીતે ફરું? હવે એ

લોકો મને સંઘરે જ શાના ? એ તો બધાં પહેલેથી જ કહેતાં હતાં કે અમે પરણાવીએ ત્યાં પરણી જા. પણ મેં મૂર્ખીએ તારી સાથે પ્રેમ કર્યો. આંધળી બની ગઈ હતી. તે વખતે તારા વિના મને કશું સૂઝતું ન હતું. દીવાની બની ગઈ હતી. હવે તું ચૂપ કેમ બની ગયો ? મારી આબરૂ લીધી ને હવે કંઈ બોલતો નથી ! હવે હું કયું મોઢું લઈને પાછી ફરું ? બધાં જ મને ધિક્કારશે. માટે દયા કર. મને તો તારો જ ભરોસો છે. આ જો તો ખરો ? રડી રડીને મારી આંખો સૂઝી ગઈ છે. લોહી સૂકાઇ ગયું છે. દયા કર ! નાથ ! દયા કર. શું કામ તલસાવે છે ? શું તું મારા પ્રેમની ખાત્રી કરી રહ્યો છે ? આ બધું છોડીને હું તારી પાસે આવી, એટલે મને નિરાધાર સમજીને લાભ ઊઠાવે છે ? પણ યાદ રાખજે કે હું સતી છું આર્ય નારી છું. તારે જેટલી ખાત્રી કરવી હોય તેટલી કરી લે. પ્રેમની વેદી પર હું મારું બલીદાન દઇશ, પણ હવે પાછી નહીં ફરું. હવે તારાં બહાનાં હું નહીં સાંભળું. યાદ કર. મને તેં પહેલાં વચનો આપ્યાં હતાં ? શું બધું જ ભૂલી ગયો ? નાથ ! નિષ્ઠુર ન બનો. હવે મને તમારી પાસે જ રાખો. ન તરછોડો. આમાં તો પ્રેમને કલંક લાગશે. કોઈ પછી પ્રેમ નહિ કરે. બધાં ગભરાશે. આવી ભયંકર કસોટી કરવી છોડી દો. પ્રભુ ! દયા કરો મુજ રાંક અબળા પર હું પ્રેમની ભિખારણ છું. તમારાં બધાં જ કામો કરીશ. તમારી પાસે કંઈ જ નહીં માગું. ઘરેણાં, ધન, લૂગડાં કશું જ નહીં માગું. તમારું મને નહીં ખપે. એ બધું તમારી

બીજી સ્ત્રીઓને આપો. હું રુક્ષ્મણી, સાથે પટરાણી પદ માટે ઝઘડો નહીં કરું. તમારી સોળ હજાર આઠસોએ રાણીઓની સેવા કરીશ. તમારે ત્યાં નોકરડી થઈને પડી રહીશ. તમારું એઠું જૂઠું જે વધશે તે ટૂકટા ખાઈ લઈશ. જેમ કહેશો તેમ કરીશ. પણ મને તમારી નજર સમક્ષ રાખો. નાથ! હવે શું કરું? રડાતું પણ નથી. નિદ્રા પણ નથી. હવે મારામાં સૌંદર્ય પણ રહ્યું નથી. કેવી રીતે તમને રીઝવું? શું કરું તો તમે રાજી થશો? તમે જ રસ્તો બતાવો. હવે મારે શું કરવું? હવે મારું કોણ બેલી છે? કેટલી કેટલી આશાએ મેં તમારી સાથે પ્રેમ કર્યો હતો એ તમે ક્યાં નથી જાણતા! હવે તમારાં નયનો કેમ ઊંચાં ઊઠતાં નથી? લોકોની બેન દિકરીઓની તમે આબરૂ લો છો પણ યાદ રાખજો, હું પણ જબરી છું. તમને ન્યાય માટે ઘસડીશ. તમારી પાસે જ ન્યાય કરાવીશ. હું તમારા પર કેસ કરીશ. જલદી જવાબ આપો. પસ્તાશો. તમારી ને મારી બંનેની આબરૂ જશે. મારે તો હવે આબરૂ રહી જ નથી. જે છે તે તમારે જ છે. હજી તક છે. નાથ! તમે જ આ જીવનના હવે ધણી છો. આ દેહથી હવે બીજે પ્રેમ થઈ શકે એમ જ નથી. હું આર્ય લલના છું. યાદ રાખજો. સાર નહીં કાઢો. હવે મને તમારી પોલની બધી જ ખબર પડી ગઈ છે. વ્રજમાં રાધા અને બીજી ગોપીઓ સાથે પ્રેમ કરીને તેમને પણ તેં બહુ જ હેરાન કર્યાં હતાં. તારી લફંગાઈ હું બધે જ કહેતી ફરીશ. તારો ઢંઢેરો પીટીશ, જેથી બીજી કોઇ મારી માફક તારા દાવપેચમાં નહીં ફસાય. મને પહેલાં આટલી

બધી ખબર ન હતી કે તું આટલો બધો વ્યભિચારી છે. હવે તારી પોલો બધી જ જાહેર કરીશ. કોર્ટમાં તારી આબરૂનું લિલામ કરીશ, જેથી તને પણ ખાત્રી થાય કે કોઈ મળ્યું હતું! હજી તક છે. હજી હું તમને જ ચાહું છું. બોલો જવાબ આપો. નાથ! પ્રેમના આવેશમાં મેં તમને ઘણું કહી નાખ્યું. દયા કરો. ક્ષમા કરો. હવે નથી સહન થતું. નાથ! આ દાસીને તમારા ચરણોમાં સ્થાન આપો. બસ, ઓહ! હવે કેમ સમજી ગયા! હવે આવી મશ્કરી કોઇની ના કરશો, નાથ! તમે તો મને ગભરાવી મારી. અને પછી શું?....પછી તો શ્રીકૃષ્ણપ્રભુની ગોદમાં-બધાને ઈર્ષા આવવા લાગી. રુક્ષ્મણી, સત્યભામા, રાધા, વગેરે બધાં જોતાં જ રહ્યાં. પછી તો હું અને મારો વ્હાલો! કૃષ્ણ! કૃષ્ણ! આનંદ! આનંદ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! ૐ કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! અહા હા! પ્રભુજીએ તો મને પ્રેમથી નવરાવી નાખી. કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! અને રજીસ્ટર મૅરૅજ થઈ ગયાં! કલિયુગમાં રજીસ્ટર મૅરેજ કરાય છે. ૐ કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ!.

પત્ર ૬ તા. ૮-૧-૫૫.

પ્રિય કૃષ્ણ પ્રભુ!......,

ક્યાં સુધી તરસાવશો? મને આમ તરફડાવવામાં તમને શો આંનદ આવતો હશે? એ તો તમે જ જાણો.

ગઈ કાલની જ વાત. જુઓને, તમે કેવા હાથતાળી આપી ચાલ્યા ગયા ! તમને બનાવટ કેટલી સરસ આવડે છે ! મારા ભોળપણનો તમે લાભ ઊઠાવો છો. અને મારું શું ગજું ? હું રાંક તમને શું સમજું ? મેં પણ તમને કેટલી ગાળો દીધી ! આટલી આટલી ગાળો દીધી તોપણ તમે તો હસતા જ રહ્યા હતા. નફ્ફટ છો તમે ! એટલે જ હસતા હશો. હસો ! હસો ! જેટલું હસાય એટલું. હું પણ રડી રડીને મરી જઈશ. મારે હવે છે જ શું ? જગત તમને જ ફિટ-કારશે, નાથ ! હવે મને આમ અહીં ક્યાં સુધી રાખી મૂકવી છે ! કેમ બોલાવી તમારી પાસે રાખતા નથી ? મારો અપરાધ કેમ જણાવતા નથી ? એવું તે મારાથી શું પાપ થઈ ગયું છે ? અને જો પાપ થયું હોય તોપણ તમે તો દીનદયાળ છો. માફ કરો. બધાંને માફ કર્યાં છે, તમે તો ! અજામીલ, કબીર, તુલસી, મીરાં, તુકારામ, નામદેવ, સદનો કસાઈ, ગણિકા ને પોપટ જેવાને તમે તારી દીધાં છે. આ તમારી રાંક દાસીને શેં સંતાપો છો ? વાયદા પર વાયદા આપીને, મને અબુધને સમજાવી, પટાવી, ફોસલાવી તમે દૂર જ રહો છો. બોલો. મને માફ કરો. મારા અવગુણ દૂર કરો. તમારે જ મારા અવગુણ દૂર કરવા પડશે. મારામાં શક્તિ જ ક્યાં છે ? હું શું કરું, પ્રભુ ! કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ ! ગઈ કાલે જ જુઓને હું કેટલું રડી ? મારાં આંસુઓ પણ ખૂટી પડ્યાં. કેટલું કલ્પાંત કરાવ્યું ! શું તારી સાથે પ્રેમ કરનારને આહ અને નિસાસા જ બક્ષિસમાં મળે છે ? ના ! ના ! તારું મુખ જોતાં તો એવું નથી લાગતું. તારું મધુરું

હાસ્ય! તારાં સુંદર વસ્ત્રાભૂષણ! તારાં મનોહર નયનો! બંસીના મધુર મધુર રણકાર! અહા હા! કોણ એમાં ન ફસાઈ જાય? હે નાથ, કેટલો આનંદ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! એ બધું યાદ આવે છે ત્યારે નથી રહેવાતું. બસ, જાણે કે આખો વખત તારી પાસે જ બેસી રહીએ. પણ તું તો છટકી જાય છે, ચટક લગાડીને! અમને તરફડાવે છે. આનો પ્રભુ! ક્યારે અંત આવશે? ક્યારે તમારા ચરણમાં અમારું સ્થાન નક્કી કરશો? કોને કહું? આ મારું દુઃખ કોને જણાવું? તારા વિના હવે મારો બીજો કયો આશરો છે? નાથ! દયાળુ કૃષ્ણ! આવો, જલદી આવો. અને તમારા રતુંબડા ચરણમાં આ દાસીને સ્થાન આપો. તેં તો તારું મનોહર રૂપ બતાવીને મને આકર્ષી છે. ગઈ કાલે રાતે કેટલો આનંદ આવ્યો! પણ તું પાછો ભાગી ગયો. હવે પાછું એ જ રડવાનું રહ્યું. તારી યાદમાં ક્ષણ ક્ષણ ભારે લાગે છે. ક્યાં સુધી આ સંસારરૂપી પિંજરમાં મને રાખી મૂકીશ? ક્યાં ગયાં તારાં વચનો? કદાચ હજી મને મારાં પાપો નડતાં હશે. પણ શું કરું? હું તો લાચાર બની બેઠી છું. જે કાંઈ હવે કરવાનું છે તે તો તારે જ કરવાનું છે. પ્રભુ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ! હવે મારે તારા આશ્વાસન અને જ્ઞાનની વાતો નથી સાંભળવી. બહુ વિચાર કરી જોયો. તું સર્વત્ર છે એ જ્ઞાન મને રુચતું નથી. એવા આશ્વાસનમાં હું નહીં ફસાઉં. જેનો હું વિચાર કરું છું તેનાથી તું પર જ રહ્યો છે. બધું જ તું ન હોય તો નકામું છે. મન બુદ્ધિ દેહ એ બધું તારે જ આધારે

છે. જો તું જ તરછોડશે તો પછી એ નહીં ટકે. મને એવી બુદ્ધિની વાતો, મન, શરીર કોઈની પરવા નથી. સાંસારિક બધી વસ્તુઓનું મારે શું કામ? મારે તો પ્રભુ કૃષ્ણ! તારું જ કામ છે. બધું જ તારા ચરણોમાં અર્પણ છે. કેવી રીતે તને રિઝાવું? આવેશમાં ગાળો પણ દઈ દઉં છું. શું કરું ત્યારે? હવે હું મારા વશમાં જ રહી નથી. હાય હાય, તેં મારું બધું જ હરણ કર્યું છે! કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ! માધવ માધવ માધવ! આ મારા હૃદયનો બળાપો તને લખી લખીને જણાવું છું. મનને ઘણું સમજાવવા પ્રયત્ન કરું છું. પણ હવે મન હાથમાં જ નથી રહ્યું. હવે તો પ્રભુ! તારી દયા પર જ છે. કૃપા કર. કૃપા કર. પ્રભુ આ કિંકરીને તમારા ચરણમાં લઈ લો. નાથ! લઈ લ્યો. નથી લખી શકાતું. હવે વધારે શું લખું? પ્રભુ, કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ! બધું જ ચિન્મય. કૃષ્ણરૂપ!—નામ પણ કૃષ્ણ! નામી પણ કૃષ્ણ! કબાટ, ખુરસી, પલંગ, જડ, ચેતન જે કાંઈ દેખાતું હોય, તે બધું જ કૃષ્ણ રૂપ દેખાયું. ગભરામણ ખૂબ થઈ ગઈ. આ શું? મહાન આશ્ચર્ય! બીજું કશું જ ન હતું. મારા શરીર સહિત સઘળું જ કૃષ્ણરૂપ જોયું. મારું રૂપ પણ કૃષ્ણરૂપ બની ગયું. બધી જ વસ્તુઓ ચિન્મય જણાવા લાગી. શું લખું? અહાહા! ૐ કૃષ્ણ કૃષ્ણ! રામ પણ કૃષ્ણ! શિવ પણ કૃષ્ણ! મહંમદ પણ કૃષ્ણ! અલ્લાહ પણ કૃષ્ણ! ઈશુ પણ કૃષ્ણ! મહાવીર પણ

કૃષ્ણ ! બધાં જ કૃષ્ણ ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃણ કૃષ્ણ ! આંખો બાવરી બની ગઈ, જોઈ શકી નહીં. તેજ સહન ન થયું એટલે આંખો બંધ કરી દીધી. પણ ત્યાં પણ એ શ્યામરૂપ. ત્યાં પણ એ જ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ! બધા ભક્ત મિત્રોને મેં યાદ કરવા માંડ્યા. નૌ...., શિ...., ર...., શું...., છો...., લા..., ન...., મ...., ઈ...., વગેરે જેને જેને યાદ કર્યા તે બધા જ કૃષ્ણ બની ગયા. કોઈપણ જૂના ધારણ કરેલા રૂપે દેખાયા જ નહીં. કલકત્તા, મુંબઈ, ત્રિ...., શા...., ક...., દ...., કોઈ રહ્યા જ નહીં. અને બધા જ કૃષ્ણ બની ગયા. બંધ આંખે જે જોયું તે જ ખુલ્લી આંખોએ જોયું. કાંઈ જ શુદ્ધ બુદ્ધ રહી નહીં એવું થઈ ગયું. જે હોય તે. પણ મારે માટે આ સત્ય હતું. શું મારું આ ગાંડપણ હશે ? અહાહા ! આ અદ્‌ભુત આનંદનું શું લખું ? બસ કરો પ્રભુ ! હવે સહન થતું નથી. દયા કરો, નાથ ! દયાળુ પ્રભુ ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ! બસ પછી તો બધું ધીમે ધીમે શાંત થતું ગયું. પાછું પૂર્વવત્ બધું જ બની ગયું.

છેલ્લા દસ દિવસથી, મારા મનની સ્થિતિ ઘણી વિચિત્ર બની ગઈ હતી. ઘરમાંથી બહાર નીકળવાનું ગમતું જ ન હતું. ખાવું, પીવું, બધું જ યંત્રવત્ થઈ ગયું હતું. આખો વખત કૃષ્ણસ્મરણ થયા કરતું. કોઈપણ ચીજ ગમતી ન હતી. ખાવા પીવાનું બધું જ યંત્રવત્ થઈ ગયું હતું. કોઈ વખત અર્ધ બાહ્ય દશા કે કોઈ વખત બિલકુલ ચેતનહીન દશા થઈ જતી. અને તેમાં મને ઉપરનાં દર્શનો

થતાં. ખૂબ રડતો. રાત્રિમાં ઊંઘમાં પણ એ જ દૃશ્ય. જાગતાં, ઊઠતાં, બેસતાં, બધું જ ચિન્મય દર્શન. આખરે પ્રભુને પ્રાર્થના કરવી પડી. બસ, પ્રભુ! બસ, પ્રભુ! આજે કાંઈક રાહત થઈ છે. પ્રભુએ પકડ સહજ ઢીલી કરી છે. એટલે આ લખી રહ્યો છું. હજુ અસરમાં જ લખું છું. પણ તે ખાસ નથી. કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! બધું જ કૃષ્ણ! બ્રહ્મ પણ કૃષ્ણ! કૃષ્ણ બ્રહ્મ! ભગવાન ભગવાન ભગવાન! કૃષ્ણ!

કોઈ સ્ત્રીનો પતિ જો આખો દિવસ ઘરમાં સ્ત્રીની પાસે ને પાસે જ બેસી રહે, તો કઈ સ્ત્રી એ ચલાવી લે? એ તો એમ જ કહેશે કે અહીં આખો દિવસ મારી પાસે શું બેસી રહ્યા છો? ગાંડા થઈ જશો! બૈરી કોઈ દિવસ જોઈ છે કે નહીં? બસ, આવો જ ઘાટ મારો થઈ ગયો હતો. પછી મારે વિનવણી કરવી પડી કે નાથ! હવે બસ કરો. જ્યારે ઇચ્છું ત્યારે તારા દર્શન કરી શકું. બસ, બીજું કાંઈ નહીં. હવે નથી સહન થતું. ભગવાન હસવા લાગ્યા હતા અને કહેતા કે કેમ બહુ ગાળો દેવા માંડી હતી ને? મારી પોલ ખોલવી હતી? બોલ. શું મેં રાધાને અને ગોપીઓ વગેરેને ફસાવી હતી? શું હું વ્યભિચારી છું? હવે કેમ ગભરામણ થઈ? હું રડી પડી. નાથ! મારી ભૂલ થઈ. ક્ષમા કરો. દીનદયાળુ! હું રાંક તમને શું સમજું? પ્રભુ ખડખડાટ હસ્યા. બધા જ ભગવાનના રૂપ હસવા લાગ્યા. બધા જ સામટા હસતા હતા. અને ધીમે ધીમે બધું શાંત પડી ગયું હતું. કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ

કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ! ! અહાહા ! જગત જ નથી. કૃષ્ણ જ સત્ય. કૃષ્ણ જ જગત. એક જ બધું અને બધું પણ એક. કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ !

મૈં ઘનશ્યામ રંગરંગ ગાઉં
કૃષ્ણ કૃષ્ણકી રટણ લગા મેં
અટલ આત્મપદ પાઉં.......મૈં ઘનશ્યામ....

કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ! પ્રભુ કૃષ્ણ કૃષ્ણ ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ! અહાહા ! બસ આનંદ ! નાચો, કૂદો, ખાવો, પીવો, બસ મઝા કરો ! બસ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ !

—(૦)—

સુરાપાન કરિ ના આમિ સુધા ખાઈ, જય કૃષ્ણ બલે,
મન માતાલે, માતલ કરે, મદ માતાલે માતાલ બલે,

હું સાધારણ દારુનું પાન નથી કરતો પણ જય કૃષ્ણ બોલી અમૃત રૂપી સુધાનું પાન કરું છું અને એનો એટલો નશો ચઢયો છે કે લોકો મને કહે છે કે આણે દારુનો નશો કર્યો છે ! અહાહા ! કૃષ્ણ કૃષ્ણ, ખૂબ પીવો, નાચો, કૂદો, આનંદ, આનંદ, કૃષ્ણ, કૃષ્ણ, ૐ.

હે કૃષ્ણ પાગલ કરે આરકાજ નાહી જ્ઞાન પિયારે
તોમાર પ્રેમર સુરાપાને કરમાતો યારા;
કૃષ્ણભક્ત ચિત્તહારી ડુબાઉં પ્રેમસાગરે,

હે કૃષ્ણ, તેં મને તારા પ્રેમમાં પાગલ કરી છે. મારે જ્ઞાન અને વિચારનું કંઈ જ કામ નથી, તારા પ્રેમના

સુરાપાનમાં મને પાગલ કરી દે. હે કૃષ્ણ, ભક્તોના ચિત્ત હરણ કરનારા તું મને તારા પ્રેમસાગરમાં ડુબાડી દે, મતવાલો બનાવી દે, પાગલ કરી દે.

પત્ર ૭ તા. ૭–૩–૫૫

અંચળો ઊંચકતાં જ સનમનું સુંદર મુખ ઝળહળાટ કરતું દેખાયું. સનમ તો હતી જ. પણ, રિસાયેલી હતી, તેથી અંચળો ઓઢી રાખ્યો હતો. જ્યાં પ્રેમની સિતાર વાગી ત્યાં એનો અંચળો એની મેળે જ સરી પડ્યો. અહાહા! અહાહા! બસ, ઝળહળાટ! આનંદ! મસ્તી! પ્રેમ! ન રહી સનમ, ન રહ્યો બાલમ. પડદો તૂટી પડ્યો. સનમ બાલમ બની ગઈ. બાલમ સનમ બની ગયો. બધું જ સનમ થઈ ગયું. રાધા કૃષ્ણ બની ગઈ, કૃષ્ણ રાધા બની ગયો. બધું એક થઈ ગયું. કોઈ રાધા પણ નહીં, કોઈ કૃષ્ણ પણ નહીં. બધું જ રહ્યું નહીં. તે જ રહ્યું, તે જ રહ્યું. ૐ ૐ ૐ! જડચેતન બધું જ ૐ ૐ! બધું જ રામ, કૃષ્ણ, શિવ, નારાયણ! તવી, કડછી, પણ પ્રભુ, બ્રહ્મ! પથારી પણ બ્રહ્મ! પાટલો પણ કૃષ્ણ! શાલ પણ કૃષ્ણ, ઘોડિયુ, ચોપડા, પેન્સીલ, કાગળ બધું જ બ્રહ્મ! નારાયણ, વિષ્ણુ, ત્રિકમલાલ, મગનલાલ, મણિ, અતુલ, શ્યામા, રામા, ચંદુ, ગમન, હંસા, ગૌરી, મૃદુલા, કપિલ જે કાંઈ બધાં નામો છે તે મારાં જ નામો છે. જે કાંઈ રૂપ છે તે મારાં જ રૂપો છે. જે કાંઈ જડ, ચેતન, દૃશ્ય, અદૃશ્ય એ બધું જ હું! પ્રભુ!

બધું જ પ્રભુ! બધું જ તું. શું કૃષ્ણ જ ભગવાન અને ચંપક ભગવાન નહીં? શું શારદા બહેન ભગવાન નહીં? શું મંકોડો ભગવાન નહીં? શું વાઘ ભગવાન નહીં? શું સાપ ભગવાન નહીં! શું પત્થર ભગવાન નહીં? શું ઝાડ ભગવાન નહીં? એકને જો ભગવાન કહીએ તો બીજાને શું કહીએ? અહાહા! અહાહા! મારી સનમે જ્યાં એનો અંચળો ફેંકી દીધો ત્યાં હું ન રહ્યો. કોઈ નહીં રહ્યું. એક પણ ન રહ્યું. નામરૂપનો વાઘો નીકળતાં જ બહુરૂપી પ્રગટ થઈ ગયો. પોલ ખુલ્લી થઈ ગઈ. નાટક ખુલ્લું થઈ ગયું. પ્રિયા નગ્ન બની ગઈ. અંચળો જ અંતરાય હતો. મારી પ્રિયા! અહાહા! શું આનંદ! પ્રિયા! પ્રિયા! તદ્દન નગ્ન! રોમેરોમમાં સ્પષ્ટ. અહાહા દિગમ્બર! દિગમ્બર! દિગમ્બર! દિગમ્બર! ૐ ૐ ૐ ૐ! ક્યાં ગયું પેલું જગત? ક્યાં ગયો સંસાર? ઠગારો, લુચ્ચો, બહુરૂપી. ૐ ૐ. કયાં ગયું દુઃખ? કયાં ગયું સુખ? કયાં ગયો મોહ? કયાં ગયો શોક? પકડાયો, ઝડપાયો, છૂટી ગયો. મરણ ગયું, જન્મ ગયો. કયાં ગયા રાતદિવસ? અને કયાં ગયો પેલો નામર્દ કાળ? બધાં ભાગી ગયાં. ખરી પડયાં. અહાહા! ૐ વાઘો સરી પડયો. સનમ નગ્ન થઈ ગઈ. હવે ચૂપ બની ગઈ. કોણ બોલે? બસ ચૂપ! ચૂપ! બધું જ ચૂપ થઈ ગયું. વાઘનું ચામડું ઓઢયું હતું. ગભરાવતી હતી? ડરાવતી હતી? ચામડું સરી પડયું ને બકરીબાઈ પ્રગટ થઈ ગયાં. વાઘ ઊડી ગયો. બીક ચાલી ગઈ. જગત મરી ગયું. સંસાર હરિહર થઈ ગયો. રાત્રિ, દિવસ, કાળ, સુખ,

દુ:ખ, મોહ, શોક, બધાં સંતાઈ ગયાં. કોઈ ન રહ્યું. અહાહા! બધાં જ નામરૂપનો અંચળો ઓઢીને તે જ હતું; "હું" જ હતો; "એ" જ હતો. ૐ ૐ ૐ! ૐ ૐ ૐ! ૐ ૐ ૐ!

"મારી સનમનું ૐ ૐ, નામ છે.
નામ છે નામ છે નામ છે રે! મારી સનમનું ૐ ૐ નામ છે!"

એકમાં જ બધું ને બધામાં જ એક. કોને પકડું? કોને છોડું? કોઈ યુગ ન રહ્યો. કોઈ આશ્રમ પણ ન રહ્યો. બ્રહ્મચારી, ગૃહસ્થી, વાનપ્રસ્થી, સંન્યાસી બધું જ હરિહર! નહિ! નહિ! નહિ! નહિ! ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ! જ્યાં જ્યાં જોયું ત્યાં ત્યાં તું જ! તું જ! હું જ! હું જ! ૐ ૐ તું હું, હું તું: સોઽહમ્ સોઽહમ્ સચ્ચિદાનંદ! સોઽહમ્ સોઽહમ્ ૐ સોઽહમ્ ૐ અહાહા! અહાહા! શરમ તૂટી ગઈ. શરમ તૂટી ગઈ. ૐ ૐ ૐ સોઽહમ્ ૐ. શરમે બહુ સતાવ્યો, બહુ રડાવ્યો, બહુ દૂભવ્યો, પણ હવે શું? શરમ પાપિણી નાસી ગઈ. પ્રિયા ખુલ્લી પડી ગઈ. બસ, પ્રિયા જ પ્રિયા! સનમ! સનમ! ૐ સનમ! પ્રેમનો સાગર ઉભરાઈ ગયો. બધા જ ઠગો નાસી ગયા. હું ને પ્રિયા જ રહ્યાં—અને એ બે પણ ન રહ્યાં. એક થઈ ગયાં. "એક" પણ કોણ કહે? "એક" કહેવા પણ કોઈ ન રહ્યું. અહાહા! ક્યાં ગઈ પ્રિયા? ક્યાં ગયો પ્રીતમ? ૐ સોઽહમ્ ૐ ૐ સોઽહમ્! ૐ સોઽહમ્! ૐ સોઽહમ્! ૐ સોઽહમ્! ૐ સોઽહમ્! ૐ સોઽહમ્! ૐ સોઽહમ્!

ૐ સોડહમ્! ૐ બધું ચૂપ! ૐ ચૂપ! સોડહમ ચૂપ! ૐ સોડહમ્ સોડહમ્ સોડહમ્ સોડહમ્ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ. નામ ૐ! જગત ૐ! ભગવાન ૐ! ત્રિકમ ૐ! ૐ ચંપક ૐ ૐ!

પરમાનંદ

पत्र-८ ता. ४-३-५५

श्री छोटा बालक, प्रिय बहन और सब..........,

करीब एक वर्षके बाद एक पत्र मिला। बहुत आनंद हुआ। मैं तीन चार खत लिख चुका। न जाने खत कहाँ जाते हैं? मुझे आप सब लोग बहुत याद आते हो। मैंने अगला ख़त ता. २०-१२-५४ को लिखा था। कवर लिखाथा। वह कवर तुमको न मिला? ईश्वर जाने। मुझे जब तुम लोग याद आते हो तब तुरन्त खत लिख डालता हूँ। ता. २०-१२-५४ के खतकी नकल भी मेरे पास है। खैर। माताजी, तुम्हारे पिताजी, बड़े भैया, भाभी, बड़ी भाभी, सबको मेरे प्रणाम कहना। मैं बड़े मज़ेमें हूँ। दुर्लभराम यहाँ आये हैं। ज़ब भी दुर्लभभाई आते हैं तो आप सबकी याद को ले के आते हैं।

"मैं घनश्याम रंग रंग गाऊँ।
कृष्ण कृष्णकी रटन लगा मैं अटल आत्मपद पाउ...मैं०
कृष्ण कृष्णमय सब जग देखुं सुधबुध सब बिसराउं...मैं०
चरन कमलका भवँरा बन कर, शरणागत कहलाऊ...मैं०

पियु–भक्तिरस मधुर सदामय, मनकी प्यास बुझाउ...मैं०

खुब भजन करो । देह को भूल जाओ । सर्वस्व का बलिदान करो । भगवान का नाम खरीद लो । प्रभु नाम है सत्य, और सब असत्य ।

ॐ ॐ ॐ ॐ श्रीकृष्ण कृष्ण कृष्ण । छोटा बालक कृष्ण । ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ । नारायण ।

परमानंद

पत्र–९ ता. ७–३–५५

ભગવત્ પ્રિય બહેન......,

કેમ? ભજન કેમ ચાલે છે? શું મદં ગતિ તો નથી આવી ગઈ? ઠાકોરભાઈ તથા તમારી સામે જે ભાઈઓ રહે છે, નામ તો હું બધાના ભૂલી ગયો છું, તે ભજનમાં આવે છે કે નહીં? બાબુ શું કરે છે.? હરિહર ૐ ૐ ૐ!....ભાઈ ....ના લગ્ન માટે ઘણી વખત ચિંતાતુર રહે છે. તમે પણ બધા કદાચ ચિંતામગ્ન રહેશો. ....ભાઈ પણ હંમેશા એ જ વિચાર કરતા હોય છે. કેવું વિચિત્ર? જે નકામું છે તેનું ચિંતન અને જે શાશ્વત્ છે તેનું ચિંતન જ કોઈ કરતું નથી. પછી દુઃખી જ થવાય ને! સુખ તો પ્રભુશરણમાં છે. ત્યાં જ સુખ શોધો અને સાચી શાંતિ મેળવો. માટે જરા વિચાર કરો. જે કાંઈ થવાનું છે

તે તો થવાનું જછે. અને જે કંઈ નથી થવાનું તે નથી જ થવાનું, તો પછી શા માટે આપણે ચિંતા કરવી જોઇએ? જે ઘડીએ.......બહેન માટે જેના ઘરનું અન્નજળ લખ્યું હશે તે જ ઘડીએ તેને ત્યાં જવું પડશે. જગતમાં બધાને માટે એમ જ બને છે. કોઈના હાથમાં કશું જ નથી. બધાં યંત્રવત જ છે. માટે આપણે તો શાંતિથી પ્રભુભજન કરવું જોઇએ. એ જેમ રાખે તેમ રહેવું જોઇએ. એ બધું જ ઠીક કરે છે. હરી ૐ! હરી ૐ! હરી ૐ! જન્મ મરણ, લગ્ન વૈધવ્ય, પુત્ર પુત્રીઓ, ધન એ બધું પ્રારબ્ધવશાત જ મળે છે અને નાશ થાય છે. બધું જ નાશવાન્ છે. અને એ બધાં સુખો કદી જ એક સરખાં રહેતાં નથી. માટે આ શરીરથી જેમ બને તેમ જલ્દી ઇશ્વરપ્રાપ્તિ કરી લેવી જોઇએ. નહીં તો પછી દુઃખનો પાર રહેતો નથી. આ નાશવંત જગતમાં કોણ સુખી થયો છે? હજી સુધી તેમાંથી કોઇએ સુખ મેળવ્યું નથી. કોઈને કંઈ દુઃખ તો કોઈને કંઈ. એ જ દુઃખની પરંપરા ચાલ્યા કરે છે. માટે ડાહ્યા માણસોએ તે તરફથી મુખ ફેરવી લેવું જોઇએ. અને બધું જ બળ ઇશ્વરભજનમાં લગાડવું જોઇએ, જેથી ચિંતામુકત થઈ જવાય, જન્મમરણના ફેરામાંથી નીકળી જવાય અને આનંદ આનંદ થઈ જાય. ....બહેન પણ ભજન કરતી હશે? એને કહેજો તો ખરા કે લગ્ન તો ભગવાન સાથે કરવાનાં છે. અને એ જ સાચો વર છે. બાકી તો બધા ઢીંગલા સમજવાના. ઠોકર (ટક્કર) લાગતાં જ ભાંગી જાય છે. અને પછી એમાં આસક્તિને લઈ દુઃખનો પાર રહેતો

નથી. એનો તમને તો અનુભવ છે જ. માટે બહેન, ખૂબ ભજનમાં લાગી પડો. ખૂબ શ્રદ્ધા પ્રભુમાં વધારો. સંસારમાંથી મન કાઢી લો. પ્રભુ વિના કોઈ આપણું સગું નથી. બધું જ નકામું છે. કેવળ પ્રભુ જ સાચો.

"વિના હરિ કોઈ સહાય નથી"

બસ ૐ ૐ હરી ૐ હરી ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ

પરમાનંદ

પત્ર–૧૦ તા. ૧૮–૩–૫૫

પ્રભુશરણ જ બધું પ્રાપ્ત કરાવી આપે છે. જ્યારે જ્ઞાન થાય છે ત્યારે સમજાઇ જાય છે કે આપણે (જીવ) એના શરણમાં જ હતા. એ વિના બીજું કશું જ હતું નહીં, પણ અજ્ઞાનવશ ઉલટું સમજતા હતા. બસ, પછી જીવભાવ રહેતો નથી અને સર્વત્ર આનંદ આનંદ પ્રસરી રહે છે. ૐ શિવ! ૐ શિવ! ૐ શિવ! પ્રશ્ન થશે કે પ્રભુશરણમાં કેમ જવાય?

એ પણ ઘણું સુગમ અને સહેલું છે. પ્રેમપૂર્વક પ્રભુનામ સંકીર્તન અને પ્રભુનામ પર બધું જ હોમવું. એમાં જે કાંઈ નડતર થાય તેનો ત્યાગ કરવો.

"નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીયે રે!"

પૂર્ણ શ્રધ્ધાથી સંકીર્તન કર્યા કરવું. અને સંત–ગુરુ

ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી. આ છે પ્રભુશરણની ચાવી. ખૂબ પ્રેમપૂર્વક નામ સ્મરણથી હૃદયની જડ ગ્રંથીઓ ખૂલી જશે, પ્રભુ તમને તેની ગોદમાં બેસાડી દેશે, ઝળહળાટ થઈ જશે.

भिद्यते हृदयग्रन्थी छिद्यन्ते सर्व संशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥મુંડક ઉ.૨.૨.૮

શરણાગતિ, નામસંકીર્તન ભક્તિથી હૃદયના બધા જડ ભાવો દૂર થઈ જાય છે. આ આજનું સુલભ સાધન છે યોગીઓ યોગથી પણ ત્યાંજ પહોંચે છે. જ્ઞાની વિચારથી પણ ત્યાંજ પહોંચે છે. યોગમાં ષડ્ચક્રભેદન કરવું પડે છે અને જ્ઞાનીને જ્ઞાનની સાત ભૂમિકામાંથી પસાર થવું પડે છે. જ્યારે ભક્તને તો પ્રેમપૂર્વક પ્રભુનું નામ સંકીર્તન કરવાથી જ આ બધું પ્રાપ્ત થઈ જાય છે. જે યોગ છે, તે જ જ્ઞાન અને તે જ ભક્તિ! બધું એક જ—પણ માર્ગ જુદા જુદા જણાય છે. યોગ હાલના કાળમાં ઘણો જ કઠિન ગણાય. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, સત્યનું આચારણ, બ્રહ્મચર્યનું પાલન, યુક્ત આહાર વિહાર—આ બધાં યમનિયમનું પાલન થાય ત્યાર પછી આસન સ્થિર કરવું પડે. પદ્માસન અગર સિદ્ધાસન જેવા આસનથી લગભગ ત્રણ કલાક જ્યારે બેસાય ત્યારે આસન સ્થિર થાય. ત્યાર પછી પ્રાણાયમ અને પછી ધારણા કરવાની, અને સિદ્ધ થાય ત્યારે ધ્યાન થયું ગણાય. અને પછી સમાધિ થાય. આને માટે શરીર સારું હોવું જોઈએ. નદી કિનારો, શુદ્ધ આબોહવા અને આનંદદાયક

વાતાવરણ હોય ત્યારે યોગ સાધી શકાય. આને માટે આપણી પાસે અત્યારના કાળમાં શક્તિ અને સમય જ નથી. અને એ બધી સગવડ કદાચ હોય ત્યારે પણ વચમાં વળી ફસાઈ પડવાનો સંભવ ઘણો હોય છે. કેટલાક ગાંડા થઈ ગયા હોય છે, કેટલાક રિદ્ધિસિદ્ધિમાં ફસાઈ પડયા હોય છે, અને કેટલાકનું મરણ અચાનક થઈ જાય છે. કારણ કે કુંડલિની ઉત્થાનનો કાળ એમાં બહુ જ મહત્ત્વનો છે. જ્યાં આસન સ્થિર થવા માંડે કે કુંડલિનીમાં સળવળાટ જાગે છે અને પ્રાણાયમની ભૂમિકા આવી કે કંઈક સિદ્ધઓ આવવા માંડે છે, જેમાં સાધક ફસાઈ પડે છે. અને તે વખતે એ પોતાની જાતને મહાત્મા માની બેસે છે. અને સાધના અહીં અટકી પડે છે.

હવે જરા કુંડલિની વિષે સમજી લઇએ. કુંડલિનીનું સ્થાન મૂળાદ્ધાર છે. સાડાત્રણ ગૂંચાળામાં એ સાપણ અધોમુખ થઇને સૂતેલી હોય છે. એ જ બીજ છે. એ જ શક્તિ છે. એ જ્યારે જાગે છે ત્યારે શરીરમાં તોફાન કરી મૂકે છે. એમાં સાધક ઘણી વખત મોટે ભાગે ડરી જાય છે અને યોગ્ય ગુરુના અભાવે બિચારો રોગનો ભોગ થઈ જાય છે. માટે સાચા યોગી ગુરુ વગર એમાં પત્તો જ લાગતો નથી. હવે કુંડલિની કેવી રીતે ચક્રભેદન કરે છે તે જોઇએ. મૂળાદ્ધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા અને છેલ્લું સહસ્રાર એમ ચક્રો છે, અને એ ચક્રોમાંથી કુંડલિનીને પસાર થવું પડે છે. અને છેલ્લે સહસ્રદલ કમલમાં જઇને વિશ્રાંતિ ભોગવે છે; એટલે જ

સમાધિ. ઈડા, પિંગલાની વચ્ચે સુષુમણા નામની નાડી છે. અને તેમાં પણ બીજી એક વજ્ર નામની સૂક્ષ્મ નાડી રહેલી છે. એને બ્રહ્મ-નાડી પણ કહી શકાય. એમાં થઈ કુંડલિની ઉપર દોડે છે. અને પછી એ જગદંબા, ઉપર શિવમાં, સહસ્રારમાં જઈ લીન થઈ જાય છે અને યોગી પૂર્ણ બ્રહ્માનંદનું સુખ ભોગવે છે. પણ આ માર્ગ બહુ જ કઠિન છે. આમાં સાચા યોગી ગુરુ મળે ત્યારે જ આ માર્ગે જવું ઠીક છે. નહીંતો આ બહુ જ દુસ્તર માર્ગ છે. જ્યારે ભક્તિમાં તો કેવળ પ્રેમપૂર્વકનું નામસંકીર્તન કરવાનું હોય છે. કશી જ કોઈની જરૂર પડતી નથી. કશું જ ત્યાગવાનું નથી. ત્યાગ એની મેળે જ થઈ જશે. જ્યાં મન પ્રભુસંકીર્તનમાં લાગ્યું કે આ બધા શરીરના શત્રુઓ આપોઆપ ભાગી જશે. ત્યાગનો પણ ત્યાગ થઈ જશે. જ્યાં મનને પ્રભુનામમાં રસ પડવા માંડયો કે પછી મન બીજે જશે જ નહીં. મનનો એક ઉત્તમ સ્વભાવ છે. બસ, એ કોઈ ઠેકાણે લાગવું જોઈએ. પછી એ ત્યાંથી ઉખડતું જ નથી. સંસારમાં લાગેલા મનને પ્રભુ નામનો ચટકો લગાડી દીધો કે બસ! પછી જુઓ મજા. સંસાર, જગત, માયા, કામ, ક્રોધાદિક શત્રુઓ બધાં કેવાં નિરાધાર બની જશે! કેવાં રાંક બનીને ઊભેલાં જણાશે! એ બિચારાં કહેશે કે હવે અમારું શું? લાચાર બની જશે. પ્રભુનામથી આ બધા ચોરો બહુ જ ડરી જાય છે. આ બધાને કાઢવા બસ નામસંકીર્તન જ ઉત્તમ હથિયાર નીવડે છે. એ અનુભવીઓનો અનુભવ છે. જ્યાં પ્રભુનું શરણ લીધું ત્યાં

કોણ હેરાન કરી શકે? રાજાની રાણીનું કોણ નામ દઈ શકે? બધા જ સલામો કરતા ફરે. બધા જ દાસ બની જાય છે. કુંડલિની બિચારી પણ આપોઆપ ઉર્ધ્વમુખ થઈ જાય છે. પ્રેમથી ભજન કરતાં, કુંભક એની મેળે જ થઈ જાય છે. અને ભકત ભાવસમાધિમાં આનંદ કરે છે. પ્રેમથી બધાં જ ચક્રોનું એક સામટું જ ભેદન થઈ જાય છે. અને પછી તો ભક્ત જ્યાં પ્રભુનું સ્મરણ થયું કે તુરત જ ભાવસમાધિમાં પડી જાય છે. એને પછી કોઈ નડતું નથી. નથી રિદ્ધિસિદ્ધિ સતાવતી કે નથી રોગ સતાવતો કે નથી મરણ થતું કે નથી પતન થતું. બસ કેવળ એણે પ્રેમથી પ્રભુશરણ જઈને નામસંકીર્તન કરવું જોઇએ. બસ, અનન્ય ભાવ જોઇએ.

अनन्यचेता सततं यो मां स्मरति नित्यशः ।
तस्याऽहं सुलभः पार्थ, नित्य-युक्तस्य योगिनः ॥

હવે જ્ઞાન માર્ગ વિચારીએ. જ્ઞાનની સાત ભૂમિકાઓ શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થભાવિની અને તુર્યગા. આ માર્ગ યોગ કરતાં કંઇક સુલભ ગણાય, તોપણ ભક્તિ કરતાં તો વિકટ જ છે. આ બધી ભૂમિકામાંથી સાધકે વિચારપૂર્વક પસાર થવું પડે છે. વિવેકની તલવાર લઈને બેસવું પડે છે. ષડ્રિપુઓને હાંકી કાઢવા પડે છે. બહુ જ સંકટો સહન કરવાં પડે છે. ત્યાગ, વૈરાગ્ય કેળવવા પડે છે. આત્મ અનાત્મના વિચારો કરવા પડે છે. અનાત્મનો ત્યાગ કરવો પડે છે ત્યારે મન માનતું

નથી. કારણ હંમેશાં બળાત્કારે કશું જ થતું નથી. મનને પ્રેમથી વશ કરી શકાય છે. એને કહીએ ત્યારે એ ઉલટું જ દોડે છે. જ્યારે ધ્યાન કરવા મનને સમજાવીશું કે તરત સાંસારિક વિચારો જ કરવા દોડશે, અને બહુ જ ત્રાસ આપશે. બસ, સાધક અહીં જ ફસાઈ પડે છે. ત્રીજી અને ચોથી ભૂમિકામાં જ સાધક ફસાઈ પડે છે. એવું નથી કે કોઈ આ બધી ભૂમિકાઓ નહિ પસાર કરી શકે. પણ બહુ જ થોડા આ માર્ગે લક્ષ્ય ઉપર પહોંચી શકે છે.

"मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये।" બહુ જ કઠિન માર્ગ છે. ભગવાને પોતે અર્જુનને બારમા અધ્યાયમાં કહ્યું છે :—

क्लेशोधिकतरस्तेषां अव्यक्तासक्त-चेत्तसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं वेदवद्भिरवाप्यते ॥

(ગીતા ૧૨. ૫ મો શ્લોક)

ભગવાને પોતે જ કહ્યું છે કે હે અર્જુન! સાંભળ, મને પ્રાપ્ત કરવાનો સહેલો રસ્તો બતાવું:

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।
निवसिष्यसि मय्येव, अत ऊर्ध्वं न संशयः॥

(ગીતા અ. ૧૨, શ્લોક ૮)

માટે, પ્રભુપ્રાપ્તિ માટે સુલભ માર્ગ આ જ છે, નામ-સંકીર્તન કરવું અને પ્રેમપૂર્વક પ્રભુને શરણે જવું. બસ, પછી પ્રભુ જ બધું કરી દેશે. બધીએ યોગની અને જ્ઞાનની ભૂમિકાનું છેદન ભગવાન પોતે જ કરાવી દેશે. જે શરણે

જાય છે તેની ફીકર ભગવાનને રાખવી પડે છે. "योगक्षेमं वहाम्यहम्" માટે બસ, શરણે જવું જોઈએ. એટલે એનું જ્ઞાન, યોગ બધું ભગવાન સમજાવી દેશે, એ તદ્દન નિઃશંક છે એમ અનુભવ કહે છે. ભક્તોને આ બધા અનુભવો ભક્તિ કરતાં કરતાં આપોઆપ થઈ જાય છે. યોગ અને જ્ઞાનને માર્ગે ભક્તિનો અનુભવ નથી થતો. બહુ જ મુશ્કેલ છે. કોઈક વિરલો જ એ અનુભવે છે. પણ તે લાખોમાં એક. માટે આ સમયમાં એક નામસંકીર્તન જ ઉત્તમ જણાય છે. ભગવાનના શબ્દોમાં એનાથી બધું જ પ્રાપ્ત થાય છે. એમ ભગવાને સ્વમુખે જ કહ્યું છેઃ

तेषां सतत युक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धि-योगं तं, येन मामुपयान्ति ते ॥

માટે નિષ્કામ બની પ્રેમપૂર્વક ભગવત્‌શરણ લઈ નામસંકીર્તન જ હૃદયના દ્વાર ઉઘાડી નાખે છે. એમાં કોઈ જ સતાવી શકતું નથી. ઘણો જ સરળ માર્ગ છે. જે ભક્ત છે તે યોગી અને જ્ઞાની પણ છે જ. માટે બધી ધમાલ મૂકી—

"હરે રામ હરે રામ, રામ રામ હરે હરે !
"હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે !!"

બસ ! ધૂન મચાવી મૂકો. જેથી બધું જ અપ્રાપ્ય પ્રાપ્ત થઈ જશે. બસ, પછી શું ? જીવ શિવ બની જશે.

"કૃષ્ણ કૃષ્ણ કરત મૈં તો કૃષ્ણ બન ગયી—"
આનંદ ! આનંદ !

કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! ૐ કૃષ્ણ! ૐ કૃષ્ણ! સચ્ચિદાનંદ કૃષ્ણ! સોઽહમ્ કૃષ્ણ! સોઽહમ્ કૃષ્ણ કૃષ્ણ! શિવોઽહમ્ કૃષ્ણ! બધું જ કૃષ્ણ બની જશે. રામ કૃષ્ણ હરિ જય જય! રામ કૃષ્ણ હરિ! ૐ ૐ ૐ સોઽહમ્ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ!

पत्र–११ दिनांक १८–३–'५५

भगवद् प्रिय........,

मैं पाँच छ खत लिख चुका। मगर कोई जवाब न मिला। हा! अचानक तुम्हारा एक खत ता. ३ मार्चको मिला। जो पहला आश्चर्य हुआ। तुम लिखती हो कि मुझे खत क्यों नहीं लिखते? पर मैं तो खत लिखता ही रहता हूँ। मुझे लगता है कि मेरे खत तुम्हें नहीं मिल पाते। आखिर खत मैंने ता. ४–३–'५५ को तुम्हारे घरके पते पर लिखा था। ओर उसके पहले ता. २०–१२–५४ को एक खत लिख चुका था। खेर! जैसी प्रभुकी इच्छा। मगर खत गुम जरुर हो जाते हैं। अब मैं इस खतको......के वहाँ भेजता हूँ। और वे तुझे खत दे जायेंगे। इसके बाद तुम्हारे मदरसेका पता मुझे लिखना। जिससे तुमको खत जरुर मिल जाय। नहीं तो मैं अब खत नहीं लिखूँगा। तो दूसरा पता लिख भेजना। जिससे पत्र लिखनेमें सुविधा हो जाय। ॐ ॐ ॐ

मैं मजेमें हूँ । आप सब आनंदमें हैं ऐसा जानकर आनंद हुआ । भजन तो चालु ही होगा । मामाके वहाँ भी भजन खूब चलता होगा । सबको मेरी याद कहना । सविता, अंजली, और अन्य सब बहनोंको मेरा आशीर्वाद कहना । रत्नमका कुछ समाचार लिखना । रत्नमका पता मुझे लिखना । और सबको मेरा नमस्कार कहना । मामासे खत लिखनेको जरुर कहना । और सबको नमस्कार । ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ ॐ

परमानंद

પત્ર-૧૨ તા. ૧૮-૩-૫૫

ભગવદ્ પ્રિય.......,

તમે મુંબઈથી ગયા પણ આપણે જતી વખતે મળી શક્યા નહીં. મારે એક કાગળ...........ને મોકલવો હતો. તે તેઓને ઘેર જઈ....ને હાથોહાથ આપશો. બીજા કોઈને પણ એ કાગળ આપશો નહીં! કારણકે હું કાગળ લખું છું તે એને મળતા જ નથી. એનો મારા ઉપર કાગળ હતો. બીજું એને કહેશો કે એની સ્કૂલનું સરનામું મને લખી જણાવે જેથી બારોબાર કાગળ મળતા રહે. બીજું ઘરમાં બધા મજામાં હશે. ચંદ્રા, દેવુ, ગુણવંત અને બધી દીકરીઓ મજામાં હશે. દરેકને મારા આશીર્વાદ કહેશો. તમને શું લખું? નિષ્કામ અને અનન્ય ભાવે પ્રભુનું

ભજન જ કરવું એ જ જીવનનું મુખ્ય ધ્યેય હોવું જોઇએ. પ્રભુ જેમ રાખે તેમ રહેવું જોઈએ. જરાપણ મનમાં ઉચાટ ધરવો ન જોઇએ. એ જે કાંઈ કરે છે તે સારું જ કરે છે. "જાનત હો દુઃખસુખ જન કે તુમ, મુખસે કહા કહું, જૈસે રાખહું વૈસે હી રહું" પ્રભુ બધું જ જાણે છે. એને શું કહેવું? એને કહેવું એનું અપમાન કરવા જેવું છે. સાંસારિક કામમાં આપણે ગૂંચવાઈ જઈ પ્રભુને એ કામ પાર પાડવા બૂમો પાડવી એ ઘણું ખરાબ ગણાય. શું પ્રભુ આપણો નોકર છે? આપણા કર્મના ફળ આપણે ભોગવવાના જ છે. માટે શાંતિથી કર્મફળ ભોગવતા જઈ પ્રભુભજન કરવું. કંઈ ઇચ્છા રાખવી નહીં. બસ, આ જ મુક્તિનું સાધન બની જશે. પત્ર જરૂરથી લખશો. ૐ શ્રીરામ ૐ શ્રીરામ ૐ.

પરમાનંદ

પત્ર-૧૩ તા. ૩૧-૩-૫૫

ભગવદ્ પ્રિય......,

તમે ચૈતન્ય પ્રભુના ગામ જઈ આવ્યા, જાણ્યું. ઘણો જ આનંદ થયો. ચૈતન્ય મહાપ્રભુ એટલે શાશ્વત ભજન જ પૃથ્વી ઉપર ઊતર્યું હતું. એમનું આખું જીવન રસમય, અદ્‌ભુત અને કેવળ ભજનના રંગે જ રંગાયેલું હતું. એમનું ભજન જ જ્ઞાન હતું. એમનું ભજન જ યોગ હતું.

એમનું ભજન જ ભક્તિ હતી. ભક્તિ, જ્ઞાન અને યોગને આવો અપૂર્વ સમન્વય ઘણા થોડા ભક્તોમાં જણાયો છે, જેવાં કે તુકારામ, નરસિંહ મહેતા, મીરાંબાઈ, તુલસી, વગેરે. એ બધામાં પણ ચૈતન્યનું સ્થાન વિશિષ્ટ જ રહે છે. કેવી અવ્યભિચારી ભક્તિ! આનું નામ જ પરાભક્તિ. ભજન જ ભગવાન બની ગયું. સાધન જ ધ્યેય બની બેઠું હતું. ભજન, ભક્ત, અને ભગવાન એક થઈ ગયા એટલે શ્રી ગૌરાંગ "ચૈતન્ય" બની ગયા.

"શ્રીકૃષ્ણ ચૈતન્ય પ્રભુ નિત્યાનંદ,
હરે કૃષ્ણ હરે રામ, રાધેગોવિન્દ."

કોઈપણ જ્યારે વ્યાકુળતા પૂર્વક તન્મય થઈ નામ-સંકીર્તન કરવા લાગે છે ત્યારે તેનો જીવભાવ ધીરે ધીરે ચાલ્યો જાય છે. અને છેવટે સાક્ષાત સચ્ચિદાનંદ ચૈતન્ય જ બની જાય છે. નામ-સંકીર્તનમાં આવી અપૂર્વ અને અદ્ભુત શક્તિ ભરેલી છે. કલિયુગનું આ સાધન ખરેખર ઘણું જ ભવ્ય છે. આ સાથે તા. ૧૮-૩-૫૫ ના રોજ લખેલો કાગળ પણ બીડયો છે. જેમાં આ નામ-સંકીર્તન પર જ ખાસ લખ્યું છે. કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! બધા મજામાં છીએ.

"આમાઈ નિતાઈ રાધેશ્યામ
ગૌર નિતાઈ રાધેશ્યામ."

પરમાનંદ

પત્ર-૧૪. તા. ૩-૫-૫૫

કૃષ્ણ પ્રિય......,

હવે અમે જૂના ઘરનો ત્યાગ કરી નવા ઘરમાં રહેવા ગયા છીએ. રવિવાર તા. ૨૪-૪-૫૫ થી જ્યોત્સના અને બાબો અહીંથી આજે ગઈ કાલનું ભજન કરીને પાછા નટવરલાલ સાથે સાન્તાક્રુઝ ગયાં છે. બધાં મજામાં છે. અને આનંદપૂર્વક પ્રભુનામ સંકીર્તનમાં ભાગ પણ લે છે. હવે ભજન શનિવારે ગ્રાંટરોડ, મંગળવારે સાન્તાક્રુઝ, ગુરુવારે મહેતાને ત્યાં માટુંગા અને સોમવારે રસિકભાઈને ત્યાં, જ્યાં અમે રહેવા ગયા છીએ ત્યાં માટુંગામાં અને શનિ-રવિએ સત્સંગમાં બપોરે ગ્રાંટરોડ શિવલક્ષ્મીબેનને ત્યાં બેસવાનું રાખ્યું છે. બાબુભાઈ, નટવરલાલ, બુધાભાઈ વૈદ્ય વગેરે બધાં ભાગ લે છે. આમ દેહના દિવસો નિર્ગમન હમણાં તો થઈ રહ્યા છે.

હવે જરા ત્યાગ પર જોઈએ. અમે જૂના ઘરનો ત્યાગ કર્યો છે. તે શું ખરેખર ત્યાગ ગણાય? આમાં અમે શું ત્યાગ કર્યો કહેવાય? એક ચીજ મનને ન ગમતી હોય અથવા બીજી સુંદર વસ્તુ મળતાં પહેલી ચીજનો ત્યાગ કર્યો એ કેવી રીતે ત્યાગ કહેવાય? મનનો સ્વભાવ હંમેશાં જ્યાં વધુ આનંદ આવતો હશે ત્યાં જ જવાનો છે. એટલે ઓછા આનંદનો ત્યાગ આપોઆપ જ મન કરે છે. તેને માટે મન પર જબરદસ્તી કરવી જ પડતી નથી. ત્યાગ તો એ કહેવાય કે જે મનને ગમે છે તો પણ છોડી દે. પણ

એ બનતું જ નથી. મનને જે વસ્તુ ગમે છે તેને મન બળાત્કારે પણ છોડતું નથી. જે મન સંસારમાં રચ્યુંપચ્યું છે, અને તેમાં જ (અજ્ઞાનવશ) આનંદ માણી રહ્યું છે, તે મનને જ્યારે ભગવદ્‌ભજનરૂપી ઊંચો આનંદ મળવા લાગે તો પછી શું એ મન સંસારનો ક્ષણિક આનંદ મેળવવા કદી પ્રયત્ન કરશે? જ્યાં સુધી બ્રહ્માનંદ મળ્યો નથી ત્યાં સુધી જ સંસાર સારો લાગે છે. જેને શ્રીખંડ, શીરોપૂરી ખાવાની આદત પડી હોય તે મનને શું સૂકો રોટલો ભાવશે કે? એક સારી વસ્તુ મળતાં આગળની એનાથી ઉતરતી વસ્તુ આપોઆપ છૂટી જાય છે. હવે ક્યાં કશું ત્યાગ કરવાનું રહે છે. કશું જ ત્યાગ કરવાનું મને તો જણાતું નથી. સુંદર સગવડવાળું ઘર મળ્યું તેમાં પેલા જૂના ઘરનો ત્યાગ કર્યો કહેવાય? એવું આ દેહનું પણ બને છે. આ દેહ પણ એને જ્યારે બીજો સુંદર દેહ મળે છે ત્યારે સ્વાભાવિક જ જૂના દેહને યાદ કરતો નથી. અને નવા દેહમાં જ આનંદ માણે છે. અને આગળના દેહને અને આગળની દરેક વસ્તુને ભૂલી જાય છે. આપણને આગળનાં (પૂર્વજન્મનાં) સગાંવહાલાં, દેહ ઈત્યાદિ કશું જ યાદ નથી આવતું. કારણ આગળ કરતાં સુંદર વસ્તુ મળી ગઈ હોય છે. આમ બધું અજ્ઞાનને લીધે સમજાતું નથી. પણ જ્ઞાનપૂર્વક વિચાર કરતાં જણાય છે કે હંમેશ જૂની વસ્તુ જાય છે ત્યારે કોઈ નવી વસ્તુ જરૂર એની જગાએ આવી હોય છે. હવે કહો, એમાં ક્યાં કશું ત્યાગ કરવાનું છે? આપણે કશું જ ત્યાગ કરવાનું નથી. બસ, મનને કંઈ સુંદર સુંદર વસ્તુઓ બતાવો.

પછી જુઓ, સ્હેજ પણ તકલીફ પડે છે? બધું આપોઆપ સહજ જ થઈ જશે.

જેવી રીતે નાના બાળકને રમકડું રમવા આપ્યું હોય અને પછી જ્યારે બીજું નવું રમકડું એને બતાવશો તો તુરત જ જૂનું રમકડું સહજ છોડી દેશે. માટે એ સિદ્ધ થાય છે કે ત્યાગ કરવા માટે સ્હેજ પણ મહેનત કરવાની નથી. એ તો સહજ જ છે. ઘણાં પ્રશ્નો પૂછે છે કે મન વિષયોમાંથી હટતું જ નથી. ઘણો એ વિષયોનો ત્યાગ કરવા પ્રયત્ન કરીએ છીએ પણ મન માનતું જ નથી. ધ્યાન થતું જ નથી. મન આખો વખત સંસારના જ વિચાર કર્યા કરે છે. શું કરીએ?

આના જવાબમાં તો એક જ વસ્તુ છે કે એને (મનેને) પ્રભુ નામસંકીર્તન(ભક્તિ)રૂપી અદ્‌ભુત વસ્તુ બતાવો અને પછી થોડા જ વખતમાં જોશો કે સંસારમાં મન રહેશે જ નહિ. બલ્કે સંસાર હતો જ નહિ એવી પ્રતીતિ થશે. બસ, આનંદ આનંદ થઈ રહેશે. આમાં ક્યાં યે પણ ત્યાગનો સવાલ ઊભો થતો નથી. કશું જ ત્યાગ કરવાનું નથી. મને તો ત્યાગ કરવું એ પણ અજ્ઞાન જ લાગે છે. માણસો અજ્ઞાનવશ જ "ત્યાગ ત્યાગ" કરી બૂમો પાડીને રહ્યા કરતાં જણાય છે.

રેતીનાં રણમાં જેમ મૃગજળ પાછળ માણસ દોડતો હોય તેને કોઈ નિર્મળ જળ બતાવે તો પછી શું પેલા મૃગજળ પાછળ દોડશે? એ બિચારો અજ્ઞાનવશ જ મૃગજળ પાછળ દોડતો હતો. આમાં શું મૃગજળનો ત્યાગ કર્યો એ

ત્યાગ કર્યો કહેવાશે? અને જો એ મૃગજળનો મેં ત્યાગ કર્યો છે એમ જો પેલો કહેશે તો શું એ પણ અજ્ઞાન નથી? અલ્યા, કંઈ જ નહોતું તેનો ત્યાગ તેં કેવી રીતે કર્યો? મૃગજળ તો રેતીમાં આભાસ જ હતો, આમાં શું ત્યાગ થયો? જે છે જ નહિ તેનો ત્યાગ શું? તેવી રીતે જગત એ જ્યારે જ્ઞાનદૃષ્ટિ ખુલે છે ત્યારે જણાતું જ નથી. જગત તો મિથ્થાભાસ જ છે, મૃગજળની માફક! આમાં કોનો ત્યાગ કરીએ? અરે, જગત છે જ નહિ. કેવળ એ કૃષ્ણ પ્રભુ સચ્ચિદાનંદ બ્રહ્મ જ છે. જગત એ પણ ભગવાનનું જ રૂપ છે. જેમ આકાશ સર્વત્ર પ્રસરી રહ્યું છે તેમ એક પ્રભુ જ સર્વ સ્થળે ચરાચરમાં ભરાયેલો છે. તો પછી કોનો ત્યાગ કરશું? અને કેવી રીતે કહીએ કે મેં આ ત્યાગ્યું અને હજુ આનો ત્યાગ કરવાનો છે? આ બધી ભાંજગડ અજ્ઞાનને લીધે જ છે.

આ બધી ખોટી ધમાલ(જગત)ની નિવૃત્તિ બસ એક જ ઉપાયથી થઈ શકે. માત્ર એક જ સાધન સુલભ આને માટે છે અને તે પ્રેમ પૂર્વક પ્રભુનું નામસંકીર્તન "હરિ ૐ ભગવતે વાસુદેવાય નમઃ"

ભોગ અને ત્યાગના ધમપછાડા, બસ, પ્રભુનામથી જ દૂર થઈ જશે. કશું જ ત્યાગવાનું નથી. પ્રભુનામ ભજનથી બધું સહજાસહજ જ થઈ જાય છે. હરિ, હરિ, હરિ, હરિ, હરિ ૐ, ૐ, ૐ, ૐ સચ્ચિદાનંદ પ્રભુ! કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ.

"મુરલી મનોહર જય ઘનશ્યામ, રાધેશ્યામ જય

રાધેશ્યામ." ખૂબ પ્રેમપૂર્વક પ્રભુનામ સંકીર્તન એ જ એક ઉપાય અનુભવવો. બસ! "ૐ નારાયણ નારાયણ ૐ ૐ. નારાયણ નારાયણ ૐ ૐ, નારાયણ નારાયણ ૐ ૐ, નારાયણ નારાયણ ૐ ૐ."

પરમાનંદ

શુક્રવાર

પત્ર–૧૫ તા. ૧૭–૬–૫૫

ભગવદ્ પ્રિય........,

વચમાં આંખ ખૂબ બગડી હતી. પહેલાં ત્રણેક વર્ષ પર એવું જ થતું, તે લગભગ બે વર્ષ સુધી એમ થયું હતું. અને પછી એની મેળેથી જ સારૂં થઈ ગયું હતું. આઠ દિવસ ખૂબ સૂઝી રહી. અને પછી પાછું હતું તેમ થઈ ગયું. અને તે દરમ્યાન હું બહારગામ નીકળી ગયો. ને હમણાં મંગળવારે જ મુંબઈ આવ્યો. હવે બધું ઠીક છે.

બીજું હું બહારગામ ગયો તે દરમ્યાનમાં જસુબેનની તબિયત પણ એકદમ ખૂબ ખરાબ થઈ ગઈ હતી. અને એક દિવસ એવું થઈ ગયું હતું કે શરીર પડી જવાની લગભગ તૈયાર હતી. પણ પ્રારબ્ધના ભોગ ભોગવવા બાકી એટલે પાછું શરીર ધીમે ધીમે ઠીક થતું ગયું. હમણાં કંઈક આરામ છે. નહિતો હું બહારગામ જ રહેત અને એ પણ બહારગામ (પ્રભુ પાસે) ચાલી જતે. પણ શું થાય? પ્રારબ્ધની અકળ લીલાને કોણ પાર પામે? જે ભોગવવાનું છે તે ભોગવ્યે જ છૂટકો.

આ શરીરને ભોગાયતન કહ્યું છે. જ્યાં સુધી એનો ભોગ એને ન મળે ત્યાં સુધી એ પીછો છોડતું જ નથી. જ્ઞાની કે અજ્ઞાની—એને કોઈની પણ શરમ છે જ નહિ. અજ્ઞાનીને એમાં રાગ હોય છે. તેથી એ દુઃખી થાય છે. અને જ્ઞાનીને એમાં રાગદ્વેષ નથી તેથી સુખ મળે છે. દેહાધ્યાસ જ દુઃખકર્તા છે. સાચી સમજના અભાવે જ આ બધું દુઃખદાયક થઈ પડે છે. જેવા પ્રકારનાં કર્મો કરીશું તે પ્રમાણે શરીર મળે છે. અને જ્યાં સુધી કર્મ ત્યાં સુધી શરીર. ત્યારે શું આનો કંઇ અંત જ નહિ હોય? ક્યાં સુધી આ રોગ સંઘરી રાખવો. અને વળી કર્મ વગર તો કોઈ રહી શકતું જ નથી. પરાણે પ્રકૃતિ કર્મ કરાવે જ છે, તો શું થાય? આનો અંત કેવી રીતે આવે? ૐ ૐ ૐ ૐ કૃષ્ણ ૐ કૃષ્ણ ૐ ૐ. આપણે કર્મો કરતાં રહીએ અને આ રોગ (જન્મવું, મરવું) પણ મટી જાય એવું થાય તો જ કામ સરળ થાય. તો એ કેમ બને?

એના માટે પણ પ્રભુએ રસ્તો બતાવ્યો છે. નિષ્કામ કર્મ એ જ એક માત્ર સાધન છે. આસક્તિ જ દુઃખ દે છે. એમાંથી જ મોહ ઈત્યાદિ ષડ્‌રિપુઓ જન્મે છે. ગીતા અધ્યાય સાતમો, શ્લોક ૨૭ માં ભગવાને ચોખ્ખું કહ્યું છે કે, "इच्छाद्वेषसमुत्थेन"...........હે પરંતપ! ઈચ્છા અને દ્વેષમાંથી ઉત્પન્ન થયેલાં સુખદુઃખ રૂપી મોહથી સર્વભૂતો ભ્રમિત થઇને મહાગોટાળામાં પડી જાય છે.

જ્યારે આસક્તિ છોડીએ ત્યારે જ નિષ્કામ થવાય.

અને નિષ્કામ થવાય તો જ આત્મજ્ઞાન થાય. અને આત્મજ્ઞાન થાય તો જ આ રોગ જાય.

ત્યારે આ આસક્તિ કેમ જાય? સ્ત્રી પુત્રાદિક, ધન કુટુંબ પરિવાર—આ બધાંમાંથી આસકિત કેમ કાઢવી? શું બધાંનો ત્યાગ કરી દેવો? ત્યાગ કરીએ તો દ્વેષ થયો ગણાય, અને નથી છોડતાં તો રાગ થયો ગણાય. બંને અજ્ઞાનનાં કારણો છે. તો પછી શું કરવું? કેવી રીતે આસકિત જાય? કેમ આ રોગ મટે? કેમ નિષ્કામ થવાય? કેમ આત્મજ્ઞાન થાય?

સંસાર (સ્ત્રી પુત્રાદિક) પરની આસક્તિમાંથી મોહ જન્મે છે, અને પ્રભુ પરની આસક્તિમાંથી પ્રેમ જન્મે છે. સંસારની આસકિતથી જન્મ—મરણનો રોગ વધે છે, અને પ્રભુ પરની આસક્તિથી રોગનો નાશ થાય છે. એકને સાંસારિક કર્મ કહેવાય. અને બીજાને (પ્રભુભકિતને) કર્મ જ કહી શકાય. એકથી બંધન અને બીજાથી મુક્તિ. ત્યારે જેનાથી રોગ વધે એવું કર્મ શા માટે કરવું જોઇએ?

માટે પ્રભુ ભજનરૂપી કર્મ કરતાં રહીએ અને મુકિતના માર્ગે વળીએ. પણ સવાલ એ પાછો ઊભો થશે કે તો પછી સાંસારિક માતાપિતા સ્ત્રી પુત્રાદિકનું શું કરવું? જો ભજન જ કરશું તો પછી આ બધાંને શું ખવડાવશું. અને આપણે પણ શું ખાશું? કેવી રીતે જીવાય? એ સવાલ પણ પ્રભુ ભજનથી સહેલો થઈ પડે છે. પહેલાં આપણે કહ્યું કે આ શરીર એટલે જ ભોગાયતન (પ્રારબ્ધ). જેવું જન્મે તેવું જ મરણ પણ એનું નક્કી જ હોય છે. હવે રહ્યો

વચ્ચેનો ગાળો. જન્મ અને મરણ નક્કી જ છે. તો શું વચ્ચેનો ગાળો કેમ જશે એ નક્કી નહિ હોય? જેમ ન્યાયાધીશ ગુનો કરનારને સજા કરે છે. તે જે વખતથી સજા કેદીને ભોગવવી પડે છે, તે વખતથી અંત સુધીનાં વર્ષ જેલમાં રહેવાનું હોય છે, તેટલા સમયના ગાળા વચ્ચેનો ગાળો પણ ભોગવવામાં એનો બધો જ બંદોબસ્ત ભોજન, કપડાંનો સરકાર જ કરે છે.

જ્યારે કેદીને બધું જ નક્કી છે પછી પણ કેદી જો ભોજન કપડાંની ચિંતા કરે તો એને શું કહેવું ? તેવું જ જીવનું પણ છે. જન્મમરણ અને વચ્ચેનો ગાળો એમાં બધી જ વ્યવસ્થા નક્કી જ હોય છે. માટે એની ચિંતા કરવી એ મૂર્ખાઈ જ ગણાય. માટે બધી જ ચિંતા છોડી પ્રભુભજન કરવું જોઈએ. સ્ત્રી પુત્રાદિકની બાબતમાં પણ એવું જ છે. જેમ કે એક નોકર સ્ત્રી આપણે ઘેર નોકરી કરતી હોય અને આપણા બાબાને રમાડતી હોય, ઘરકામ કરતી હોય પણ, એનું ધ્યાન તો એને ઘેર જ હોય છે. આપણા બાબાને રમાડતી હોય છે, એ બધી ક્રિયા કરતી વખતે એનું ચિંતન એને ઘેર જ હોય છે. એવી જ રીતે જીવાત્માએ આ બધી ક્રિયા (જે કંઈ પ્રારબ્ધનાં ભોગ હોય તે) કરતાં કરતાં ચિંતન તો પોતાનાં ઘર (સ્વરૂપ)નું જ કરવું જોઈએ. આનું નામ જ નિષ્કામ કર્મ.

આ જ આસક્તિ વગરનું કર્મ. કર્મ કરવા છતાં બંધન આવી રીતે કર્મ કરવામાં નથી. માટે મનને સંસારમાંથી અલગ કરવું હોય તો પ્રભુભજન, નામસંકીર્તન એ ખૂબ

જ સહેલું સાધન છે. બધાંમાં રહીને પ્રભુપ્રાપ્તિ થતી હોય તો, બસ, ભક્તિથી જ થાય છે. એવું મારો અનુભવ કહે છે. અહાહા! ૐ કૃષ્ણ! બધામાં રહેવા છતાં એમાં મમત્વ રહેતું નથી, આસક્તિ રહેતી નથી, અને નિષ્કામ થઈ જવાય છે. અને પ્રભુસાક્ષાત્કાર, આત્મજ્ઞાન થઈ જાય છે. અહાહા, ૐ પ્રભુ પ્રભુ, કેટલું ઉત્તમ સાધન? કેટલું સુલભ! ૐ ૐ ૐ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ.

વચ્ચેનો ગાળો એટલે દેહનું આયુષ્ય. એમાં સાધારણ દરેક જીવ લક્ષ્મી કમાવામાં જ પુરુષાર્થ કરે છે. અને એને જ સાચો પુરુષાર્થ માની બેસે છે, અને રોગ વધારતો જાય છે. જે નક્કી જ તેનો પુરુષાર્થ કેવો? ગમે તેટલો જીવ પુરુષાર્થ કરે તો પણ જે કંઈ તેનું (કેદીનું) નક્કી છે તે જ તેને મળશે. વધારે સહેજ પણ મળવાનું નથી. ત્યારે નકામી દોડધામ કરી મનુષ્ય પતનને શા માટે નોતરતો હશે? શા માટે પ્રભુ પર નિર્ભર નહિ થતો હોય? આ જ અજ્ઞાન—મોહ, જે કહો તે ખરૂં. એને માટે જેને કંઈ પુરુષાર્થ કરવાની ઇચ્છા છે તેણે તો તુર્ત જ પ્રભુભજનમાં લાગી જવું જોઈએ. વિલંબ કરવાની સ્હેજ પણ જરૂર નથી.

કોણ જાણે ક્યારે શ્વાસ બંધ થઈ જશે, અને પછી એ જ જેલ ભોગવવી પડશે! ક્યાં સુધી આ બધું?

"અબ તો મૈં બહુત નાચ્યો ગોપાલ"

બસ થયું આ નાટક! એવું નક્કી કરી મનને પ્રભુભજનમાં લગાડી દેવું જોઇએ. તો જ આ રોગનો નાશ થઈ જશે.

પ્રભુ ભજનથી નિષ્કામ થઈ જવાય છે, આસક્તિઓ ઘટી જાય છે, મન શુદ્ધ થઈ જાય છે, અને શરીરનો (રોગ) નાશ થયે ફરી પાછો એ રોગ થતો જ નથી. અને નિરંતર થઈ જવાય છે. ૐ કૃષ્ણ! ૐ કૃષ્ણ!

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥

ગીતા અ. ૧૮. શ્લો–૬૫.

હરિ ૐ! શ્રીકૃષ્ણઃ શરણં મમ! શ્રી કૃષ્ણઃ શરણં મમ! ૐ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ૐ!

પત્ર–૧૬ તા. ૧૮–૬–૫૫

શ્રી રામચંદ્રજી પ્રિય......,

કાગળ મળ્યો. આનંદ! ૐ શ્રીરામ! ૐ શ્રીરામ! કૃષ્ણ હરિ! તમે બધા કુશળ છો. ઘણી આનંદની વાત છે. પણ જરા વિચારની જરૂર રહે છે. કોણ કુશળ છે? તમે તો સદા કુશળ જ છો. પણ તમારું કુશળ દેહને સંબોધીને છે, જ્યારે દેહ તો વિનાશી છે. એમાં કશી જ કુશળતા નથી. જરા જુઓ તો ખરા! તમારું બાળપણ ક્યાં ચાલી ગયું? કુમારાવસ્થાના આનંદપૂર્ણ દિવસો યાદ આવે છે? ક્યાં ગયો એ બધો આનંદ? અને હવે મધુર આનંદ આપતી યુવાની પણ જવા બેઠી છે. માટે આ વસ્તુ વિચારવાની ખાસ જરૂર છે. યુવાની જશે, ને વૃદ્ધાવસ્થા આવશે. અને પછી દેહનું મરણ. કેવી ભયંકર સ્થિતિ! કોણ જાણે જીવ

કેમ સમજવા પ્રયત્ન નથી કરતો? કેવું વિચિત્ર! જેનો નાશ નક્કી જ થવાનો છે, ક્યારે શ્વાસ બંધ થઈ જશે એની પણ ખબર નથી, અને બધા એવા આ નાશવંત દેહની કુશળતા ઇચ્છતા હોય છે. કેવું અજ્ઞાન! ઘોર અજ્ઞાન! આપણને ખબર જ ન પડી અને બાળપણે દગો દીધો, ત્યારપછી કુમારાવસ્થાએ પણ દગો દીધો અને યુવાની દગો દઈ જશે, અને પછી વૃદ્ધાવસ્થા! આવું ક્યાં સુધી ચલાવી લેવાય? માણસ એકવાર છેતરાય. ઠોકર ખાઈને તો સમજી જ જવું જોઇએ. વારેવારે છેતરાવું એ તો મૂર્ખનું કામ ગણાય. આપણે તો ભણેલા–ગણેલા કહેવાઈએ. આપણે હવે છેતરાવું નથી. જો દેહ જ આપણને આમ હંમેશા દગો દેતો આવ્યો છે, તો પછી આપણે દેહને જ શા માટે દગો ન દેવો? હવે એનો આપણે સવિનય, આપણને એ ત્યાગ કરે તે પહેલાં જ આપણે એનો ત્યાગ કરી મુક્ત બની જઈએ. પ્રશ્ન થશે કે તો શું દેહને છોડી દેવો? ના, ના. એમાંથી આસક્તિ જ કાઢી નાખવાની છે. આ દેહ આપણો નથી એ ઘુંટવાનું છે. **આપણે દેહ નથી,** એવા ભાનની જરૂર છે. બહુ જ અગત્યની આ વસ્તુ છે.

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहान्तरप्राप्तिः धीरस्तत्र न मुह्यति ॥

ગીતા. અ. ૨. શ્લોક–૧૩.

માટે જ્ઞાની અને ધીર પુરુષો આ ક્ષણિક સુખવાળા

અને દગાખોર નિમકહરામ દેહ ઉપર સહેજ પણ મોહાતા નથી—હમેશાં જાગૃત રહે છે કે આ દેહ મારો નથી, હું દેહ નથી; હું તો સત્ ચિત્ આનંદ સ્વરૂપ છું. ૐ ૐ ૐ શ્રીરામ શ્રીરામ કૃષ્ણ! માટે દેહના લાડ છોડી, સ્વરૂપ ચિંતનમાં લાગી પડવું જોઇએ. શરૂઆતમાં થોડી તકલીફ દેહ જરૂર આપશે; પણ પછી થોડા જ સમયમાં બરોબર સમજી જશે કે હવે આપણું કંઇ જ ચાલવાનું નથી એટલે એ જ દેહ આપણા કહ્યા પ્રમાણે કામ કરશે. અત્યારે (અજ્ઞાન-અવસ્થામાં) દેહ આપણી પાસે કામ કરાવે છે. તે જે માગે છે તે આપણે એને આપીએ છીએ. આપણે એના—(દેહ)ના ગુલામ બની ગયા છીએ. પણ હવે આપણે એને ગુલામ બનાવવો છે. અને એને માટે આ એક જ રસ્તો છે કે દેહને પ્રભુભજનમાં લગાડવો અને સાંસારિક કામોમાંથી એને બહાર કાઢવો. એની—(દેહની) ઉપર જરા નિર્દય થવું પડશે. પણ થોડું નિર્દયપણું એને સીધો બનાવી દેશે. જે બધા જ મહાન પુરુષો મહાન બન્યા, તેમણે દેહ પરથી આસક્તિ કાઢી ત્યારે તે ઉચ્ચ પદે પહોંચી શક્યા હતા.

દેહ એટલે જ અજ્ઞાન-માયા-જગત, જે કહો તે દેહ જ છે. દેહ પરથી આસક્તિ જ્યાં ગઈ કે પછી જુઓ કેટલો આનંદ આનંદ થઈ જાય છે. બસ, પ્રભુ જ પ્રભુ સર્વત્ર જણાશે. અરે ખુદ જ 'ખુદા' થઈ જશો. તમે જ રામ બની જશો. અરે તમે જ રામ છો! પણ આ નિમકહરામ દેહે ફસાવી માર્યા છે. એટલે આપણે સમજીએ છીએ કે

હું જશભાઈ છું, ફલાણો છું–ફલાણી છું. પણ વાસ્તવિક રીતે એવું કશું જ નથી. બધા જ નામરૂપના પડદા હેઠળ એ એક રામ જ છૂપાયો છે. કોઈ જશભાઈ નથી, અને કોઈ એ નથી. કેવળ પ્રભુ જ પ્રભુ ! બધે જ રામ ! સર્વત્ર રામ ! ૐ એના માટે ખૂબ નામ–સ્મરણમાં લાગી વખતો-વખત સત્સંગ કરવો જોઇએ, અને તત્ત્વ–ચિંતન ખૂબ થવું જોઇએ. સદ્‌ગુરુ શરણમાં જઈ, ખૂબ સત્સંગ કરવો જોઇએ અને તત્ત્વ–ચિંતન ખૂબ થવું જોઇએ. સદ્‌ગુરુ શરણમાં જઈ, ખૂબ સત્સંગ કરી, ભજન કીર્તન કરો, જેથી આ ભયંકર દુઃખમાંથી—આ દેહની ગુલામીમાંથી છૂટી જવાય, અને તમે રામ બની જાઓ. બસ, સર્વત્ર ૐ રામ, કૃષ્ણ, શિવ, બધું જ ૐ, સોઽહમ્, સોઽહમ્, સોઽહમ્, ૐ ૐ રામ, ૐ શિવ, ૐ કૃષ્ણ ! બધાં જ નામ રૂપમાં 'હું' (રામ) જ છુપાયો છું. "હું" (રામ) નથી તો કંઈ નથી. હું જ રામ, હું જ રામ : અહાહા ! અહાહા ! આનંદ ! આનંદ ! ૐ ૐ ૐ !

પરમાનંદ

પત્ર–૧૭ તા. ૨૯–૬–૫૫

ભગવદ્ પ્રિય........,

મારો કાગળ તો મળ્યો હશે...............અહીં આવી ગઈ છે. હવે તબિયત સારી છે. વચમાં કંઈ શરદીને લઈ કાનમાં ગડબડ હતી. ગઈ કાલે ભજનમાં બધા મળ્યા

હતા. જયોત્સ્ના પણ ભજનમાં ઉત્સાહપૂર્વક ભાગ લે છે. તમારે ભજન ધ્યાન કેમ ચાલે છે? શારદાબહેન પણ ખૂબ ભજન કરતાં હશે. શરીર બધાનાં સારાં હશે. પત્ર લખશો. અહીં બધા મજામાં છે. ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ!

હમણાં સવારે કદાચ વહેલાં નહીં ઊઠાતું હોય? સાંસારિક કામો જીવને કયાં આરામ કરવા દે એમ છે? ઘાણીના બળદ માફકનું જીવન થઈ જાય છે. અને એમાંથી જીવને બહાર નીકળવાનું પણ ગમતું નથી. કેવું વિચિત્ર! કોઈ મહાપુણ્ય જાગ્રત થાય ત્યારે જ જીવને ભજન તરફ પ્રીતિ થાય છે. નહીં તો પછી પાપનું ફળ તો ખુલ્લું જ છે. ખાવું, પીવું, સંતાન પેદા કરવાં અને ધન કમાવાની દોડાદોડી કરવી. તેમાં જ જીવન વ્યતીત થાય છે. એને જ જીવ પુરુષાર્થ માની ફરજ સમજી નર્કયાતનાનાંદુઃખો ઊઠાવે છે. આવાં અનિત્ય કામો પાછળ દિવસ રાત ગાંડાની માફક જ જીવ તરફડે છે. તોપણ પાછું એમાં પણ પ્રારબ્ધ એને નડતું હોય છે. એમાં અનિત્ય (ક્ષણિક) સુખો પણ વલખાં મારવા છતાં મળતાં નથી. કેવો મોહ? અહાહા! મોહ! ધન્ય છે તને. તેં આખા જગતને કેવું ફસાવી જકડી રાખ્યું છે! પણ આ મોહ એક ઠેકાણે લાચાર બની જાય છે. જ્યાં પ્રભુભજનમાં જીવને પ્રીતિ થવા માંડી કે બસ, મોહ ભાગવા માંડશે—નિરાધાર થઈ જશે. માટે સાંસારિક અનિત્ય કામો છોડીને જેમ બને તેમ સમય ધ્યાન ભજનમાં જ ગાળવો જોઈએ, જેથી આ જન્મ-મરણનાં કષ્ટો વારંવાર ભોગવવાં ન પડે. કલાકોના કલાકો આપણે નકામી

વસ્તુની દોડધામમાં ગાળીએ છીએ, અને પ્રભુભજન માટે આપણને કેટલી આળસ ચઢે છે! અરે! જ્યાં કેવળ આનંદ અને સુખ જ મળે છે તે કેમ ગમતું નહીં હોય? અરે! જ્યાં કેવળ દુઃખ જ મળે છે ત્યાં સુખ શોધવાની અવળી બુદ્ધિ કોણ જાણે કેમ સૂઝતી હશે. અને આ બધું જાણવા છતાં પણ આપણે પાછા પ્રભુભજન તરફ આંખ આડા કાન કરીએ છીએ, અને કહીએ છીએ કે શું કરીએ? જાણીએ છીએ તો બધું જ. આ શરીર નાશવંત છે, આમાંનું કશું જ સાથે આવવાનું નથી, બધું જ અહીં રહી જશે. સ્ત્રી, પુત્રો પર પ્રેમ કરશું તો પણ એ બધાને છોડી જ જવાનું છે. પણ ભજન થાય ત્યારે ખરું! ભગવાનની ઇચ્છા હશે ત્યારે ભજન કરાવશે. આ છે નરની નિર્બળતા! ઇશ્વર ભજનને ભાગ્ય ઉપર છોડી દઇએ છીએ અને જે નથી કશું જ હાથમાં આવતું–પ્રારબ્ધ વિના તેને માટે પુરુષાર્થ કરીએ છીએ. જે કરવાનું છે તે નથી કરતા, અને જે નથી કરવાનું તેની દોડાદોડી. મૃગજળ કોઈના હાથમાં આવ્યું છે કે આવશે? અને જે આટલું સમજીને પણ પ્રભુ પ્રત્યે ન વળે તે તો ખરેખર ઘોર અજ્ઞાન, નરી મૂર્ખતા! એને માટે કંઇ શબ્દો જ નથી.

એક શેઠ હતા. મોટા શ્રીમંત ઝવેરી. એક રાતે જમીને શેઠ–શેઠાણી એમનાં મકાનમાં વાતો કરતાં હતાં. મોડી રાત વીતી ચૂકી હતી. ત્યાં અચાનક ઉપરથી શેઠાણીએ ચોરોને ઊતરતા જોયા. શેઠાણીએ કહ્યું, “પેલા ઊતરે છે.” શેઠે કહ્યું, “હું જાણું છું.” શેઠાણીએ કહ્યું, “પેલા હવે

તિજોરી ખોલે છે." શેઠે કહ્યું, "હું જાણું છું." શેઠાણીએ કહ્યું, "પેલા હવે ગાંસડા બાંધે છે." શેઠે કહ્યું, "હું જાણું છું." શેઠાણીએ કહ્યું, "પેલા હવે લઈ ચાલી ગયા." શેઠે કહ્યું, "હું જાણું છું." હવે શેઠાણી અકળાઈ ગયાં. "શું તમારું કપાળ તમે જાણો છો? આ બધો નાશ થઈ ગયો, ને હજી તમારું 'જાણું છું' નો અંત આવ્યો નહિ." આવું જ જીવનું થાય છે. જાણું છું બધું જ પણ પુરુષાર્થ વગર, અભ્યાસ વગર કશું જ સિદ્ધ થતું નથી. નહિ તો પછી નાશ જ નક્કી છે. ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ કૃષ્ણ. કલિયુગમાં—આ ધાંધલિયા યુગમાં એકાગ્રતા જલદી થાય એવું એક જ સાધન "પ્રભુનામસંકીર્તન" છે. રોજ કીર્તન થાય તો જલદીથી આસક્તિ છુટી જાય છે "ઉલટા નામ જપત જગ જાના વાલ્મીકિ ભયે બ્રહ્મ સમાના." "મરા" "મરા" કરવાથી ભીલ વાલ્મીકિ 'ઋષિ' થઈ ગયા અને બ્રહ્મપદ પામ્યા. માટે એવા અભ્યાસની અને પુરુષાર્થની જરૂર છે. માટે આળસ છોડી, ભલે સંસારના કામો છૂટી જતાં, ભલે બધાનો નાશ થઈ જતો પણ પ્રભુભજન ન છોડવું એવો દૃઢ ભાવ કેળવવો જોઈએ. બસ, પછી તો આનંદ થઈ જશે. જે થવાનું છે છે તે થવાનું જ છે. અને જે નથી થવાનું તે નથી જ થવાનું. માટે હે મન! તું પ્રભુનું સ્મરણ કર. હરિ ૐ! ૐ કૃષ્ણ! કૃષ્ણ! ૐ કૃષ્ણ! કૃષ્ણ! ૐ ૐ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ!

પરમાનંદ.

પત્ર-૧૮ તા. ૨૩-૭-૫૫

કૃષ્ણપ્રિય.......,

તમારાં બા પાસેથી તમારા સમાચાર અવારનવાર મળે છે. ગઈ કાલે જ તમારાં બાએ મને કહ્યું કે "બેન .......ઉપર તમે જરૂર કાગળ લખજો." હવે મન કેમ રહે છે?

ખરેખર, મન જ સર્વ દુઃખનું મૂળ છે. એને વશમાં રાખવું એ જ ભજન ગણાય. ભલભલા ત્યાગીઓને પણ એણે ખૂબ સતાવ્યા છે. એને જે વશ કરે છે તે જ કુશળ છે. બાકી તો કોઈની કુશળતા છે જ નહીં. આપણે તો મિથ્યામાં જ ભટકયાં કરતાં હોઈએ છીએ. શું એ મન વશ નહીં જ થતું હોય? આપણે ગૃહસ્થાશ્રમી રહ્યા એટલે આપણાથી એ કેમ બને? જો ત્યાગીઓ હારી જાય છે મનને જીતતાં, તો શું આપણે માટે કોઈ રસ્તો જ નહીં હોય? ના, ના, એવું કંઈ જ નથી. ગૃહસ્થાશ્રમાં તો ઉલટું ઘણું જ સહેલું છે. અરે! કોઈપણ આશ્રમ માટે સુલભ થઈ જાય એવું સાધન ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે બતાવ્યું છેઃ—

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ગીતા અ.૬ શ્લોક ૩૨

"હે અર્જુન, જે સર્વ પ્રાણીઓમાં પોતાની પેઠે સુખદુઃખને સમાન જુએ છે તે જ યોગીને મેં શ્રેષ્ઠ માન્યો

છે." જેમ આપણને ભૂખ લાગે છે ને કેવું દુઃખ થાય છે? આપણી પાસે નાણું ન હોય ને કોઈ વસ્તુ લેવી હોય તે ન લઈ શકીએ તો આપણને કેટલું ઓછું આવી જાય છે? આપણું કોઈ અપમાન કરે તો કેટલું દુઃખ થાય છે? તેવાં જ દુઃખો સામા માણસને થાય છે, એવું જે સમજે છે તે જ ખરો યોગી છે. કારણ કે તે કોઈનું અપમાન કરતો નથી, બીજાના દુઃખો જોઈ પોતાને ભલે દુઃખ થાય પણ સામાને કેમ સુખી કરવો એ જ જેનો નિશ્ચય છે તે જ મારો ભક્ત છે, એમ ભગવાને ચોખ્ખું કહ્યું છે. શું આ સાધન સહેલું નથી? તન, મન, ધનથી પ્રાણી માત્રની સેવા કરવી એ જ મારી ભક્તિ છે. "પરદુઃખે ઉપકાર કરે તોય મન અભિમાન ન આણે રે." એ જ ખરો વૈષ્ણવ છે. આવું જે નિષ્કામ ભાવે ભજન કરે છે તેને મારામાં શું સંશય રહે છે? લોકોની સેવા કરવામાં પોતાના દેહને પણ વિસરી જવો એ શું સમાધિ નથી? કોઈપણ રીતે દેહાધ્યાસ છોડવાનો છે. જે એ દેહાધ્યાસ છોડે છે તેની ચોવીસે કલાક સમાધિ જ છે. એ નવાં કર્મો બાંધતો નથી, જૂનાં કર્મો એટલે પ્રારબ્ધ ખપાવી નાખે છે. જે કાંઈ સુખદુઃખ શરીર ઉપર પડે તેની તે પરવા કરતો નથી. બલ્કે જનસેવામાં તેને પોતાના શરીરની ખાસિયત પૂરી પાડવા સમય રહેતો નથી. દેશ–કાળ એ સેવામાં જ વસરી જાય છે. એને દેહને લાડ લડાવવા સમય જ રહેતો નથી. એટલે એનાં બધાં જ કર્મો બળીને ખાખ થઈ જાય છે. આ છે નિઃસ્વાર્થ સેવાનું ફળ. કેટલું ઉત્તમ

ફળ છે! આમાં કશું જ ત્યાગવાનું નથી. કેવળ મનને સેવાભાવી બનવાનું શીખવવાનું છે. સર્વમાં પ્રભુને જ જોવો, આ જગત આખું પ્રભુ જ છે—પ્રભુમય જ છે એવું ચિંતન કરવાનું, મનને જ સમજાવવાનું છે. બસ, પછી બધા જ રોગોનો નાશ થઈ જાય છે. અભ્યાસથી આ ઘણું સુલભ થઈ જાય છે. શરૂઆતમાં થોડું કષ્ટદાયક લાગે છે. પછી હંમેશનો આનંદ થઈ જાય છે. બસ, મનને વશ કરવાનો આ ઉત્તમ ઉપાય છે. પછી જ મનુષ્યનું ખરું ભજન શરૂ થાય છે. સેવાની સાથે પ્રભુ નામ—સંકીર્તન, જે આપણે એક દિવસ તમારે ત્યાં કર્યું હતું તે પ્રમાણેનું. એનાથી તન્મય બની જવાય છે, એટલે કે જીવ-શિવ એક રૂપ બની જાય છે અને સર્વત્ર નારાયણ, નારાયણ થઈ રહે છે. આ છે ભગવદ્રૂપ બનવાની ચાવીઓ, જે અનુભવે સમજાઈ જશે. બસ, પછી શું ? નરમાંથી નારાયણ બની જવાશે. જગત-( અજ્ઞાનાવસ્થામાં ) જે અત્યારે દેખાઈ રહ્યું છે તે ભગવાન બની રહેશે. માટે નિષ્કામભાવે જનસેવા એટલે કે પ્રભુનું કામ અને નામ-સંકીર્તન એ ભજન—આ થવાથી બધા જ પ્રારબ્ધના ભોગોનો ઘડે.—લાડવો થઈ જાય છે.

માટે સંશયરહિત થઈ અભ્યાસ સાધન કરવા માંડવું જોઈએ. તમારાં બાને ભૂતનો વહેમ છે. કંઈ તમને વળગાડ છે. પણ બહેન! મને તો એવું કંઈ જણાતું નથી. હું હંમેશ તમારાં બાને એ જ સમજાવું છું. તમને તો હું ધારું છે કે એવો કોઈ વહેમ નથી જ. અને જો હોય તો

કાઢી નાખજો. જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે એમ લાગે છે કે કોને ભૂતો વળગ્યા નથી? જુઓ આ શરીર છે તે મહાભૂત છે, અને એ શરીરનાં બીજાં સત્તર ભૂતો—જેવાં કે પંચકર્મેન્દ્રિયો, પંચજ્ઞાનેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ. આ બધામાંથી કેમ છૂટકારો થાય? એટલે આ ભૂતોને હું તો પ્રભુનું ભજન—સેવા કરીને કાઢવા પ્રયત્ન કરી રહ્યો છું. અને એનાથી મને આ ભૂતો સતાવતા નથી. પણ ધીમે ધીમે વશ થતા લાગે છે. ઈશ્વરના નામ-સંકીર્તનથી કોઈપણ રોગ રહેતો જ નથી. આ ભવભૂતથી માંડીને જે કંઈ ભૂતો બીજા હોય, તે દરેકનો મોક્ષ થઈ જાય છે, એ મારો અનુભવ છે. માટે હંમેશા પ્રભુનું સ્મરણ કરવું, સેવા કરવી—પછી જુઓ. આ બધા ભૂતોની મજા! ભાગવા જ માંડશે. કામ, ક્રોધ, મોહ, મત્સર, લોભ કોઈ ઊભાં જ રહેશે નહીં. જ્યાં પ્રભુ જ હાજર હોય, ત્યાં બીજાં પાપો ઊભાં જ કેમ રહી શકે? અહાહા! જ્યાં જુઓ ત્યાં મારો પ્રભુ જ સર્વત્ર બિરાજેલો છે. ૐ ૐ ૐ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ૐ ૐ ૐ! ..................... તથા ઘરના સર્વ મંડળને મારા નમસ્કાર. અહાહા! એ બધામાં બીજું કોણ છે? દરેક મારો પ્રભુ. પ્રણામ! નમસ્કાર! પ્રભુ, તમને હજારો પ્રણામ! ૐ ૐ ૐ! ૐ ૐ શ્રીકૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ! કૃષ્ણ કૃષ્ણ!

પરમાનંદ

પત્ર-૧૯ તા. ૨૩-૭-૫૫

ભગવદ્ પ્રિય......તથા ભક્તસંડળ,

કાગળ મળ્યો. એમ અવારનવાર લખતા રહેવું. ...............મજામાં છે. નોકરી મળી. ચાલો સારું થયું. જે કાંઈ પ્રારબ્ધના ભોગ હશે તે તેના સમયે મળી જ રહે છે માટે ચિન્તા કરવી જ નહીં. સુખ, દુઃખ, નોકરી, ધન, સ્ત્રી, પુત્રાદિ, એમાંનું કશું જ આપણા ચિંતવનથી મળતું નથી. ગમે એટલા ઉપાય કરો—પુરુષાર્થ કરો પણ તે નિષ્ફળ જાય છે એવો મારો તો અનુભવ છે. દરેકને એ અનુભવે સમજાય છે. માટે બેન, શાંતિથી રહેવાનું. કોઈપણ જાતની ચિન્તા કરવી નહીં. જે થવાનું છે તે નિઃસંશય થશે જ. પછી આપણે દોડધામ શા માટે કરવી ? આપણે તો પ્રભુને જ શરણે જવું; એટલે એનું ભજન કરવું. એના જ ગુણગાન ગાવા. જે બને તે બધાની સેવા કરવી. દરેક જીવ જંતુમાં, સર્વમાં, સર્વ સ્થળે એક કેવળ પ્રભુ જ વિરાજી રહ્યો છે એટલે કોઈને પણ સુખદુઃખમાં મદદ કરવી એ પણ ભજન ગણાય. માટે આવી રીતે ભજન અને સેવા કરતા રહી બાકીના શરીરના પ્રારબ્ધના દિવસો પૂરા કરવા. આવું જે કોઈ કરે છે તે પ્રભુને પરમપ્રિય થઈ પડે છે. માટે સંશયરહિત થઈ, સેવા ભજન કરવું આનું નામ જ પરાભક્તિ છે. બસ, સર્વમાં મારો પ્રભુ જ.

ૐ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ !

પરમાનંદ

પત્ર-૨૦ તા. ૮-૭-૫૫

ભગવદ્ પ્રિય........અને સર્વ ગૃહમંડળ,

તારો ભાવનાપૂર્ણ પત્ર મળ્યો એમ જ અવારનવાર લખતાં રહેવું જેથી સત્સંગ રહે, મનની ગૂંચ ઉકલતી જાય. હંમેશાં જેમ બને તેમ દેહદૃષ્ટિ ઓછી જ કરતાં જવું. દેહદૃષ્ટિ જેમાં જેમાં અને જ્યાં જ્યાં થશે, ત્યાં ત્યાં દુઃખના જ દાવાનળ સળગવાના ! ગોપીઓની જ્યાં સુધી કૃષ્ણના જ શરીરમાં દૃષ્ટિ (પ્રેમ) હતી, ત્યાં સુધી એમને દુઃખ ભોગવવું પડ્યું. જ્યાં એમાંથી એમની (ગોપીઓની) સ્વરૂપ-દૃષ્ટિ થઈ એટલે હંમેશ માટે સુખ થઈ ગયું. પછી તે જ્યાં જ્યાં જોતી, તેમાં અને ત્યાં ત્યાં એમને કૃષ્ણ જ જણાયા. અર્થાત્ સર્વ ગોપીઓ પોતા સહિત કૃષ્ણ બની ગઈ. માટે હંમેશાં પ્રભુનું ભજન કરતાં પણ પ્રભુનું (આત્મા) નિત્ય સ્વરૂપ જ દૃષ્ટિમાં રાખવું. જગતનું બધું જ ક્ષણિક છે. જગત એટલે પ્રભુનું અનિત્ય સ્વરૂપ, જે ક્ષણભંગુર છે; આ બહારનું રૂપ છે. હવે જો આ જગતમાં બધા જ પદાર્થો નાશવાન છે તો પછી નાશવાનનું ધ્યાન શું હોય ? ભાઈ, નાશવંત વસ્તુ ઉપરનો પ્રેમ દુઃખરૂપ થઈ પડે છે. માટે ધીમે ધીમે અભ્યાસથી નિત્ય તરફ વળવું. જેથી શાશ્વત શાંતિ મળે. તે વિના કદી કોઈને શાંતિ મળી નથી. હવે સવાલ થશે કે સ્વરૂપ દૃષ્ટિ કેમ કેળવવી ? એને માટે અભ્યાસની જરૂર છે. તે અભ્યાસ પણ શુષ્ક નહીં હોવો જોઈએ; વૈરાગ્યયુક્ત હોવો જોઈએ. વૈરાગ્ય એટલે શું ?

વિષયાકાર વૃત્તિને વિષયો પરથી વાળવી. સ્વરૂપમાં (આત્મામાં) જોડવી. એ કેમ બને ? એ પણ સહેલું છે. અઘરું કશું જ નથી. કેવળ મનની દઢતાની જ જરૂર છે. પણ એ બધું કેમ બને ?

હવે જુઓ, આપણે (શરીર) જ્યારે નાના હતા ત્યારે આપણને કંઈ ખબર હતી કે મારું નામ શું છે, હું કેમ જન્મ્યો, મા બાપ સ્ત્રી ઇત્યાદિ કશી જ ખબર હતી ? ના. પણ જ્યારે માબાપે કહ્યું કે તારું નામ બાબુ, આ તારા બાપા, આ તારી બા, ભાઈ, બહેન ઇત્યાદિ અને આ સારું, આ ખરાબ, એમ આપણને ખૂબ સમજાવવા માંડયું અને આપણે માબાપના શબ્દોને સાચા માની, તે પ્રમાણે વર્તન કરવા લાગ્યા કે હું બાબુ છું, આ મારા બાપા, ઇત્યાદિ સગાં છે. હું અમુક વખતે જન્મ્યો છું. જેમ જેમ ઉંમર વધતી ગઈ તેમ તેમ અભ્યાસ દૃઢ થતો ગયો. પછી એ જ સત્ય છે એમ માની લીધું. આપણા પુત્રોને પણ આપણે એ જ પ્રમાણે અભ્યાસ દૃઢ કરાવવા લાગ્યા. આ છે વિષયાકારવૃત્તિ. અર્થાત્ જગત કે જે તદ્દન મિથ્યા જ છે, નાશવંત છે, ક્ષણભંગુર છે; તેના સુખદુઃખના ડુંગર આપણને હેરાન કરવા લાગ્યા. તો હવે શું કરવું ? કેમ આમાંથી છૂટકાય ? ત્યારે તો, ભાઈ, કાંટાને કાંટાથી જ કાઢવો પડે છે. જેવી રીતે જગત મનમાં દૃઢ થઈ ગયું છે—માબાપરૂપી ગુરુના કહેવાથી, તેવી જ રીતે, તેનાથી ઉલટી રીતે કરવાથી જગતનો નાશ થઈ જશે. હવે આ અભ્યાસ કેમ કરવો ? તો જો ભાઈ, આપણો આ દેહ જન્મ્યો તે આપણને ખબર છે ?

ક્યારે જન્મ્યો તે પણ આપણે કોઇના કહેવાથી જ જાણીએ છીએ પણ આપણુંને તેમાંનું કશું જ યાદ આવતું નથી. આપણા જન્મની આપણને ખબર નથી, તેમ મરણની પણ ક્યાં ખબર છે? જો કહીએ કે ગયા જન્મમાં મરી ગયો હતો અને પાછો પાપ-પૂણ્યને લીધે આ બીજો જન્મ થયો—તો એ પણ અસત્ય છે. જો તું જાણે છે કે હું ગયા જન્મમાં મરી ગયો અને પાછો જન્મ્યો તો એ જન્મ મરણની બંને દશા તું તો જાણે છે તો પછી તારું મરણ કેમ ગણાય? દાખલા તરીકે રાતે સૂતા અને ખૂબ ગાઢ નિદ્રામાંથી સવારે બીજે દિવસે ઊઠીએ છીએ અને કહીએ છીએ કે મને એવી ઊંઘ આવી ગઇ કે ખૂબ આનંદ થઈ ગયો. કશી જ ખબર ન રહી. એ શું? કોણે અનુભવ્યું? જો તું સૂઈ જ રહ્યો હતો તો પછી તે વખતે ગાઢ નિદ્રામાં કોણ એનું સાક્ષી હતું? તું કહેશે કે એ તો "હું"જ હતો. બસ! એ "હું"જ સમજવાનું છે. એ જ આત્મા છે, એ જ સચ્ચિદાનંદ, પરબ્રહ્મ, પરમાત્માનું સ્વરૂપ છે. વૈરાગ્યયુક્ત અભ્યાસથી એની સહજ પ્રાપ્તિ થઈ જાય છે. આવું જ જન્મ-મરણ વિષે પણ છે. તું તો અજન્મા છે. પછી મરણનો સવાલ જ ઊભો થતો નથી. સદ્‌ગુરુ જીવાત્માને ઉપદેશે છે કે તું જ બ્રહ્મ છે, **તત્વમસિ**; તું દેહ નથી. આ તારું નામ છે તે તો શરીરનું છે. આ શરીર નાશવંત છે. અરે! છે જ નહીં. મનનું જ કારણ છે. મનથી જ જન્મેલું છે. મનના જ સંકલ્પ વિકલ્પોથી જણાય છે. બાકી તું તો શુદ્ધ બ્રહ્મ છે! બ્રહ્મ જ છે! ૐ. જો તારું શરીર નથી,

તો પછી સગાં ક્યાંથી આવ્યાં? તારો તો "તું" જ છે. "તું" "તું" "તું" એ વિના કશું જ નથી. અથવા બધું જ "હું" "હું" "હું". ૐ. જેવી રીતે માબાપે જગતનો અભ્યાસ દૃઢ કરાવ્યો તેવી જ રીતે સદ્ગુરુ પર એવી જ શ્રદ્ધા રાખવાથી, સદ્ગુરુ તેવી જ રીતે બ્રહ્માકારવૃત્તિ કરવાનું કહે છે. માબાપ પર જેમ શ્રદ્ધા રાખી તેમ જ ગુરુ પર રાખી વર્તન કરવાથી આપણને બધું જ બ્રહ્મ જણાશે. "જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ." જો જગતને બ્રહ્મરૂપે જોઈશું તો પછી, બસ, આનંદ જ થઈ જશે. આ બધું કેવળ બ્રહ્મ જ છે—ભગવાન જ છે, એ જ ગાંઠ દૃઢ કરવાની છે. તેને માટે ઉપરની રીતે અભ્યાસ કરવાથી મન સહેલાઈથી સમજી જશે. માટે ભાઈ, મારું શરીર અને તારું એ બધું નાશવંત જ છે. શરીર ઉપર પ્રેમ રાખવો એ દુઃખનું જ કારણ બનશે. હું તો સર્વત્ર છું. પછી મારો વિયોગ શો? માટે ખૂબ પ્રેમ પૂર્વક પ્રભુનું નામ સંકીર્તન કરવું અને મનને ઉપરના તત્ત્વ–ચિંતનમાં રોકવું, જેથી સ્વરૂપનું જ્ઞાન સહજમાં જ થઈ જશે. એ અનુભવે, આપોઆપ સમજાશે. માટે શ્રદ્ધાપૂર્વક વૈરાગ્યયુક્ત અભ્યાસ કરવો. ૐ પત્ર લખજે, જેથી બધું વધુ સરળ બની જશે. ૐ તું તે જ છે. હું તે જ છું. "તું–હું", "તું–હું" ૐ પરમાત્મા! સત્ ચિત્ આનંદ! ૐ!

બ્રહ્મજળે જઈ ન્હા, ઓ મન મીન બ્રહ્મજળે જઈ ન્હા.
સભર ભર્યાં જે દશવીશ કેવા, છલક છલક થાતાં....ઓ મન મીન
એ પાણીડાંમાં કંઈ ન્યારાં ચેતન તરવરતાં.... ,, ,, ,,
લીલ રહિત વળી સલિલ તણીએ જરા જોને ગંભીરતા.,, ,, ,,

રૂપરંગ રહિત છતાં પણ શી એની પ્રભુતા !...., ,, ,,
ટાળે મલિનતા અણુએ અણુની આ ઉજ્જ્વળતા...., ,, ,,
જરાક ડૂબીને જો તુજ અંતર, શા અનુભવ થાતા...., ,, ,,
મીનપણું તુજ વિખરાઈ જાશે, શાં તુજ ભાગ્ય અહા !,, ,, ,,
સ્વયં તું અંતે જળરૂપ બનશે, એમાં નિત્ય ન્હાતાં...., ,, ,,

× × ×

રઘુવીર તુમકો મેરી લાજ .... .... ....રઘુવીર૦
સદા સદા મૈં શરણ–તિહારી, તુમ બડે ગરીબ–નિવાજ.... ,,
પતિત–ઉદ્ધારન બિરૂદ તિહારો, શ્રવનન સુની અવાજ.... ,,
હોં તો પતિત–પુરાતન કહીએ, પાર ઉતારો જહાજ.... ,,
અઘખંડન દુઃખભંજન જનકે, યહી તિહારો કાજ.... ,,
તુલસીદાસ પર કીરપા કીજે, ભક્તિ–દાન દેહુ આજ....રઘુવીર૦

ખૂબ પ્રેમપૂર્વક પ્રભુનું ભજન કરવું. બસ ! પ્રભુ જ બધું સંભાળી લેશે. બદલી થયા પછી કાગળ લખજો. ભાઈને લખવામાં શું સંકોચ હોય ? બસ ! ૐ ૐ બધે જ પ્રભુ ! સર્વત્ર ૐ ! સર્વત્ર કૃષ્ણ ! પ્રભુ ! કૃષ્ણ ! પ્રભુ, બધું જ પ્રભુમય, એ જ.

પરમાનંદના ૐ નમોનારાયણ.

પત્ર-૨૧ તા. ૨૫–૭-૫૫.

કૃષ્ણપ્રિય........,

આ કાગળ દેવલાલીથી લખું છું. ગઈકાલે હું મહેતા સાથે દેવલાલી આવ્યો છું રવિવાર સુધી રહી, પહેલી

તારીખે મુંબઈ પહોંચી જઈશું. નાસિક-ત્ર્યંબક પણ એ દિવસ જઈ આવીશું. એવો બધો કાર્યક્રમ મહેતાનો છે. અને મને એમની સાથે લીધો છે. શરીરના ભોગો એને (શરીરને) ભોગવવા જ પડે છે, છૂટકો જ થતો નથી. શરીર રૂપી યંત્ર કેટલું પરવશ છે! છતાં કોણ જાણે શા માટે મનુષ્યો અભિમાન કરતા હશે? માનવપ્રાણી કેટલું પરવશ છે? એની ઇચ્છા હોય કે ન હોય. તોપણ એને કામો કરવાં જ પડે છે. તો જીવ શા માટે નહીં સમજતો હોય કે આ બધું પ્રભુની ભગવાન (આત્મા)ની ઇચ્છાથી જ થાય છે? તો હું શા માટે ઇચ્છાઓ-કામનાઓ કરું? શા માટે પ્રભુ પર ન નિર્ભર રહું? એ મદારી જ બધાં શરીરરૂપી પૂતળાંઓને નચાવે છે. બસ! જો આટલું જ વિવેક-પૂર્વક સમજી જાય તો પછી બીજું સમજવાનું છે શું? આ સમજે તો જ—ત્યાર પછી જ તે ભજન કરી શકશે; ત્યાર પછી જ એ આત્મ-સાક્ષાત્કાર કરી શકશે. માટે તો પહેલાં શરીર પરથી ભાવ કાઢવો પડશે કે આતો પૂતળું છે, અને તે મદારીના હાથમાં નીચે છે. જો એ નહીં હોય તો આ પૂતળું શું કરી શકે તેમ છે? એક હાથ પણ ઊંચો કરી શકે તેમ નથી. દેહભાવ તે કેવી વિકટ સ્થિતિ અને આત્મભાવ તે કેવી ઉચ્ચ સ્થિતિ! જ્યાંસુધી આ દેહભાવં ન જાય ત્યાં સુધી આ દેહના બધા દુશ્મનો-કામ, ક્રોધ, ઇત્યાદિ છોડતાં જ નથી. મન બુદ્ધિ પાંચ પ્રાણ, પાંચ ને પાંચ દશ ઇન્દ્રિયો-મળી શરીર દેહના ભૂતો જીવને કેટલો હેરાન પરેશાન કરી મૂકે છે! જીવને કેવી રીતે નિરાંતથી ઊંઘ

આવે ? કારણ આ બધાં ભૂતો, તેના અનુયાયીઓ જેવાં કે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ મત્સર, વગેરે જંપવા જ દેતાં નથી. એક ભૂત વળગે છે તો માણસ ગાંડો થઈ જાય છે, તો પછી આ તો સત્તર ભૂતો અને સાથે પાછું એનું બધું લશ્કર (કામક્રોધાદિ)! શું આને માટે કાંઈ ઇલાજ નથી ? શું આ ભૂતો કાઢવા કોઈ ભૂવો નહીં હોય ? ના, તેવું નથી. એને માટે પણ ઇલાજ છે—ભૂવો પણ છે. પણ આપણને ભૂવા ઉપર શ્રદ્ધા જ નથી. કેટલાક જીવ તો એ ભૂવા પાસે પણ જતા નથી! જ્યારે કેટલાક જીવને કાંઈ સમજ પડે છે કે આપણને કાંઇક થયું છે અને ઉલટે રસ્તે છીએ તેથી તેઓ ભૂવા પાસે જઈ પોતાના દુઃખની વાત કરે છે. અને ભૂવો એમને એનો ઇલાજ પણ બતાવે છે. તેઓ સાંભળે છે એટલું જ. પણ તે પ્રમાણે આચરણ કરતાં જ નથી. દવા લાવો, પણ દવાનો ઉપયોગ ન કરો તો રોગમાંથી કેવી રીતે સારા થવાય ? અને કોઈક જ ભૂવા ઉપર શ્રદ્ધા રાખી, ભૂવો જે કહે તે તરત જ આચરણમાં મૂકી દે છે. જે થવાનું હોય તે થાય, પણ હવે આ ભૂતોનો નાશ કર્યે જ છૂટકો! એવા દૃઢ નિશ્ચય ઉપર આવી જાય છે અને ભૂવાની બતાવેલી દવા, ઇલાજ તરત જ કરવા મંડે છે. બસ! પછી જ્યાં દવા ગઈ કે રોગ નાસવા માંડ્યો. ગમે તેટલો જૂનો રોગ (જૂનું ભૂત) હશે તો પણ થોડા સમયમાં ભાગી જશે. એવી કઈ એ ભૂવાની દવા છે જેથી આ સત્તર ભૂતો એના અનુયાયીઓ સહિત ભાગી જાય છે અર્થાત્ એના સેવક બની જાય છે? જે આપણી પાસે 'ગુલામી

કરાવતા તે જ ગુલામ બની જાય છે? એવું તે શું એ ભૂવો જાદુ બતાવે છે કે આ બધાં જ વશ થઈ જાય છે? આ રહી એ ભૂવાની દવા. ઉપરના (પાછલા) લખાણમાં સહેજ દવાના ઇલાજનો ઇશારો તો કર્યો જ છે, પણ હવે વધારે સ્પષ્ટ અહીં કરીશું.

પહેલાં તો ભૂવો (સદ્‌ગુરુ) કહે છે કે, "મારા ઉપર તમારે સંપૂર્ણ ભરોસો રાખવો પડશે, બોલો થશે?" જીવ (મુમુક્ષ) કહે છે, "કબૂલ." પછી ભૂવો એને બીજો ઇલાજ બતાવે છે, "મારા ઉપર અનન્ય શ્રદ્ધા રાખી પ્રભુ-નામસંકીર્તન કરો. થશે?" જીવ (સુમુક્ષુ) કહે છે કે, "કબૂલ." પછી તે તેમ કરવા માંડે છે. એ થયું, જ્યાં જીવ સંકીર્તન કરવા લાગ્યો કે ભૂવો ત્રીજી દવા આપે છે કે હવે, "મારા ઉપર જે અનન્ય શ્રદ્ધા રાખી છે તે શ્રદ્ધાને 'હું (ભૂવો) પરમાત્મા છું' એમાં ફેરવી નાખો." એટલે જીવા (સુમુક્ષ) તેમ કરવા માંડે છે અને ભૂવાને તે પ્રભુરૂપે જોવા માંડે છે. દરદી ભુવામય બનતો જાય છે. અહાહા! અહીં દરદીને આરામ થવા માંડે છે, આનંદ આનંદ વ્યાપતો જાય છે. અહીં દરદી ત્રીજા ભાગનો સારો થઈ જાય છે. હવે સહેજ કસર રહી છે, અને પછી ભૂવો જીવને (સુમુક્ષઓને) છેલ્લી દવા બતાવે છે કે, "અલ્યા! તું જ ભૂવો છે" અને જીવનો રહ્યો સહ્યો પડદો તૂટી જાય છે અને રોગનો અને ભૂતોનો સદંતર નાશ થઈ જાય છે અને આનંદ આનંદ વ્યાપી રહે છે. ૐ ૐ ૐ ૐ ૐ.

ભૂવો એ સદ્‌ગુરુ છે અને તે જ પરમાત્મા છે. તેના

(ભૂવાના) શરણે જે કોઈ અનન્ય ભાવે જાય છે તેનું કલ્યાણ થઈ જાય છે અને પછી જીવ શિવ બની જાય છે. અને તે પણ પછી તો આ સત્તર ભૂતોનો સરદાર બની વિચરે છે. બસ! આ છે એ ભૂવાની દવા. આ છે ભૂવાનો ઇલાજ. માટે અનન્યભાવે એ ભૂવાનું શરણ લેવું જોઈએ અને એ કહે તે પ્રમાણે આચરણ કરવું જોઈએ. દવા પીવી જોઈએ. એ જેમ કહે તેમ કરવું જોઇએ. તો પછી કોઈ ભૂતો સતાવશે જ નહીં. બધાં ગુલામ બની જશે. અહાહા! સદ્ગૂરુ! ભૂવો ભૂવો, પ્રભુ! પ્રભુ! સોઽહમ્ સોઽહમ્ સત્–ચિત્ આનંદ, ૐ કૃષ્ણ! ૐ કૃષ્ણ! સોઽહમ્ કૃષ્ણ! સોઽહમ્ કૃષ્ણ! અહાહા સર્વત્ર બાલમુકુંદ! સર્વમાં તે જ. તેજમાં સર્વ, સોઽહમમાં બધું. સોઽહમ્ સ્વાહા! અહાહા! અને સોઽહમ્ પણ ગુમ! બધું ચૂપ, ચૂપ મૌન થઈ ગયું. ભૂવો, જીવ, પ્રભુ ૐ સોઽહમ્. બધું જ ગુમ! ક્યાં ગયું? કોણ ગળી ગયું? તે જ તે જ સમસ્થિતિ, સમાધિ! સમાધિ! શૂન્ય! શૂન્ય! શાંતિ. શાંતિ. શાંતિ. ૐ

—પરમાનંદ.

## પત્ર-૨૨

કૃષ્ણપ્રિય........,

તમારો પત્ર મળ્યો. હું બહારગામ હતો. ગઈકાલે જ આવ્યો. બધાં આનંદમાં જ છીએ. તમારા સમાચારે વધુ આનંદ. ૐ ૐ ૐ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ.

ૐ ૐ ૐ. તમને હતાશતા આવી ગઈ છે. મનને કંઈ જ સમજ પડતી નથી. કે શું થયું છે? એ બધું શું હશે? એમ તમે લખો છો ૐ ૐ ૐ ૐ ૐ.

પણ એમાં નવું કંઈ જ નથી. લગભગ દરેકને એવા અનુભવો થાય છે જ. સંસારમાંથી જ્યારે ભગવાન કોઇને પોતા તરફ લે છે ત્યારે આવી જ બધી ધમાલ થાય છે. એનું કારણ મનને પહેલાં તો સંસાર વિના બીજે કશે જ આનંદ નહોતો. હવે એ મનને એમાંથી એકદમ છૂટવું ગમતું નથી. એટલે એ મન તોફાન જગાવે છે અને કામક્રોધાદિ વિષયો સાધકને હેરાન હેરાન કરી મૂકે છે. પણ એમાં ડરવા જેવું છે જ શું? સાધકે અહીં મક્કમતા રાખવાની છે. અને મક્કમપણે પ્રભુને વળગી જ રહેવાનું છે. ખૂબ ભજન, જપ, ધ્યાન—માં લાગી રહેવું, જેથી આ બધા ઉત્પાતો એની મેળે જ શાંત બની જશે. સાધનમાં આળસ ન કરવી. પ્રભુ-દર્શનની ભૂખ ખૂબ વધારતા જ જવી.

ભગવાન કાંઈ અમુક જ છે એવું ઓછું છે? એ તો અનંત છે. આપણે એને કેટલો જોઈ શકશું? શું એક વખત કંઈ સહેજ દર્શન થયાં એટલે પતી ગયું? જ્યાં સુધી પળે પળે ક્ષણે ક્ષણે એનાં દર્શન ન થાય ત્યાં સુધી શાંતિ આવે જ નહીં. આ તો સહેજ ઝબકારો છે, પણ એ સારી નિશાની છે. જેમ જેમ દર્શન વધતું જશે તેમ તેમ આનંદની માત્રા વધતી જશે, વિષયોમાંથી મન છૂટતું જશે, દેહાધ્યાસ ઓછો થતો જશે; મન પછી ધીમે ધીમે કેવળ પ્રભુમાં જ રહેશે. અને જ્યારે જુઓ ત્યારે તન્મય

અવસ્થા રહેશે. પણ તે આસ્તે આસ્તે બને છે. એકદમ ઉતાવળથી કંઈ જ બનતું નથી. આ બધી સતામણી મનના વિકારોની છે. માન—અપમાન, રાગ—દ્વેષ, વગેરે સહેજ પણ જ્યાં સુધી હોય છે ત્યાં સુધી દુઃખ જ રહે છે. માટે ધીમે ધીમે પ્રભુ-ભક્તિમાં મનને ખૂબ પરોવવું. નિષ્કામ ભાવે પરમાત્માનું ચિંતન, મનન, ભજન કરવું. કોઈ પણ જાતની ઇચ્છા એની પાસે કરવી જ નહીં. ઉલટું સામેથી એની પાસે પ્રાર્થના કરવી કે હે પ્રભુ! હે નાથ! આમાંનું મારે કશું જોઈતું નથી. ક્યાં સુધી આ બધા વિષયોમાં મને રાખીશ? શરીર સહિત એના બધા ભોગો હવે મને તારા વિના ન ખપે. હે પ્રભુ! જ્યારે એક દિવસ આ બધાનો નાશ થવાનો છે જ, તો પછી આમાંથી મને પહેલાંથી બહાર કાઢ. હે પતિતપાવન! તું જ મારો ઉદ્ધાર કર. મારાથી શું બની શકે તેમ છે? હું નિરાધાર છું, અપરાધી છું. પ્રભુભક્તિ કેમ કરવી તેની પણ મને શી રીતે ખબર પડે? તું જ બળ આપ. હે નાથ! મને હવે સંસારના વિકટ બંધનોમાંથી જલદી છોડાવ. ૐ શ્રીકૃષ્ણ પ્રભુ ૐ ૐ ૐ. આમ રોજ પ્રેમપૂર્વક પ્રભુને પ્રાર્થના કરશો એટલે કામ ઘણું જલદી પતી જશે, અને ભક્તિમાં તન્મયતા આવતી જશે, અને મનના ઉદ્વેગો શાંત પડી જશે. નદી જ્યાં સુધી સમુદ્રને મળી નથી ત્યાં સુધી જ તોફાની હોય છે, પણ જ્યાં સમુદ્રને મળી કે શાંત બની જશે. એટલે એમ જ ભક્તિ–ભજન–પ્રેમ–થી પ્રભુરૂપી સમુદ્રમાં આ જીવ(મન)રૂપી નદી મળી કે બસ તોફાનો, રોગો,

ભોગો, બધું જ શાંત અને આનંદ આનંદ પ્રસરી જશે, જગત જ ચિન્મય જણાશે. દુઃખ શોકાદિકનું નામ નિશાન નહીં રહેશે, ૐ. તમે વળી લખો છો કે હિંમત, બુદ્ધિ બધું જ ગુમાવી બેઠી છું. અને સૌની કૃપાથી પાછી **પહેલાંની જેવી જ** બની જાઉં એ જ પ્રાર્થના છે.

પણ વિચાર કરો કે પહેલાં તમે કેવાં હતાં? હવે કેવાં બનવા માગો છો? હવે તો શરીરના ભાવો કાઢવાના જ છે. ખેર! જુઓ, તમે પહેલાં આત્માકારમાં હતાં, ત્યાર પછી તમે શરીરાકારમાં આવ્યાં અને તમે ×××બેન નામ ધારણ કર્યું, અને આ બધી ઉપાધિઓ ભેગી કરી. પછી વખત જતાં તમે પ્રભુભજનમાં લાગ્યાં, એટલે એ બધી વળગેલી ઉપાધિઓ છૂટવા લાગી એટલે દુઃખ થયું. કારણ દેહાધ્યાસ એકદમ જતો નથી. વર્ષોનો મહાવરો એકદમ કેમ જાય? પણ પ્રેમભક્તિથી બધું જ શાંત થઈ જશે. એની મને ચોકકસ ખાત્રી છે કે તમે પહેલાંના જેવાં જરૂરથી થઈ જશો (આત્માકાર થઈ જશો.) વાસનાઓ છે ત્યાં સુધી દેહાકારવૃત્તિ રહે છે. જ્યાં પ્રેમભક્તિથી વાસનાઓ ગઈ, મન પ્રભુમાં તન્મય થયું કે આત્માકારવૃત્તિ થઇ જશે. એ ધીમે ધીમે સમજાશે. ખૂબ ધીરજ કેળવો અને ભજન કરો—પ્રાર્થના કરો. પ્રભુ તમને પહેલાંના જેવાં બનાવો એ જ મારી પણ પ્રભુ પાસે પ્રાર્થના છે. પ્રભુકૃપાથી તેમ જ થશે. ૐ ૐ કૃષ્ણ "શ્રીકૃષ્ણઃ શરણં મમ" કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ૐ ૐ ૐ ૐ ૐ ૐ

—પરમાનંદ

પત્ર-૨૩ તા. ૧૫-૮-૫૫

ભગવત્પ્રિય........,

કાગળ મળ્યો. બીના જાણી. બધાં આનંદમાં જ છીએ. તમારા ભાઈ હમણાં પંદર દિવસથી મને મળ્યા નથી. કંઈક તબિયત ઠીક નથી, એમ ××ભાઈ કહેતા હતા. પણ નોકરીએ તો જાય છે. ભજનમાં શનિવારે હમણાં આવતા નથી એટલે મળી શકાતું નથી. મને પણ સત્સંગ ભજનમાંથી સમય જ મળતો નથી. એટલે એમને મળવા જવાતું નથી. પણ જ્યારે મળશે ત્યારે વાત. ખેર! તમને નોકરી મળી. સારી વાત છે. પ્રારબ્ધાનુસાર બધું મળે છે અને છૂટી જાય છે. તેનો હર્ષ-શોક ન હોય.

ગીતાનું વાચન ચાલુ રાખવું. કાગળ ઉપર તમે પહેલાં ગીતા લખો છો એટલે આ લખવું મને સૂઝ્યું. એકલું કાગળ ઉપર ગીતા લખ્યે, અથવા ગીતા ગીતા બોલ્યે કાંઈ વળતું નથી. ગીતાનું બરોબર પઠન થવું જોઇએ. અને પછી એને આચરણમાં ઉતારવું જોઈએ. ગીતા—જ્ઞાનેશ્વરી બહુ જ ઉત્તમ ગ્રંથ છે. એ મંગાવી ખૂબ વાચન, મનન કરવું, જેથી ભટકતું અને આ સંસારમાં રખડતું દુઃખી થતું મન ઠેકાણે આવશે અને પ્રેમ જાગૃત થશે, અને પ્રભુ-ભજનમાં મન લાગી જીવન ધન્ય બની જશે. આ સંસારના દુઃખમાંથી છૂટકારો માત્ર ભક્તિથી જ થાય છે. ખૂબ પ્રેમપૂર્વકની પ્રાર્થના, ભજન નિષ્કામભાવે સતત કરવું જોઇએ.

આ જ સુખનો સાચો માર્ગ છે. ૐ ૐ ૐ. ભજનો નીચે લખ્યાં છે. ૐ કૃષ્ણ! કૃષ્ણ!

## ભજન-૧.

પ્રભુ બિન નાહીં પડત મોહે ચૈન,
મૈં દુખિયારી જન્મો જન્મકી, કલ ન પડત દિન-રૈન....પ્રભુ બિન.
ચોર્યાસી લખ યોનિ ફીર કર યહ પાયો નર તન,
યોગ તપ વ્રત કઠિન કલિમેં કરું નામ સુમરન....પ્રભુ બિન.
રાગ-તાલ શાસ્ત્ર ના સંગીત, ના કછુ ભાવ ભજન,
દાસ રામ પ્રભુનામ પૂકારે, અશ્રુ વહાવે નયન....પ્રભુ બિન.

—૦—

ધૂન:—રાધે ગોવિન્દ ૐ હરિ બોલ હરિ બોલ,
રાધે ગોવિન્દ ૐ હરિ બોલ હરિ બોલ.

## ભજન-૨

હરિ બિન કૌન મેરો આધાર,
કામ, ક્રોધ મદ બહુત સતાવત, હૂં મૈં બહુત લાચાર
........હરિ બિન૦
યહ સંસાર હૈ દુસ્તર ભારી, કૈસે કરું ભવપાર;
મૈં તો હૂં પ્રભુ કુટિલ ખલ કામી, દયા કરો કિરતાર
........હરિ બિન૦
જગમેં હૈં સ્વાર્થ કે સંગી માત-પિતા સુત નાર;
મૈં તો હૂં પ્રભુ ખાન ઔગુનકી, તુમ પતિતઉદ્ધાર
........હરિ બિન૦

અજામિલ, સદન ગજ–ગણિકા ઉદ્ધાર્યા નાઇ ચમાર,
દાસ રામ પ્રભુ શરણ તિહારી, વિનવું વારંવાર
........હરિ બિન૦

## ભજન–૩

હરિ મેરે જીવન પ્રાણાધાર,
ઔર આશરો નહીં હે તુમ બિન, તીનું લોક મોઝાર,
હરિ મેરે૦
આપ બિના મોહે કછુ ન સુહાવે નિરખ્યો સબ સંસાર,
હરિ મેરે૦
મીરાં કહે મૈં દાસી તુમ્હારી દીજે મતિ વિચાર,
હરિ મેરે૦

રાગ જેમ બેસે તેમ તમારે તમારા મન મુજબ ગાવું. બેસી જશે. ૐ

## ભજન–૪

પ્રભુ મૈં પીછો લિયો તુમ્હારો
તુમ દીનદયાલ કહાવત, સકલ આપદા ટારો....પ્રભુ મૈં૦
મહા બુદ્ધિકુટિલ અપરાધી, અવગુન ભરીલિયો ભારો..પ્રભુ મૈં૦
સૂર કૂરકી યહ બિનતી, લૈં ચરનમેં ડારો....પ્રભુ મૈં૦

જય ઘનશ્યામ, જય ઘનશ્યામ, જય ઘનશ્યામ, જય જય ઘનશ્યામ—એ ધૂન

ઉપરનાં ચારે ભજનો ઘણાં સરસ છે. એનાથી મનને ઘણી શાંતિ રહેશે.

ધૂન—" રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતારામ,
સીતારામ સીતારામ ભજ પ્યારે તૂ સીતારામ "

એ સૂરમાં ગાવી. જેથી ખૂબ આનંદ આવશે. ભગવાનનું ભજન એ જ ખરું કર્મ છે અને એ કર્મ ધીમે ધીમે પરિપક્વ થશે. એટલે એને જ્યારે ફળ (તત્ત્વજ્ઞાન) લાગવા માંડશે કે બસ! પછી આપોઆપ જ ઉપાધિનો નાશ થઈ જશે અને કેવળ પ્રભુ જ રહી જશે. તૂં હી, તૂં હી ૐ ૐ. માટે નિષ્કામ થઈ (ભજન) કર્મ કરવું અને જ્યારે નિષ્કામ કર્મનું (ભજન) આચરણ થયું કે પછી તત્ત્વબોધ થતાં વાર લાગતી નથી, કારણ મન નિષ્કામ ભજનથી શુદ્ધ થઈ જાય છે.

આ બધું જેમ જેમ ભજન કરતા જશો તેમ તેમ એની મેળે જ સમજાઈ જશે. માટે શ્રદ્ધા રાખી, આંખો સંસાર તરફથી બંધ કરી, ખૂબ પ્રેમપૂર્વક ભજન કરો અને પછી ભજનાનંદમાં મસ્ત બની જાઓ. "તું તું ન રહે, મૈં મૈં ન રહું." ૐ કેવળ પ્રભુ જ નારાયણ! ૐ આનંદ સત્ ચિત્ આનંદ! ૐ કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! xxx ૐ.

—પરમાનંદ.

પત્ર–૨૪ તા. ૮–૯–૫૯ ગુરુવાર

ભગવત્પ્રિય........,

કાગળ મળ્યો. ફોઈનો દેહ શાંત થઈ ગયો. જાણ્યું. પ્રભુ સદ્ગત ને શાંતિ અર્પો. ફોઈનો સ્વર્ગવાસ એટલે એક

દિવસ બધાં શરીરોનું જે થવાનું છે તેનું દૃષ્ટાંત ગણાય. અને એ જ જગતનું મહા આશ્ચર્ય છે. બધાં જ જાણે છે કે શરીરનું હંમેશ આમ જ પતન અર્થાત્ મૃત્યુ થાય છે, પછી શા માટે સદ્-માર્ગે નહિ ચાલતા હોય? કશું જ સાથે આવતું નથી. બધું જ અહીંનુ અહીં રહી જાય છે. અશાશ્વત ભેગું કરવાની બધી મહેનત મૃત્યુ થયે છૂટી પડે છે અને ભિખારી અવસ્થામાં જવું પડે છે. દરેક જીવ સમજે છે છતાં આચરણ તો આ બધી નાશવંત વસ્તુઓ માટે જ કરે છે. અને વારંવાર જન્મ મરણનાં દુઃખો ભોગવે છે. એ જ ખરો પુરુષ છે કે જે આ બધું સમજી, પ્રભુ ભજનનું-સદાચારનું આચરણ કરે છે. તેથી તેનાં આ વારંવાર દુઃખનો નાશ થઇ જાય છે ને એ અમર પદ આત્મપદે પહોંચી નિરંતર સુખશાંતિ ભોગવે છે. માટે આ નાશવંત વસ્તુઓમાંથી મનને ખેંચી શાશ્વત વસ્તુ (પ્રભુ) પર ધ્યાન લગાડવું, એ જ મનુષ્ય શરીરમાં આવવાની સાર્થકતા છે. એ જ પરમ શાંતિ મેળવવાની કૂંચી છે. શરીરનાં મરણ આપણને કેટલો બધો બોધ આપી જાય છે! પણ આપણે માયાને વશ વર્તી, એ તરફ આંખ આડા કાન કરશું તો પણ મરણનાં દુઃખમાંથી છટકી શકાવાનું નથી, એ પણ નક્કી છે. પ્રભુપ્રેમ વિના એ દુઃખનો નાશ થતો નથી. પ્રભુ પર પણ સાચો પ્રભુપ્રેમ હોવો જોઈએ. દંભ તો માણસને વધારે દુઃખમાં નાખે છે. માટે જેમ બને તેમ જલદીથી દિવ્યપ્રેમ પ્રગટાવો. ખૂબ પ્રભુસ્મરણ કરો, જેથી બધાંને શાંતિ સાંપડશે. અનિત્ય વસ્તુમાંથી મન કાઢી નાખો. અને નિત્ય (પ્રભુ) વસ્તુ પર ધ્યાન

લગાડો, જેથી સંયોગ વિયોગનાં દુઃખમાંથી છૂટકારો થાય.

"હરે રામ હરે રામ રામ રામ હરે હરે,
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે."
—હરિ ૐ.

ફોઈનું શરીર ભલે પડી ગયું પણ આત્મા તો અમર છે અને સર્વત્ર છે. એટલે ફોઈ પરિમિત (જીવ)માંથી અપરિમિત (આત્મા) બની ગયાં. કેટલી આનંદની વાત છે. અહાહા! આનંદ! આનંદ! ૐ ૐ. આવરણનો (શરીરનો) નાશ થયો એમાં શું ગયું? વાદળનો નાશ થતાં સૂર્ય પ્રગટ થઈ ગયો, રોશની રોશની થઈ ગઈ. હવે ફોઈનું નિત્ય મિલન થઈ ગયું. પથરો પહાડ થઈ ગયો. આનો શોક હોય કે આનંદ? ખૂબ મસ્ત બની જાઓ. ખૂબ ભજન કરો. અને શરીર હોય કે ન હોય તો પણ આ જીવનમુક્તિનો આનંદ મેળવી લો. ——— હરિ ૐ!

ફોઈ તો કૃષ્ણભક્ત હતાં, નામ પણ કૃષ્ણા હતું. કેવું અજબ! કૃષ્ણા "કૃષ્ણ" બની ગયું. શ્રી કૃષ્ણઃ શરણં મમ.

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥
(ગીતા. અધ્યાય ૨–૧૩ મો શ્લોક)

પત્ર જરૂરથી અવારનવાર લખતા રહેવું.

—પરમાનંદ

પત્ર–૨૫ તા. ૮ ૯–૫૫

શ્રી ભગવત્પ્રિય........,

મને સમાચાર મળ્યા હતા કે તમે દિવાળી આસપાસ મુંબઈ તરફ આવવાના છો એટલે યોગાંક મોકલતો નથી. તમે આવશો ત્યારે જ લઈ જશો. અને જો નહીં આવવાના હો તો મને લખશો જેથી હું મોકલવા બંદોબસ્ત કરીશ. શ્રી. જ્ઞાનયોગી ચંદુભાઈના પત્રો તમે વાંચ્યા છે એ જાણ્યું. એમનાં પત્રો ઘણાં જ ઉત્તમ છે. વાંચવા યોગ્ય છે. અહીં સત્સંગ મંડળમાં ગીતા પ્રવચનો ચાલુ છે. છઠ્ઠો અધ્યાય ચાલે છે: ગીતા એક એવું પુસ્તક છે કે જો બધાં શાસ્ત્રો વાંચવાની કડાકૂટ મૂકી એક ગીતાજીનું જ બરાબર મનન થાય, તો પછી બીજું કશું જ જાણવાનું રહેતું નથી. દરેક સાધનાવસ્થાની મૂંઝવણનો એમાં ઉકેલ આવી જાય છે અને તેમાં પણ ૨ ૬–૯–૧૨–૧૫ એ ખાસ અધ્યાયો છે. અને તેમાં પણ ૯–૧૨ અધ્યાય વધુ શ્રેષ્ઠ ગણાય. એ બેમાં પણ નવમો અધ્યાય ઘણો શ્રેષ્ઠ છે. શું વર્ણન કરું નવમા અધ્યાયનું! અને એમાં પણ નવમા અધ્યાયનો છેલ્લો શ્લોક અને એ છેલ્લા શ્લોકમાં પણ છેલ્લું **'મત્પરાયણ!'** મત્પરાયણ! અહાહા! આનંદ. આ જો સમજી જવાય તો ઘણું જ થઈ ગયું. સર્વ શાસ્ત્રોનો સાર, વેદોનો સાર, મહાભારત અને મહાભારતનો સાર, ગીતા ને ગીતાનો સાર મત્પરાયણ. મત્પરાયણ એટલે સર્વ શાસ્ત્રોનો સાર. બસ! મત્પરાયણ બની જવું એટલે બધી ગરબડ શાંત! અહાહા!

જે મત્પરાયણ થયો તેને જ શાંતિ વરી ચૂકી સમજજો. પ્રભુ-પ્રાર્થનાથી આ વસ્તુ શકય છે-સુલભ છે. હરિ ૐ.

હવે મત્પરાયણ કેમ થવાય? સહેલું પણ છે અને અઘરું પણ છે. જેને પ્રભુદર્શન કરવાં છે તેને સહેલું છે અને જેને સાચી દર્શન-ઇચ્છા નથી એને દુર્લભ છે. જેને પ્રભુ માટે તાલાવેલી લાગી છે તે શું છાની રહે છે? અરે ગુલાબ ઉપર ગમે તેટલું આવરણ હોય, તો પણ એની સુગંધ શું છુપાવી શકાશે? સુગંધ તો કહી જ દેશે કે અહીં ગુલાબ છે. ભક્તિ પણ એવી ચીજ છે. સાચી ભક્તિ છૂપી રહી શકતી જ નથી. ભલે ભક્ત છુપાવવાનો પ્રયાસ કરે પણ એ છુપાવવાનો પ્રયત્ન જ એને પ્રગટ કરી મૂકે છે. અને ભક્તે તો જેમ બને તેમ છૂપું જ રહેવા પ્રયત્ન કરવો જોઈએ. પણ પ્રભુ જ એને પ્રગટ કરી દે છે. અને પછી તો "અબ તો બાત ફૈલ ગઇ હોનિ હો સો હોઇ" એમ સમજી ભક્ત પ્રભુમાં ઓતપ્રોત બની જાય છે. એનાં બધાં જ કર્તવ્યો ભક્તિમાં જ સમાઈ જાય છે. બીજી દરેક વસ્તુ એ ગૌણ ગણે છે. મુખ્ય પ્રભુસેવા, ભક્તિ એ વિના બીજું કશું એને ગમતું નથી. પણ આપણે બીજા કામોને મુખ્ય ગણીએ છીએ અને ભક્તિ ગૌણ કરી નાખી છે એટલે દર્શન થતાં નથી, અને મત્પરાયણ થવાતું નથી. મત્પરાયણ થવાની એક સહેલી ચાવી એ ખરા મનથી પ્રભુની પ્રાર્થનાઃ કે હે પ્રભુ! હવે મને બધા બંધનોના પાશથી છોડાવ. આવી પ્રભુ પ્રત્યે જો નિર્મળતાપૂર્વક, સાચા મનથી તીવ્રતાપૂર્વક જો રોજ સવાર-સાંજ પ્રાર્થના થાય તો થોડા જ દિવસમાં જ કર્મોનું

દેવાળું નીકળી જાય છે. પછી પ્રેમ, દિવ્યપ્રેમ પ્રગટ થઇ જશે. બસ! પછી તો ભક્ત અને ભગવાન એ વિના બીજું કશું જ રહેતું નથી. "શ્રી કૃષ્ણઃ શરણં મમ." બસ, આત્માનાં મત્પરાયણ. હરિ ૐ ૐ આનંદ કૃષ્ણ કૃષ્ણ ૐ ૐ ૐ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ.

—પરમાનંદ

પત્ર ૨૬ ૫–૧૦–૫૫

કૃષ્ણ પ્રિય........,

સમાચાર જાણ્યા. તમો લખો છે કે, "એ પ્રાપ્ત કરવા ઇચ્છા છે જ." શું પ્રાપ્ત કરવા તમારી ઇચ્છા છે? પાછા લખો છો કે, "**એવી ઇચ્છા પૂર્ણ કર્યા સિવાય તેનો છૂટકો નથી.**" વાત તદ્દન સાચી છે. એ તો જેને ઇચ્છા થાય છે તેની દરેક ઇચ્છા પૂરી પાડે છે. અને તેમાં ભક્તિ–પ્રેમ(ભગવાન)ની ઇચ્છા જેને થાય છે તે ઇચ્છા પૂરી પાડવા માટે તેને ત્યાં ભગવાન ગાંડાની માફક જ આંટા મારતા ફરે છે. પણ કોઈ વિરલાને જ, કોઇ મહાપુણ્યશાળીને જ એવી ઇચ્છા, મહા–ઇચ્છા થાય છે કે જે ઇચ્છા હોવા છતાં, ઇચ્છાવાળી કામના હોવા છતાં, કામના નથી. પ્રભુ પરની આસક્તિ એ અનાસક્તિ છે. પણ શું આપણને એવી ઇચ્છા થઈ છે? ઇચ્છા તો તુકારામને મીરાંને, મહાપ્રભુને, નરસિંહ મહેતાને, નામદેવને થઈ હતી.

એનું નામ ઇચ્છા. આપણે તો હજી અનિત્ય વસ્તુઓ પાછળ દોડાદોડ કરીએ છીએ. પ્રારબ્ધ જ બાંધતા જઈએ છીએ. એક મ્યાનમાં બે તલવાર કદી રહી શકતી નથી. જ્યારે આ ઇચ્છા ઉત્પન્ન થાય છે ત્યારે પછી સાંસારિક કોઈ કામ એનાથી થઈ શકતાં જ નથી. પ્રભુપ્રાપ્તિ વગર એને ચેન જ પડતું નથી. એનું બધું જ લક્ષ એક પ્રભુમાં જ હોય છે. એના સંસારનું દેવાળું નીકળી જાય છે. અર્થાત્ પ્રભુ વિના કશું જ રહેતું નથી. જ્યાં સુધી વ્યાવહારિક કામો કરવા આપણને લૂખી પ્રેરણા મળ્યા કરે છે ત્યાં સુધી પ્રભુ તરફ ઇચ્છા થતી જ નથી. બલકે થઈ નથી. શું આપણને બહારની વસ્તુ ઉપરનો મોહ ગયો છે? શું વ્યાવહારિકતા ઓછી થઈ છે? સગાંવહાલાંને આપણે ભૂલી ગયા છીએ? શું પુત્રાદિકમાંથી મન નીકળી ગયું છે? આ બધાંમાં જ્યારે મન નહિ લાગે ત્યારે જ મન પ્રભુ તરફ વળશે. જેનાં જેનાં મન પ્રભુ તરફ વળ્યાં છે તેને સાંસારિક સંબંધો, સ્ત્રી પુત્રાદિક કશામાં જ લક્ષ જ રહેતું નથી. કેવળ ઇચ્છાથી જ ચાલતું નથી. તેને માટે પુરુષાર્થની પણ જરૂર છે. સમય ઓછો છે માટે જેમ બને તેમ જલદીથી પુરુષાર્થ કરવો જોઈએ. ઇચ્છાની પૂર્તિ પુરુષાર્થમાં જ છે. કેવળ એકલી ઇચ્છા નકામી થઇ પડે છે. જો કે ઇચ્છા થવી એ લક્ષણ પણ સારૂં તો છે જ. હજુ તો આપણને આવી મહેચ્છા પણ ઉદ્‌ભવતી નથી. જ્યારે તીવ્રતમ ઇચ્છા થશે ત્યારે જ પ્રેમ પ્રગટ થશે. ખૂબ પુરુષાર્થ થવો જોઇએ. માટે જ્યાં સુધી ખૂબ નામસંકીર્તન, ભજન થાય નહિ ત્યાં સુધી ઇચ્છા

તીવ્રતમ થતી નથી. અત્યારે આ ધૂનયોગ એ ઘણું ઉત્તમ સાધન છે.

"હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે.
હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે."

સવાર–સાંજ ખૂબ ધૂન મચાવો. એટલે આપોઆપ જ બધું થઈ જશે. સાધન જ સાધ્ય બની જશે. ઇચ્છા જ પુરુષાર્થ થઈ જશે. અને પુરુષાર્થ જ પુરુષને સમજાવી દેશે. ૐ શ્રીકૃષ્ણઃ શરણં મમ.

—પરમાનંદ

## પત્ર—૨૭

ભગવત્પ્રિય.......,

રામાયણ વાંચો છો જાણી ઘણો જ આનંદ થયો. જે કાંઇ જીવનચરિત્રો લખાય છે તે શા માટે લખાયાં હશે? એનો વિચાર કરીએ તો સ્હેજ જણાયા વગર રહેતું નથી કે કષ્ટોએ જ તેમને મહાન બનાવ્યા છે, અને ઇતિહાસના પૃષ્ઠ ઉપર એમને ચમકાવ્યા છે. જેને કષ્ટ નથી પડતું તે કદીપણ મહાન બની શકતું નથી. રામચન્દ્રજીને જો વનવાસ ન મળ્યો હોત, રામ–રાવણ યુદ્ધ ન થયું હોત, સીતાજીની અગ્નિપરીક્ષા ન થઈ હોત ને આ બધાં કષ્ટો એમને ન પડયાં હોત, તો આજે આપણી પાસે રામાયણ હોત જ કયાંથી? તેવું જ પાંડવોનું પણ બન્યું. એમને પણ અપાર

કષ્ટ પડ્યું. દ્રૌપદી-વસ્ત્રહરણ, પાંડવોનું વનવાસગમન, કૌરવ-પાંડવનું યુદ્ધ. આ ન બન્યું હોત, તો મહાભારત કેમ રચાત? ગીતા કેમ રચાત? ત્યારે એ ઉપરથી સિદ્ધ થાય છે કે કષ્ટો જ ધર્મનો પાયો છે. જે ધર્મના પાયારૂપ હોય તેને શું કષ્ટ કહી શકાય? કષ્ટ એ શબ્દનો ઉપયોગ બરાબર થતો નથી લાગતો. અજ્ઞાનવશ આપણે કષ્ટ કષ્ટ કરીએ છીએ. ખરેખરૂં કષ્ટ તો સત્યને ભૂલી જવું, તે જ ગણાય. જે સત્યનું આચરણ કરે છે, જેને એ આચરણ કરતાં કાંઈ સહન કરવું પડે છે તો તે આપણે કષ્ટ કહીએ છીએ, પણ એને કષ્ટ કહી જ કેમ શકાય? એ તો સાધના છે—તપસ્યા છે. સાધના અને તપસ્યાને જો કષ્ટ કહીએ તો પછી એ કરે જ કોણ? જો તેને (સાધના કરનારને) કષ્ટ લાગે તો એ છોડી જ દે પણ એને તો એમાં આનંદ આવે છે. એટલે જ એની સાધના આવા કહેવાતા કષ્ટોથી ઉચ્ચતમ બને છે. જે સત્યનું આચરણ અર્થાત ભક્તિ કરે છે તેને તો જેમ જેમ ભક્તિ કરતો જાય છે તેમ તેમ આનંદ આવતો જાય છે. અલબત્ત, જે એ માર્ગે નથી તેને કષ્ટ દેખાય છે. કારણ એ ભક્તિથી દૂર રહી જુએ છે. એટલે એ સિદ્ધ થાય છે કે જેને એ કષ્ટ લાગે છે અગર જે કષ્ટ જુએ છે, તે અજ્ઞાનનું લક્ષણ છે. અર્થાત એ અજ્ઞાની છે, ભક્ત નથી. ભક્તિ વિહીન જીવોને જ એ કષ્ટમય લાગે છે. જ્યારે એનું (ભક્તિનું) જે આચરણ કરે છે તેને આનંદ આનંદ થતો જાય છે. એટલે નક્કી થાય છે કે રામાયણ અને મહાભારત એ ગ્રંથો આનંદ ગ્રંથો

છે. એમાં જ આપણે અજ્ઞાનવશ (આપણી સાંસારિક દૃષ્ટિથી) રામ ઈત્યાદિને કષ્ટો પડેલાં જોઇએ છીએ તે ખોટું છે. આપણે હવે એ દૃષ્ટિકોણ બદલવાનો છે. આ ગ્રંથોમાં કેવળ સત્ય અને પ્રેમ ભરેલાં છે. જે કષ્ટમાં હોય (જીવ ભાવમાં હોય) તેને કષ્ટ દેખાય. કમળો હોય તેને પીળું જ દેખાય. ભક્તને, જ્ઞાનીને તો કષ્ટનો આભાસ સુદ્ધાં થતો નથી એ તો હંમેશાં પ્રસન્નમુખ જ હોય. જે હું દુઃખી છું, દુઃખી છું કહેતા ફરે છે તે જીવો માયાબદ્ધ જીવો જ હોય છે. સાચી ભક્તિમાં તો આનંદ જ હોય છે–સુખ હોય છે. કોઈ મહાત્માને એક સંસારી જીવે પૂછ્યું કે તમે આ નિરંતર આનંદ ક્યાંથી મેળવ્યો ? મહાત્માએ જવાબ આપ્યો કે **સંસારને** (આનંદને) હોમીને જગતનો (જીવભાવ) હોમ કરી ને મેં આનંદ મેળવ્યો છે. જેને આ આનંદ મેળવવો હોય તેને આ બધી અનિત્ય વસ્તુઓને સળગાવવી પડશે. ત્યારે જ ખરેખરી આનંદકારી દિવાળી ઉજવાશે. ત્યારે જ જણાશે કે આ બધું, સત્ય જ હતું. પ્રભુ જ હતો.

ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ

કષ્ટ, અજ્ઞાન, જીવભાવ આનો હોમ કરવો પડશે. ત્યારે જ એ આવરણ હેઠળથી દિવ્ય–જ્યોતિ ઝળહળશે. તે જ નિરતિશય સુખ પ્રભુ સચ્ચિદાનંદ. ૐ. અજ્ઞાન તે જગત (કષ્ટ)! જ્ઞાન તે સુખ! પ્રભુ નારાયણ નારયણ ૐ! અહાહા! આવરણનો–(જગતઅજ્ઞાન–પ્રકૃતિ) વાઘો પહેરીને પ્રભુ સિવાય બીજું કોણ છે ?. અહાહા! અહાહા! પ્રભુ

ગોવિંદ ૐ ગોપાલ, ૐ નૂતન વર્ષ આનંદમય બનો. અજ્ઞાનનો હોમ કરો અને આનંદ મેળવો. શ્રી કૃષ્ણ પ્રભુ સચ્ચિદાનંદ ૐ

— પરમાનંદ

પત્ર-૨૮ તા. ૧૪ ૨-૫૬.

ભગવત્પ્રિય........,

પોસ્ટકાર્ડ મળ્યું. અવારનવાર કાગળ લખતા રહેવું જોઇએ જેથી સત્સંગ રહ્યા કરે. સત્સંગમાં હંમેશાં વ્યક્તિની હાજરીની જરૂર નથી. પરિચય હોવો જોઇએ. એકમેક ઉપર પ્રેમ હોવો જોઈએ. બસ! પછી વ્યક્તિ ગમે એટલી દૂર હોય તોપણ ત્યાંથી દૂરથી પણ સત્સંગ થયા કરે છે. એનો અર્થ એ નથી કે નજીકથી સત્સંગ ન થાય. પણ નજીકમાં ઘણા ભયો રહેલા છે. નજીક રહેવાથી પ્રેમ મોહનું સ્વરૂપ ધારણ કરે છે, જે મહાભયંકર છે. બીજાં પણ ઘણાં કારણો છે. જેમાં મોહ સૌથી ભયંકર ગણાય. આપણને શરૂઆતમાં એમ જ લાગે કે આપણે સત્સંગ કરીએ છીએ પણ જેમ જેમ સંબંધ વધતો જાય છે તેમ તેમ તે વ્યક્તિના દેહ ઉપર મોહ થતો જાય છે અને દેહપૂજાઓ શરૂ થઈ જાય છે. એટલે શું કે મુદ્દો જ આપણે ભૂલી જઈએ છીએ. જ્યારે સત્સંગ એટલે આત્મભાવ તરફ જવું અને આ વ્યક્તિમોહ તો ખાડામાં નાખે છે. માટે સાધકે—સત્સંગીએ

આ ખૂબ ધ્યાન રાખવાનું છે. સંયોગ-વિયોગવાળી સ્થિતિએથી તો આપણે પર થવાનું છે. વ્યક્તિ નજીક હોય કે દૂર હોય તેમાં સમ સ્થિતિ આવી જવી જોઇએ. હવે સત્સંગીનો અર્થ કરીએ. સત્સંગ શું છે? **સત્** એક આત્મા જ છે. બીજુ બધું અનિત્ય છે. આત્માને જાણવો એનું નામ સત્સંગ.

તો આત્માને કેવી રીતે જાણવો? એ ક્યાં હશે? એવા અનેક પ્રશ્નો સાધકને થાય છે. પણ એ સમજવું ઘણું મુશ્કેલ થઈ પડે છે. કોઈ 'તીર્થયાત્રામાં શોધે છે, કોઇ મંદિરમાં શોધે છે, કોઈ ધ્યાન ધરે છે, કોઈ હઠયોગી બને છે, તો કોઇ કથાવાર્તામાં શોધે છે. એમ અનેક રીતોથી લોકો શોધ કરે છે પણ પત્તો લાગતો નથી. દિવસે દિવસે પ્રશ્ન મુશ્કેલ બનતો જાય છે. સાધક ઘણીવાર નિરાશ થઇ જાય છે અને તેનું પતન થાય છે. ત્યારે આત્માને (પ્રભુને) જાણવો, એ શું ખરેખર દુર્લભ છે? કોઈ સાધનમાર્ગ એ તરફનો નહિ હોય? ના, ના, એવું નથી જ. આપણે ધરમૂળથી જ ઉલટે રસ્તે જઇએ છીએ એટલે આપણને વસ્તુ-પ્રાપ્તિ થતી નથી અને ગોટાળો મોટો વધી જાય છે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કે—ભગવાને બતાવ્યું છે કે હું ક્યાં છું અને ક્યાં નથી.

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥ ગી. અ.૧૦ શ્લો.૨૦

હવે આને કયા સાધનથી જાણી શકાશે? જો કોઇ વસ્તુ ખોવાણી હોય, ગુમ થઈ ગઈ હોય, બહારગામ હોય, તો તેને શોધવા માટે સાધન હોઇ શકે. જો તે વસ્તુ બહારગામ

હોય તો તેને શોધવા માટે બહારગામ જવું પડે અને તે વસ્તુ આપણને પાછી મળે. તો તે પ્રમાણે તે તે સાધનોથી તે ગુમ થયેલી વસ્તુ અગર બહારગામ ગયેલી વસ્તુ આપણને મળે. માટે સાધનથી આવી વસ્તુઓ મળે. પણ આત્મા તો સર્વત્ર છે: દૂર પણ નથી, ખોવાણો પણ નથી. પ્રત્યેક સમયે હાજર છે. એની હાજરી વગર શરીરો રહી જ કેમ શકે? આમ પ્રભુ તો સર્વત્ર જણાયા કરે છે. તો પછી એને ક્યા સાધનોથી શોધી શકાશે? સાધન કરવું એ પણ શું અજ્ઞાનતા નથી લાગતી? દાખલા તરીકે હું એમ કહું કે ચંપકલાલને શોધવા માટે કથામાં અગર તીર્થયાત્રામાં જાઉં અગર હઠયોગ અગર બીજાં કોઈપણ સાધન કરૂં, તો તમને બધાને હસવું જ આવશે, કે અરે ભાઈ! **તું તે પોતે જ છે.** અને તે છતાં પણ જો હું મારી જીદ ચાલુ રાખુ તો તમે શું માનશો, કે ચંપક ખોવાઈ ગયો છે? પછી હું જોરશોરથી રડવા માંડુ, ઓ "ચંપક તું ક્યાં મળશે?" હવે તો તમને બધાને જરૂર એમ લાગશે કે ચંપક ગાંડો થઈ ગયો છે. પોતાને શોધવા માટે બહાર જવું આ તદ્દન ગાંડાઈ જ ગણાય. આવું જ આપણને બધાને થયું છે. જ્યારે કૃષ્ણ ભગવાને અને બીજા જ્ઞાની-ઓએ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યુ છે કે ભાઈ તે તું જ છે. "**તત્ત્વમસિ**" તો પણ એ આપણે કબૂલ કરતાં નથી. કારણ આપણે બધા ગાંડા થઈ ગયા છીએ. આ ઉપ-રથી એ સિદ્ધ થાય છે કે પ્રભુ સર્વત્ર વ્યાપ્ત છે. આ જે કાંઇ ચરાચર વિશ્વ બ્રહ્માંડો અગર જે કોઈ પણ છે તે

પ્રભુ વિના કશું જ નથી. બધું પ્રભુમાં જ છે.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ગી. અ. ૯ શ્લો. ૪

તો આવો ઈન્દ્રિયોથી પર જે આત્મા તેને સાધનથી એટલે ઈન્દ્રિયોથી કેવી રીતે પ્રાપ્ત કરી શકાય? જે ચક્ષુને તે (આત્મા) પ્રકાશ આપે છે, જેના વડે આંખ જોઈ શકે છે તેને આંખ કેવી રીતે જોઈ શકશે? ચશ્મા પહેરનાર માણસને ચશ્મા કેવી રીતે જોઈ શકશે? કારણ ચશ્મા એ જડ વસ્તુ છે. એવું જ દરેક ઇન્દ્રિયોનું છે. દરેક દરેક વસ્તુને પ્રકાશ મારામાંથી જ (આત્મામાંથી જ) મળે છે. મારા વડે જ જગત છે. હું નથી તો કંઈ નથી. માટે જ્યારે હું સર્વત્ર છું તો મારાં દર્શન કયે સ્થળે છે અને નથી? મને દરેક પળે અને દરેક સમયે જોઈ શકાય છે, અનુભવી શકાય છે. હવે આપણને કાંઈક ખ્યાલ આવશે. આ દેહ જે પ્રકૃતિનો બનેલો છે (ચશ્મા) તેમાં આપણને મોહ થઈ ગયેલ છે અને આપણે આપણા સ્વરૂપને ભૂલી ગયા છીએ. વાસ્તવિક ચશ્મા એ એ જડ વસ્તુ છે—નાશવંત છે. સત્ય એક આત્મા છે. માટે હંમેશ સ્વરૂપમાં રહેવું એનું નામ સત્સંગ. બીજો બધો સત્સંગ ન ગણાય. અહાહા! પ્રકૃતિનો (દેહ) વાઘો ઓઢીને એ પુરુષ જ (પ્રભુ) છે. બીજું કંઈ નથી. ૐ ૐ સર્વત્ર આત્મા! નારાયણ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ!

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ ગીતા અ. ૧૮.

પત્ર—૨૯ તા. ૨૧-૨-૫૬

×××ગામ

ભગવત્પ્રિય........,

તમારા સમાચાર જાણ્યા. ચાર મહિનાની રજા ઉપર ઉતર્યા છો જાણી આનંદ. પણ એ ચાર મહિનાનો ઉપયોગ કેવી રીતે થાય છે તેના ઉપર બધો આધાર ગણાય. રજા વ્યાવહારિક કામોમાં જ જો પૂરી થઈ જાય તો તે રજા શું કામની? એ તો એક નહિ ને બીજી નોકરી જ થઈ. રજા તો પ્રભુના ચિંતનમાં જ ગાળીએ તો તે રજા ગણાય. એ જ ખરી નિવૃત્તિ (રજા) ગણાય. બાકી તે એક નહિ ને બીજી પ્રવૃત્તિ જ થઈ. "બકરૂં કાઢીએ ને ઉંટ પેસાડીએ" એના જેવો ઘાટ થાય. જો કે તમે તો રજાનો ઉપયોગ બરાબર કરતા જ હશો. આ તો સ્હેજ ભાવ આવી ગયો તે લખાઈ ગયું.

જીવ એવી રીતે જબરદસ્ત રીતે માયાના પાશમાં બંધાઈ ગયો હોય છે કે તેમાંથી છૂટવું એને માટે બહુ જ મુશ્કેલ બની જાય છે. પરમપુરુષાર્થ અને ભગવત્કૃપા (ગુરુકૃપા) વિના એને એમાંથી કોણ છોડાવે? કેવી રીતે છૂટે? ભગવાને સ્વમુખે ગીતાના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે "मम माया दुरत्यया ॥" ખરેખર માયા માણસને ગુલામ બનાવી દે છે. સંસારમાં કેટલાની ગુલામી કરવાની છે? નોકરીના ગુલામ, સ્ત્રીના ગુલામ, વ્યવહારના ગુલામ, મા, બાપ, ભાઈઓ, મિત્રો, પુત્રો—પુત્રીઓ આ બધાના

ગુલામ. ઉપરાંત શરીરના મોટા ગુલામ—સવારે રોજ શરીરને પથારીમાંથી ઉઠાડવાનું, પછી એને દાતણ, પછી એને નવરાવવાનું, પછી એને ભૂખ લાગે એટલે એ શેઠને ખવડાવવાનું, એમાં વળી એને પાછું ભાવતું ભોજન. નહિ તો પાછું એ આપણને દબડાવે. 'શું સાળું, કંઈ ભાવતું નથી. આવું તે ખાવાનું કેમ ગળે ઉતરે?' એટલે મિષ્ટાન્ન અથવા ચટાકેદાર પદાર્થ હોય તો તેને ગળે ઉતરે. ત્યાર પછી ધનની લાલસા વૈભવો ભોગવવા માટે હોય—તેથી શરીર હુકમ કરે કે ધન તો ખૂબ જોઇશે. એટલે દશબાર કલાક એની ચિન્તા કરવાની. જો કે આ ચિન્તા તો જીવને આખું આયુષ્ય જ કરાવે છે. અને પછી રાતના એને સૂવડાવવાનું. આમ આખો વખત શરીર આપણને કેટલું ગુલામ બનાવી દે છે? અરે! આવું મોટું ચૈતન્ય તત્ત્વ (આત્મા) તે જડનું ગુલામ બની ગયું અથવા બની જાય છે. આ બધાનું મૂળ કારણ શું? માયા. માયા એટલે શું? જે કંઈ નથી તેનું નામ માયા. એને (માયાને) અજ્ઞાન પણ કહી શકાય. આનું નામ જ બંધન. આ બંધનને લઇને જ આત્મા જીવ બની ગયો. આમાંથી છૂટવું એનું નામ મોક્ષ કહેવાય. આ બધી માયામાં બંધાવું તેનું નામ પ્રવૃત્તિ અને એમાંથી છૂટવું એનું નામ નિવૃત્તિ. એટલે રજા લેવી એનો અર્થ મોક્ષ મેળવવો. પ્રવૃત્તિમાંથી રજા લેવી અનો અર્થ મોક્ષ થયો. ત્યારે હવે વિચાર કરીએ કે શું આપણે ખરેખર રજા લીધી છે? હવે આપણે આમાંથી **રજા** કેમ લેવી તેનો વિચાર કરીએ. તેને માટે

ભગવાને પોતે જ રસ્તો બતાવ્યો છે. ગી. અ. ૧૨ માં ભગવાને કહ્યું છે કે:—

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८

મારામાં (પ્રભુમાં) જ મન પરોવ. મને જ ધારણ કર. મારામાં બુદ્ધિ દાખલ કર. એ પછી તું મારામાં જ રહીશ, એમાં શંકા જ નથી. અર્થાત્ **રજા** (મોક્ષ–નિવૃત્તિ) ભોગવીશ. વળી ભગવાને સાતમા અધ્યાયમાં પણ રસ્તો બતાવ્યો છે.

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरंति ते ॥ १४.

જેઓ મારે શરણે આવે છે તેને હું આ માયા (પ્રવૃત્તિ) માંથી બહાર કાઢું છું. અર્થાત્ રજા આપી દઉં છું. કેટલું સરસ? પણ એ શરણે જવાનું અજ્ઞાનાવસ્થામાં કેમ સૂઝે? કોણ સુઝાડે? સત્પુરુષોનો સંગ. એ આમાં મહત્ત્વનો ભાગ ભજવે. માટે સંતોનો સહવાસ કરવાથી, તેમને રસ્તે ચાલવાથી, આચરણ કરવાથી સંતો પ્રસન્ન થઇ જાય છે. એ જ સંતો આપણને (જીવને) રજાનો રસ્તો બતાવી દે છે. અર્થાત્ ભગવાન કોણ છે? ક્યાં છે? કેમ ત્યાં પહોંચાય? ઇત્યાદિ બધા જ માર્ગો બતાવી જીવને શિવ બનાવી દે છે– નરનો નારાયણ બનાવી નાખે છે. સંત એટલે જ્ઞાની ભક્ત પ્રમી. અરે! સંત એટલે જ પ્રભુ! આ બધાં એક જ વસ્તુનાં નામો છે. કંઇ જુદું નથી. સંતો એ મારું સગુણ

રૂપ છે. એનાં દર્શન એ મારાં દર્શન છે. અર્જુનને-(બુદ્ધિ આત્માને) કૃષ્ણ (મુક્ત આત્મા) સગુણરૂપે મળ્યા. અર્જુનને કૃષ્ણે રજા અપાવી દીધી. અર્થાત્ કેમ શરણે જવાય તે સમજાવી દીધું. રસ્તો સરળ કરી દીધો, અને દશમા અધ્યાયમાં કૃષ્ણે અર્જુનને સ્પષ્ટ સમજાવી દીધું કે જે હું તારી સામે ઊભો છું, તે દર્શન પણ વાસ્તવિક દર્શન નથી. પહેલાં ગુરુરૂપે ભગવાન કૃષ્ણે અર્જુનને પોતાનું સગુણરૂપ સમજાવ્યું. પછી નિર્ગુણ રૂપ એ જ દસમા અધ્યાયમાં ભગવાને કહ્યું:—

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥२०॥

જગત્ એ મારૂં સગુણ સ્વરૂપ છે. એ જ જગત્ મેં ધારણ કરેલું છે. એટલે જગતનું હાર્દ એટલે પ્રભુ. બુરખામાં (જગત) સૂજની જ (પ્રભુ) છુપાએલી છે. આ છે સગુણ (પ્રવૃત્તિ) નિર્ગુણ (નીવૃત્તિ)નો ભેદ. આ છે **કામ** અને **રજા**નો ભેદ. હવે સમજાશે કે સંત-શરણું લેવાથી જ ભગવદ્ શરણ સરળ થઈ જશે. અર્થાત્ સંતશરણું તે જ ભગવદ્ શરણું. માટે ખૂબ સમાગમ થવો જોઈએ. "બ્રહ્માનંદ સૌબત સંતનકી પ્રગટ મિલત હૈ મુરારિ" જય સંતો! જય પ્રભુ! જય સદ્ગુરુ!

—પરમાનંદ

પત્ર ૩૦ તા. ૨૨–૨–૫૬

આત્મપ્રિય શ્રી,........

તમારો તા. ૧૬–૨–૫૬ નો પોષ્ટકાર્ડ મળ્યો. ઘણો આનંદ. બરાબર તે જ દિવસે ભાઇશ્રી મંગુભાઇને મારો અહીંથી લખેલો પત્ર મળ્યો હશે. હું તમારું નામ ભૂલી ગયો હતો. એટલે મેં એમાં લખ્યું હતું કે તમારા ઉપરવાળા ભાઇને કાગળ વંચાવશો. એટલે તમને તે જ રાત્રે મંગુભાઇએ સમાચાર જણાવ્યા હશે જ!

ખેર! હવે તમે લખો છો કે વિયોગમાં સંયોગ અનુભવાય છે. ને સ્મૃતિ તાજી થતાં સત્સંગ મળ્યા જ કરે છે. ખરેખર! એ સ્થિતિ ઘણી જ ઉચ્ચ ગણાય. છતાં પણ ઉણપવાળી ગણાય. હવે જરા વિચાર કરીએ. આત્મામાં સંયોગ વિયોગ જેવું કંઇ જ નથી. સંયોગ–વિયોગ તે દેહભાવમાં જ છે. કોનો સંયોગ? કોનો વિયોગ? હું તો નિરંજન નિર્ગુણ અને નિરંતર છું. કદી ન હતો એવું પણ કહી શકાતું નથી. 'છું' એવું પણ કહી શકાતું નથી. 'છું' અને 'નથી' એ બન્નેથી પર છું, જીવ ઈશ્વરથી પર છું, ક્ષર અને અક્ષરથી પણ પર છું. ત્યાં તો કેવળ એક રસ વહે છે. કંઈ જ કહી શકાતું નથી અને કોણ કહે? બીજો કોઈ હોય તેને કહેવાય. અને બીજો કોઈ હોય તે કહે. અહાહા! કેટલો આનંદ! સતત સતત —નિરંતર નિરંતર અંતર જ નહિ, કોઇ જ નહિ. કેવળ સત્ વસ્તુ પોતે જ, ૐ ૐ ૐ. ગીતા અધ્યાય ૧૫ શ્લોક

૧૬ થી ૧૯ સુધી જુઓ. ભગવાને સ્પષ્ટ કહી દીધું છે. શ્લોક સોળમાં ક્ષર અને અક્ષર એ પુરુષો છે. ક્ષર સર્વ-ભૂતોમાં (નાશવંત) અને કૂટસ્થ (જીવ) અને અક્ષર (અવિ-નાશી) કહેવાય છે. ઉત્તમ પુરુષ તો જુદો જ છે, કે જે આ ત્રણે લોકને ધારણ–પોષણ કરે છે. તેને પરમાત્મા કહેવાય છે. ૧૮મા શ્લોકમાં હું ક્ષરને પણ ઓળંગી ગયો છું. અક્ષરથી પણ ઉત્તમ છું. તેથી લોકમાં અને વેદમાં 'પુરુષોત્તમ' એ નામથી પ્રસિદ્ધ છું. ૧૯મા શ્લોકમાં સ્પષ્ટ કહી દીધું છે કે જે મને એવા પુરુષોત્તમને જાણે છે તે જ મને ખરેખરો જાણે છે અને મને ભજે છે. આ છે આત્મજ્ઞાન. આત્મ-સાક્ષાત્કાર. ત્યાં કોઈ સંયોગ–વિયોગ નથી. તો પછી વિયોગમાં સંયોગને અનુભવવો એ જરા ઉણપ જેવું લાગે. સંયોગ–વિયોગ તો દેહભાવમાં છે. એટલે કે દેહોની સ્મૃતિઓ તાજી થતાં મન આનંદ અનુભવે છે. એ સત્સંગ ન કહેવાય પણ દેહસંગ (સગુણ) કહેવાય; અલબત્ત, એ સ્થિતિ નકામી નથી. પણ ક્ષણિક ગણી શકાય. હવે આ સગુણ ભાવોથી પર થવા અભ્યાસ કરવો જોઈએ. એમાં જ આ મનુષ્ય દેહની કૃતાર્થતા છે. દશ્યમાન જગત આખું યે ભગવાનનું સગુણરૂપ છે. એ દર્શન આપણે રોજ અનુભવીએ છીએ. હવે તો એનાથી યે પર થવાનું છે. હું સત્ ચિત્ સ્વરૂપ છું. નામરૂપ(જગત)થી ય પર છું. એ તો કલ્પના છે. મિથ્યા છે. માટે દૃષ્ટિ ઊર્ધ્વ કરવાથી દિવ્ય દૃષ્ટિ ખુલશે. તો શું કરવું જોઈએ? ઉપાય ઘણો જ સરળ છે. દેહને દાસ બનાવો, સગુણથી નિર્ગુણ સમજાશે. માટે દેહને આત્માનો

પ્રભુનો દાસ બનાવી, ખૂબ નામ-સંકીર્તન કરાવો; જેથી જડ ગ્રંથિઓ તૂટી જશે. દેહીમાં અને દેહમાં જે બુદ્ધિ રમણ કરી રહી છે, તે સાચે ઠેકાણે વળી જશે. એ વગર બીજો કોઈ સાચો સરલ ઉપાય નથી. શ્રદ્ધાપૂર્વક પ્રભુનામ-સંકીર્તનથી જ આત્મજ્ઞાન સરળ થઈ જાય છે. એકલું શાસ્ત્ર-વાચન કામ લાગતું નથી. એટલે શાસ્ત્રાભ્યાસ ન કરવો એમ નથી. પણ થોડોક સમય એમાં ગાળી પછી આત્મ-ચિંતન-નામ-સ્મરણમાં સમય ગાળવો જોઈએ. એમાં ઢીલાશ ન પાલવે. હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું અને દેહ (જગત) મેં ધારણ કરેલ છે, એ ભાવ સહિત ભજન થવું જોઈએ. જેથી જડતા (દહભાવ) દૂર થઈ જશે; સંપૂર્ણ આનંદમય સ્થિતિ બની જશે. બધા જ સગુણ, નિર્ગુણના ભેદો સમજી શકાશે. બધું જ સ્પષ્ટ થઈ જશે. અને જ્યાં જોશો ત્યાં અંદર બહાર એક જ નિત્ય, શાશ્વત પોતાનું જ સ્વરૂપ જણાશે. તમે લખો છો કે "અંતરની મસ્તીમાં તમે તરબોળ છો, તો હું પૂછું છું કે બહાર બીજી કઈ મસ્તી છે? બહાર અંદર જેવું શું છે? જે અંદર છે તે બહાર છે. જે નિર્ગુણ છે તે જ સગુણ છે. અંદર જુઓ તો પણ હું જ ( આત્મા ). બહાર જુઓ તો પણ હું જ હું. જ્યાં જુઓ ત્યાં તું જ તું, હું જ હું. "જીધર દેખતા હૂઁ ઉધર તૂં હી તૂં." હું તું, તું હું. ૐ સોડહમ્. કંઈ જ નહિ. બધું જ ચૂપ. મૌન. હરિ. હરિ. હરિ. ૐ ૐ ૐ. માટે ભાઈ! સત્સંગ તો નિત્ય જ છે. પણ આવરણ( દેહાધ્યાસ )ને લીધે સત્ જણાતું નથી. એમાં મળવા નહિ મળવાનું કંઈ જ નથી. આજે સત્સંગ નથી

થયો. તેવું કહેવાય જ કેમ? એ તો નિત્ય જ છે. કશું જ કહેવાતું નથી. અહાહા! આનંદ ॐ આનંદ, નિરતિશય આનંદ. તે જ બ્રહ્મ, તે જ પુરુષોતમ.

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम्
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ।

ગી. અ. ૧૩ શ્લોક ૨૮.

આ જ દિવ્ય દૃષ્ટિ. આ જ દિવ્ય ચક્ષુ.

उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥

ગી. અ. ૧૩ શ્લોક ૨૩.

बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥

ગી. અ. ૧૩ શ્લોક ૧૬.

અહાહા! બધે જ અંદર, બહાર, દૂર, પાસે, સર્વત્ર, સ્થાવર અને જંગમ, સૂક્ષ્મ અને મહાન, પથ્થર અને પહાડ, નદી અને સમુદ્ર, જીવ અને શિવ, અહાહા! તે જ, તે જ, તે જ, હરિ ॐ તત્સત્, સચ્ચિદાનંદ પ્રભુ ॐ. મૌન ॐ.

પત્ર-૩૧ તા. ૧૯-૫-૫૬.

કૃષ્ણપ્રિય........,

અમે શનિવારે વડોદરાથી ડાકોર, ત્યાંથી આણંદ અને વઘાશી ગામ ત્રણ દિવસ રહ્યા હતા. ત્યાં ભૂતનાથ મહાદેવ

છે. ત્યાં એક અવધૂત મહાત્મા રહે છે. ત્યાં રોજ સવાર-સાંજ બેસતા. એમની બાળક જેવી અવસ્થા અને વાતો સાંભળી ખરેખર ઘણો આનંદ થતો. ત્યાંથી પછી અમે બુધવારે વડોદરા પાછા આવી ગયા. રવિવારે એટલે તા. ૨૦-૫-૫૬ના રોજ માલસર જવા ઉપડશું. આ બધો વખત રસિકલાલ અને મારા બીજા મિત્ર મંગળદાસ સાથે જ છે. માલસર કદાચ મંગળદાસ નહીં આવે. બીજું મને ભૂતનાથ મંદિરમાં તા. ૧૫ની સાંજે અચાનક તમે યાદ આવ્યા. મેં રસિકભાઈને કહ્યું, "આજે તા. ૧૫ છે. બદરીનારાયણના પ્રોગ્રામનો તાર કદાચ વડોદરા આવે. તો આપણે અહીં છીએ એટલે જો એવું બને તો કૃષ્ણલાલની મુશ્કેલીનો પાર ન રહે. પણ રસિકલાલે યાદ દેવરાવ્યું કે તમે તો ના જ કહી દીધી છે. એટલે શાનો તાર આવે? એટલે મને યાદ આવી ગયું અને મનને શાન્તિ થઈ ગઈ. અને વડોદરા આવ્યા પછી તો તમારો કાગળ કે તાર ન હતો, એટલે સમજાયું કે હવે તમે પ્રોગ્રામ કેન્સલ કર્યો લાગે છે. જે થયું તે ઠીક થયું. આપણું ધારેલું કશું થતું જ નથી, માટે કોઈ ધારણા કરવી જ જોઇએ નહીં. નહીં તો અનેક સંકલ્પ-વિકલ્પો ઊભા થશે અને જ્યારે કાર્ય ન થાય ત્યારે શોકનો પાર ન રહે. નિરાશા અનુભવવી પડે. ભગવાનની ઇચ્છા જ્યાં લઈ જવાની જ્યારે પણ થશે ત્યારે જવાશે. અને તે વખતે જવું એ જ આનંદદાયક થઈ પડે છે. નહીં તો પછી બંધનનાં દુઃખો ભોગવવાં પડે છે. માટે કોઈપણ જાતની વાસના નકામી છે. શુભ વાસના પણ દુઃખ-

દાયક થઈ પડે છે. અશુભ વાસના તો દુ:ખદાયક છે જ. પરંતુ શુભ વાસના પણ જન્મ-મરણના દુ:ખમાં નાખે છે. માટે કોઈપણ વાસના નકામી છે. નિષ્કામ ભાવે ઈશ્વર-ચિંતન કરવું. કયાં જવું અને કયાં ન જવું એ પ્રભુ જાણે. બાળક શું જાણે? બાપ જ બધું જાણે. આપણાથી ઉપરવટ થઈ કશું જ થાય નહીં. અને એમ જો કરવા જઈએ તો મોટા મોટા ભયો ઊભા થાય. "રામ રાખે તેમ રહીએ." પૂર્વની વાસનાઓથી શરીર મળ્યું; અને હવે નવી વાસના કરશું તો તો પાછા નવા શરીરો રચીશું. માટે નવી વાસનાઓથી દૂર રહેવું. પૂર્વની વાસના ભોગવવી. નવી વાસનાઓનો સાક્ષાત્કાર ન કરવો એટલે સરવૈયું સરખું થઈ જશે. જેથી જન્મ-મરણના દુ:ખોમાંથી છુટકો. સર્વ દુ:ખનું મૂળ વાસનાઓ જ છે. એનો નાશ પ્રભુભજન (તત્ત્વચિંતનથી) જ થઈ જાય છે. ખરેખર, જ્યાં સુધી વાસનાનું મૂળ બળી નહીં જાય ત્યાં સુધી બદ્રીનારાયણનાં દર્શન કેમ થાય? ખરેખર બદ્રીનારાયણ જવું ઘણું દુર્લભ છે—કઠિન છે. પણ પ્રભુ-નામ સંકીર્તનથી આ દર્શન સરળ થઈ જશે. વાસના-ઓથી પર થવું એનું નામ હિમાલય ચઢવું. હિમાલય ચઢવું જેવું કઠોર લાગે છે તેના કરતાં આ વાસનાઓને મારવાનું કામ ઘણું વિકટ છે. બદ્રીનારાયણના મંદિર અને મૂર્તિના દર્શન તો સહેલ છે. ગાડીમાં બેઠા કે પહોંચી જવાય. પણ આપણે તો ખરા બદ્રીનારાયણ જોવા છે—જાણવા છે. એ જ્યાં સુધી ન જાણીએ ત્યાં સુધી આ બધા સ્થૂલ દર્શનની શી ગણતરી? મારું કહેવું એમ નથી કે આપણે બધાં સ્થૂલ દર્શન

(મૂર્તિનાં) ન કરવાં, યાત્રાએ ન જવું. જરૂર જવું જોઈએ. આપણને તો સંસારે એવા બાંધી દીધા છે કે તે સ્થૂલ દર્શને પણ સંસાર આપણને જવા દેતો નથી. કેવું બંધન! આ જ વાસનાઓનું બંધન! જો આ સ્થૂળ મૂર્તિનાં દર્શન કે જે સુલભ છે તે પણ આપણે માટે વિકટ છે તો પછી બદ્રીનારાયણનાં સાક્ષાત દર્શન કેટલાં વિકટ હશે? એમ સહજ લાગ્યા વગર રહેતુ નથી. હૃદય ભરાઈ આવે છે. હે પ્રભુ! તું જ દર્શન આપવા આવશે ત્યારે જ કરી શકશું, નહીં તો અમે તારાં દર્શન કેમ કરી શકીએ? તારી કૃપા વિના કશું અમે કરી શકવાના નથી. હવે આપણા માટે બીજો એક જ માર્ગ રેહે છે. અને તે પ્રભુ ભજન—પ્રાર્થના, કાલાવાલા, વ્યાકુળતાપૂર્વકની પ્રાર્થના. બસ! એ વિના આપણે બીજું કશું કરી શકીએ એમ નથી. જય બદ્રી-નારાયણ! ૐ બદ્રીનારાયણ! ૐ બદ્રીનારાયણ! નારાયણ ૐ ૐ ૐ.

પરમાનંદ

પત્ર-૩૨ તા. ૨૨ ૫ ૫૬

પ્રભુપ્રિય........,

અમે તા. ૧૧–૫–૫૬થી મુંબઈથી બહાર છીએ. એટલે પત્ર ન લખી શકયો. આજે તક મળી. તેથી પત્ર લખું છું. અમે વડોદરા થઈ ડાકોર અને આણંદ વધાસી થઈ

પાછા વડોદરા અને ત્યાંથી તા. ૨૦મીએ માલસર આવ્યા છીએ. અને લગભગ તા. ૩૦ સુધી રહીશું. પછી ચાણોદ વ્યાસ, કરનાળી વગેરે સ્થળે જઈશું. મારી સાથે રસિકલાલ માસ્તર છે. માલસર નર્મદાતીરે આવેલું છે. ઘણું રમણીય આધ્યાત્મિક વાતાવરણથી ભરપૂર અને ધ્યાન માટે ઘણું જ ઉત્તમ સ્થળ લાગે છે. વગર પ્રયત્ને ધ્યાન થઈ શકે એવું સ્થળ છે. સંકલ્પ-વિકલ્પોનો નાશ થઈ તત્કાળ સહજ સમાધિ પ્રાપ્ત થઈ શકે એવી જગ્યા છે. સાધકો માટે ખરેખર આ સ્થળ આદર્શરૂપ થઈ પડે એવું છે. અમે લગભગ તા. ૧૧-૯-૫૯ મુંબઈ પહોંચી જશું. તા. ૩૦ પહેલાં પત્ર લખો તો માલસર લખજો. નહિ તો તા. ૧૦ પછી મુંબઈ લખશો. બીજું શું? પ્રારબ્ધના ભોગ ભોગવ્યા સિવાય મનુષ્યનો છૂટકો જ નથી. શરીર લીધું કે આ બધું કરવું પડે છે. ઇચ્છા હોય કે અનિચ્છા, ભોગ સુખના હોય કે દુઃખના, જ્ઞાની હોય કે અજ્ઞાની, પણ દરેકને ભોગવવા પડે છે. જ્ઞાની સંતોષ અને આનંદપૂર્વક ભોગવે છે, પ્રારબ્ધ કાઢી નાખે છે ત્યારે અજ્ઞાની ભોગો ભોગવે છે, પણ રાગસહિત ભોગવે છે; દુઃખ એને ગમતું નથી, સુખ ગમે છે, એટલે દુઃખના સમયમાં ધમપછાડા મારે છે, જેથી કર્મ બાંધે છે-નવા પ્રારબ્ધો ઉત્પન્ન કરે છે, જેથી જન્મ-મરણનો રોગ વધતો જાય છે-દુઃખના ડુંગરો પટકે છે. જ્યારે જ્ઞાની રાગરહિત થઈને ભોગવે છે, જેથી નવાં કર્મો બાંધતો નથી. જે ઇચ્છા રહિત થઈને આવતા સુખદુઃખના ભોગો-ભોગવે છે તેનું પ્રારબ્ધ કપાઈ જાય છે. અર્થાત્

તે મુક્તિ પ્રાપ્ત કરે છે. નવાં કર્મો કરવાં તો પ્રભુ ભક્તિ–પ્રભુના સગુણરૂપની સેવા (જનસેવા તે મારૂં રૂપ છે) કે જેથી ઇચ્છાનો નાશ થાય છે. કર્મો કર્યા વગર કોઈ રહી શકતું નથી, એ પ્રકૃતિનો સ્વભાવ છે "प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यसि"। તો શરીર પાસે ભકિત, જ્ઞાન, ધ્યાન, સેવા, ઇત્યાદિ કરાવવું. જેથી ક્રમે કરી વાસનાનો નાશ થઈ, મન નિર્મળ થઈ જશે અને સાક્ષાત્કારનો રસ્તો સરળ થઈ જશે. ગૃહસ્થાશ્રમમાં રહીને આ બધું આપણે કરવાનું છે. આપણા પૂર્વ પ્રારબ્ધ અનુસાર આ આશ્રમ પ્રાપ્ત થયો છે તેથી ચિન્તા કરવાનું કારણ કાંઈ નથી. વર્ષના બે ત્રણ મહિના આવા પવિત્ર નર્મદાના કિનારાના સ્થળોએ જઈ સાધન ભજન કરવું અને બાકીના મહિના જ્યાં નોકરી ધંધો હોય ત્યાં ભજન સાધન કરવાં, જેથી આ બે ત્રણ મહિનામાં જે મેળવાય છે તે આખું વર્ષ મદદરૂપ થઈ પડે છે. ગમે તેમ પણ સંસારી જીવોએ ત્રણ માસ સંસાર છોડી આવી શાંત જગામાં જવાથી એના કલેશો દૂર થઈ જઈ મન પ્રભુ તરફ વળે છે. આવા સ્થળોની કિંમતની પણ જ્યારે ભક્તિ-ભાવ સહિત ત્યાં જઈએ છીએ ત્યારે ખબર પડે છે. નહિ તો પછી એ જ રામાયણ રહે છે. ચિત્તને શાંત કરવા માટે નદી કિનારાનાં સ્થળો એ ખરેખર મહત્ત્વનાં છે. તેમાં યે નર્મદા, ગંગા, યમુના એ નદીઓ ખાસ મહત્ત્વની છે. મને તો સર્વથી નર્મદા વધુ પ્રિય થઈ પડી છે. કોણ જાણે કેમ? મને નર્મદાકિનારાના સ્થળો વધારે પ્રિય અને ભાવવાહી લાગે છે. રીટાયર થાઓ ત્યારે આવા લાભો લેવા ચૂકશો

નહિ. આ તો હું તમારા માટે દૂરની વાત કરું છું. પછી તો જેવી ભગવાનની ઇચ્છા! પ્રભુ-પ્રાપ્તિની જેના મનમાં ધગશ હોય છે, પ્રેમ હોય છે તેને પ્રભુ જરૂર માર્ગદર્શન કરે છે, એ મારો અનુભવ અને નિશ્ચિત મત છે. ૐ ૐ ૐ. આવા સ્થળોએ જલદીથી ઇચ્છા(વાસના)નો નાશ થઈ જાય છે. નવાં કર્મો ઇચ્છાના નાશથી બંધાતાં નથી. મન નિર્મળ—પવિત્ર બનતું જાય છે. મનમાં એક ઈશ્વર-પ્રાપ્તિની ભાવના હોવી જોઈએ. પછી સ્થળ બધો ભાગ ભજવશે. સ્થળનું પણ આધ્યાત્મિક બળ સાધકને ઘણું જ મદદકર્તા થઈ પડે છે. રસ્તો સરળ થઈ જાય છે. જે વસ્તુ પ્રાપ્ત કરવામાં શહેરોમાં વર્ષો લાગે, તે આવા સ્થળોમાં મહિનાઓમાં કામ થઈ જાય છે. ગૃહસ્થાશ્રમી કે યોગી, કોઈને પણ અહીં શાંતિ પ્રાપ્ત થઈ શકે છે. જેવી શાંતિની ઇચ્છા હોય, તે પ્રકારની શાંતિ આવા સ્થળો છૂટથી વહેંચે છે. સંસારમાં રહીને ભક્તિ કરનારે આવા સ્થળો પર જવું. થોડો થોડો સમય રહી સાધન કરવું જોઈએ. જેથી પ્રભુ-પ્રાપ્તિ સુગમ થઈ પડે. ૐ ૐ જય નર્મદા! સ્થળની જય! પ્રભુની જય! ૐ ૐ ૐ ૐ.

—પરમાનંદ

તા. ૨૪-૫-૫૬

પત્ર-૩૩

આત્મપ્રિય..........,

તમારો તા. ૨૧ નો લખેલો પત્ર તા. ૨૩ મી એ મળ્યો. વાંચી ઘણો આનંદ થયો. રસિકલાલ મઝામાં છે.

ગીતાનો ત્રીજો અધ્યાય પૂરો કરી, આજે ચોથો અધ્યાય શરૂ કર્યો છે. અહીંનું સ્થળ ઘણું રમણિય છે પણ મંદિરનું વાતાવરણ ભક્તિમય રહેતું નથી. કારણ કે જે લોકો અહીં આવે છે તે લગભગ મોજ કરવા હવા ખાવા માટે જ આવે છે. એટલે સત્સંગ જેવું કશું જ નથી એમ કહી શકાય. અમે તો અમારી જગામાં જ બેસીએ છીએ. રસિકલાલ ગીતા લખે, ને હું સામે બેઠો કે સૂતો હોઉં. સવાર–સાંજ નદી કિનારે બે ત્રણ કલાક જઈએ છીએ, અને દિવસ પૂરો થાય છે. આજે જસુ તથા બેબીઓ સુરત જશે. પછી અમે બે જ અહીં રહીશું. નટવરલાલ ગાંધી કદાચ આવે તેટલા માટે જ અમે રોકાયા છીએ, નહિ તો અમે પણ બીજે કોઈ સ્થળે જવા નીકળી જાત. નટવરલાલે મને કહ્યું હતું કે તા. ૨૭ મે લગભગ હું ત્યાં આવી જઈશ. એ જો મળે તો પૂછી જોશો કે તે આવશે કે કેમ? નહિ તો પછી અમે અહીંથી નીકળી જઈએ. વિષ્ણુકાકા મળે તો મારા નમસ્કાર કહેશો. દરેક ભક્તોને મારા પ્રણામ કહેશો. તમારા બધાની યાદ જેમ તમને સતાવે છે તેમ મને પણ સતાવે છે, કારણ કે પ્રેમ તો પરસ્પર હોય જ ને? રાધા કૃષ્ણના વિરહમાં તરફડતી અને કૃષ્ણ રાધા વિરહે તરફડતા "ये यथा माम् प्रपद्यन्ते" તમે લખો છો કે "સંકલ્પ–વિકલ્પ વગરનું માનસ મુક્ત દશાને પામી શકે. પણ પ્રભુનો અનુગ્રહ પામ્યો કેમ કહેવાય? અને માણસ મંદવાડમાંથી ઊઠયો એટલે ભવરોગ ગયો પણ શરીર નીરોગી થઈ હૃષ્ટપુષ્ટ

ક્યારે થાય છે તે તો પ્રભુ અનુગ્રહ કરી પોતાની લીલામાં પ્રવેશ કરાવે ત્યારે જ બને" તેમ તમને લાગે છે. આ છે તમારો પ્રશ્ન. સંકલ્પ–વિકલ્પ વગરના થવું તે શું પ્રભુ કૃપા નથી? મુક્તદશા એ શું પ્રભુમય સ્થિતિ નથી? સંસારમાં ફસેલું મન જો સંસારથી (સંકલ્પ–વિકલ્પ) મુક્ત બને એ કોની કૃપાથી બને એવું છે? શું એને પ્રભુ કૃપા ન ગણવી? આ તો ઘણી ઊંચી વાત છે. જેનામાં સંકલ્પ-વિકલ્પ નથી તે આત્માસ્વરૂપ છે. ભગવાન કહે છે આવો જે પુરુષ છે તેનામાં અને મારામાં શુ ફરક છે? કશો ફરક નથી. સંકલ્પ–વિકલ્પ જાય ત્યારે જ સ્વરૂપનું જ્ઞાન થાય અને હું કોણ એ સમજાય છે. અરે! એટલે ઊંચે સુધી કયાં જઈએ? આપણને મનુષ્યશરીર મળ્યું તે જ ભગવદ્–કૃપા છે. કૂતરા, કાગડા, બિલાડા, વાંદરાનું શરીર મળ્યું હોત તો? માટે આ શરીર આપીને જ ભગવાને કૃપા કરી દીધી છે. હવે જીવે પુરુષાર્થ કરવો રહ્યો. આ શરીરથી જ ભગવન્મય સ્થિતિનો અનુભવ થઈ શકે છે. બીજા કોઈ શરીરથી બની શકે તેમ નથી. દેવ શરીર પણ નકામું છે. માટે તો દેવો પણ મનુષ્યશરીર માટે પ્રાર્થના કરતા ફરતા હોય છે. એવું આ દુર્લભ માનવ શરીર પ્રભુએ આપ્યું છે. પછી ભગવત્કૃપા બીજે ક્યાં શોધવી? પ્રભુએ તો કૃપા કરી જ છે. અને કૃપાનો વરસાદ વરસાવી રહ્યો છે. પણ આપણે તેને અવગણ્યા કરીએ છીએ. હવે તો આપણે જ આપણા ઉપર કૃપા કરવાની છે.

બીને પ્રશ્ન જન્મ-મરણ ગયા પછી વળી પાછું શેને માટે હૃષ્ટપુષ્ટ થવાનું છે? કોણ એવું થયા પછી કોને હૃષ્ટપુષ્ટ થવાનું કહે છે? यद् गत्वा न निवर्तन्ते, तद्धाम परमं मम॥ અને લીલામાં પ્રવેશ તો ભગવાને કરાવ્યો જ છે. મનુષ્ય શરીરમાં પ્રવેશ, એ શું ભગવદ્‌લીલા નથી? લીલામાં તો આપણે છીએ જ. હવે તો આમાંથી આગળ વધવાનું છે. સંસાર એ ભગવદ્‌લીલા છે. અને પ્રભુએ આપણા ઉપર અનુગ્રહ કરી લીલામાં પ્રવેશ કરાવ્યો છે. હવે આપણે આપણા ઉપર અનુગ્રહ કરી સમજવાનું છે, અનુભવવાનું છે કે જગત એ એક પ્રભુ-લીલા જ છે. આ અપરોક્ષ અનુભવ કરવાનો છે. માટે હવે પ્રભુને કશું જ કહેવાનો આપણે કેમ આગ્રહ રાખીએ? અને જો પ્રભુને કહીશું તો પ્રભુ સ્પષ્ટ કહેશે કે મેં તો કૃપા કરી જ છે. હવે તો બિચારા ભગવાન આપણી કૃપાની રાહ જોઈ બેઠા હશે. આપણે જ પુરુષાર્થ કરવાનો રહે છે. પ્રભુ-ભક્તિ એ પુરુષાર્થ જ છે. ધીમે ધીમે ઇચ્છાનાં અને વાસનાનાં બંધનો એનાથી ઢીલાં થઈ જાય છે, ઇચ્છા નાશ થતાં સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે અને આપણે પ્રભુને જાણીએ છીએ. એના દર્શનનો અનુભવ આપણને થાય છે. માટે હવે આપણી પાસે બાકી ફક્ત પ્રભુભક્તિ કરવાનું રહ્યું છે. સંશય રહિત થઈ ભજન કર્યા કરવું. શંકાઓથી પ્રભુથી દૂર થવાય છે. શંકા જ મોટામાં મોટું આવરણ છે. તો શંકાની જગ્યાએ શ્રદ્ધા મૂકવાની જરૂર છે. બસ! પછી આનંદ આનંદ થઈ જશે. ૐ, ૐ, ૐ, કૃષ્ણ ૐ.

તમે લખો છો કે "તમારા સંગથી બધું સરળ થઈ જશે" તો **એવો તમને વિશ્વાસ છે?** જો ખરેખર એમ હોય તો પછી તમારે શ્રદ્ધા જ રાખવી રહી. પણ હજી વિશ્વાસ થયો હોય તેમ લાગતું નથી. વિશ્વાસમાં શંકા હોય જ નહિ. માટે રહીસહી શંકાઓ હોય તો પછી ખૂબ વિશ્વાસ સંપાદન કરો. બીજું આપોઆપ જ થઈ રહેશે.

"श्रद्धावान् लभते ज्ञानम्" તમે લખો છો કે, "જીવભાવે જે કાંઈ અયોગ્ય લખાયું હોય તે બદલ ક્ષમા." પણ કોણ કોને ક્ષમા આપે? તમે કોની પાસે ક્ષમા માગો છો? શું તમે મને હજુ તમારાથી જુદો સમજો છો? જો તમે તમારાથી જુદો સમજતા હો તો એ મારા દુર્ભાગ્યની વાત ગણાય. અને જો એક જ આપણે છીએ તો પછી ક્ષમા કોની પાસે? શું સૂતરના દરેક તાંતણામાં કપાસ નથી? દૂધમાં કયા ટીપામાં માખણ છૂપાયેલું નથી? બસ, પ્રભુ એમ જ દરેકમાં છે. સાગરનાં દરેક ટીપામાં સાગર જ છે. તેમ પરમાત્મામય જ આ બધું છે. કેવળ ભગવાન જ છે. બીજું કશું જ નથી. કોણ જુદું? કોની ક્ષમા? અહાહા! આનંદ! આનંદ! ૐ જય સચ્ચિદાનંદ ૐ. દૂધના અંચળા હેઠળ સર્વત્ર માખણ, પાણીના ટીપામાં સર્વત્ર સાગર, સૂતરમાં સર્વત્ર રૂ, તેમ લીલારૂપી અંચળો ઓઢીને સર્વત્ર પ્રભુ છુપાયેલો છે. અંચળો દૂર કરો તો નારાયણ જ છે. કશું જ અયોગ્ય નથી. બધુ જ યોગ્ય છે. નિત્ય છે. અજર છે. અમર છે. શાશ્વત છે. ૐ જય સચ્ચિદાનંદ! હરિ ૐ! પ્રભુ! પ્રભુ! ૐ, ૐ.

પ્રભુપ્રિય .......બેન, તમારો સાથે લખેલો કાગળ

મળ્યો. ભજન કરો છો જાણી વિશેષ આનંદ. ૐ કૃષ્ણ! નામ સ્મરણથી જ નામીની પિછાન થઈ જશે. સ્મરણમાં મસ્ત રહો. આવતાં સેવાના કામો પ્રભુસેવા સમજી કરતાં રહો, જેથી આનંદ આનંદ થશે. તમે લખો છો 'તમારી જાતે અજ્ઞાની સ્ત્રી' એ ઠીક નથી લખતાં. શું તમે અજ્ઞાની છો? તમે આ કોને અજ્ઞાની કહ્યું? જરા વિચાર કરો તો પ્રભુને કેટલું દુઃખ થતું હશે? તમે પ્રભુને જ અજ્ઞાની કહ્યું એમ નથી લાગતું? હું એટલે જ પ્રભુ. તમે તેને જ અજ્ઞાની સંબોધ્યું. શરીરને તો કશું સંબોધન થઈ શકતું નથી. જે કાંઈ છે તે પ્રભુ જ છે. માટે આવાં ખોટાં વિશેષણો લગાડશો નહિ. આ તો કદાચ **તમે** લીલા કરતાં હશો. લીલામાં બધું જ કરી શકાય ખરું ને? જેવી તમારી (પ્રભુની) મરજી. પણ મારાથી આ સહન નથી થતું; અટલે આમ લખ્યું. જગતમાં સર્વત્ર પ્રભુ જ વ્યાપ્ત છે. તો પછી કોણ અજ્ઞાની? ખેર! .......કાકાને મારા નમસ્કાર કહેશો. એમણે તો ભગવાનનું જ નામ ધારણ કરેલું છે. એટલે તો એ અભેદ થઈ ગયા છે. અહાહા! સર્વત્ર વિષ્ણુ! વિષ્ણુ! નારાયણ, નારાયણ, નારાયણ, ૐ! ખૂબ ભજન, નામસ્મરણ સેવા કરતાં રહો એ જ નારાયણની સેવા છે. ૐ નારાયણનું નામ અને નારાયણની સેવા કરો. કેટલો આનંદ, આનંદ. હરિ ૐ! પ્રભુ જય સચ્ચિદાનંદ, જય હરિ ૐ!, ગોવિંદ કૃષ્ણ! વિષ્ણુ! શંકર–પાર્વતી! માતાજી, પિતાજી, સ્ત્રી પુત્રાદિક, મિત્ર, સર્વરૂપે પ્રભુ, જડ ચેતન તું જ. તું જ હું જ. હરિ ૐ. સચ્ચિદાનંદ હરિ ૐ.

—પરમાનંદ

પત્ર-૩૪ તા. ૩૧-૫-૧૯૫૬

ભગવદ્ પ્રિય........,

શ્રી રાધિકાજી પ્રિય શ્રી .......લાલ તથા શ્રી નટવરપ્રિય શ્રી .......બેન અને ઉષા, ઇલા, બાબો, નાનો બાબો અને સર્વ ભક્ત મંડળ અને તમારે ત્યાં આવેલ શ્રી ........ભાઈ તથા મુખ્યાજી અને શ્રી હસમુખ સહ ઠાકોરજી એ સર્વેને મારા દંડવત્ નમસ્કાર.

મને તો ભક્તોનાં દર્શન જ કરવામાં ઘણો આવે છે. કારણ જેના ભગવાન દર્શન કરવા તે બધા જ મહાન, પ્રભુ કરતાં એ કંઈક વિશેષ. અને જે કંઈ હોય તે પણ જેના મુખે હરિનામ વસી ગયું છે તે બધા જ મારે મન નમસ્કાર યોગ્ય જ છે. એ બધાં જ ભક્ત છે. અને બીજાં જે પ્રભુ નામ, ભજન–સેવા નથી કરતાં તેને પણ હું નમસ્કાર જ કરું છું. કારણ (પ્રકૃતિમાં) એમાં પણ એ જ વસી રહેલ છે. કોને નમસ્કાર ન કરું ? આમ સર્વેને નમસ્કાર, જગતને નમસ્કાર, ભક્તને નમસ્કાર, ચોર, શાહુકાર, વેશ્યા, ગુંડા, પ્રાણી માત્ર, પક્ષી, માટીકીડાઓ માત્ર, જળચર અને વનસ્પતિ ઇત્યાદિ સર્વને મારા નમસ્કાર. ચેતનને નમસ્કાર, તો હવે જડ વસ્તુઓને ખોટું લાગે છે. માટે દરેક જડ વસ્તુ મકાનો દિશાઓ પૂર્વ પશ્ચિમ ઇત્યાદિને નમસ્કાર. ખુરસી, ટેબલ, કબાટ, લોખંડ ઇત્યાદિ દરેક જડ વસ્તુને નમસ્કાર. અહાહા, જ્યાં જ્યાં નમસ્કાર કરું છું ત્યાં ત્યાં કંઈક રહી જતું હોય જ એમ લાગે છે. અરે તને ક્યાં ક્યાં નમસ્કાર કરું !

અને હવે જાતને હાથ નથી જોડતો, નમસ્કાર નથી કરતો. પણ આ શું? અંદર મન નમસ્કાર કરતું જણાય છે. હાથથી નમસ્કાર બંધ થયા તો મને નમસ્કાર શરૂ કરી દીધા. ભગવાન હસી રહ્યા છે. ક્યાં ક્યાં નમકાર કરીશ અને ક્યાં નહી કરીશ. અહાહા, સર્વત્ર નમસ્કાર સર્વને નમસ્કાર જય હો, જય હો, પ્રભુની જય હો. ભક્તોની જય હો.

તમારો પત્ર મળ્યો છે. બીના જાણી. અમે પાંચ સાત દિવસમાં ત્યાં આવી રહીશું. તમે રોજ ભજન ચાલુ રાખજો. એ ઘણું ઉત્તમ જ છે. અને આ દર્શનનો વિષય ચર્ચાનો નહીં બનાવવો જોઈએ. બધું ચુપ રાખવું જોઈએ. ચુપચુપ ભજન જ કર્યા કરો. હું ત્યાં જ છું, એની ખાત્રી રાખજો. શરીર ગમે ત્યાં હોય તેનું કંઈ જ મહત્ત્વ નથી. મને અહીં અનુકૂળ આવી ગયું છે. પહેલા ત્રણચાર દિવસ સ્હેજ અગવડ તે ગીતા લખવા પૂરતી જ હતી. બીજી આપણને શી અગવડ હોય? અને પછી ગ્રહણને દિવસથી કુદરતી રીતે જ સરસ સગવડ થઈ ગઈ, અને નિરાંતથી રસિકલાલ ગીતા લખી રહ્યા છે. પાંચમો અધ્યાય આજે કદાચ પૂરો થઈ જશે. પાંચમા અધ્યાયના લગભગ ૧૦૦ પાનાં થઈ જશે. ઘણો સરસ અધ્યાય છે. બને તો એ લોકોને રોકજો અને ખૂબ ભજન બધાં મળીને કરજો. બાબુભાઈ, નટવરભાઈ, જયસુખરામ, ફૂવા ઇત્યાદિ દરેકને બોલાવજો. પણ આ હસમુખને ઠાકોરજીદર્શન ચર્ચાનો વિષય ન બતાવી દેતા. બધું આપોઆપ સરળ થઈ જશે. અમે અહીંથી બે ત્રણ દિવસમાં નીકળીશું. અને પછી

બીજે એક ઠેકાણે બે ત્રણ દહાડા રહી મુંબઈ આવવા નીકળીશું. બીજુ હસમુખભાઈને દર્શન થાય છે એ ઘણો જ આનંદદાયક બનાવ છે. શા માટે દર્શન ન થાય? જરૂર દર્શન થઈ શકે. કોઈને આ જન્મનો પુરુષાર્થ ફળે છે ને કોઈને પૂર્વ જન્મનો પુરુષાર્થ હોય છે. એટલે દર્શ-નથી શરૂઆત થાય છે. એમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. પણ હવે દર્શન પછી ખૂબ ભજન જ થવું જોઈએ. જેથી દર્શન વિશદ થતાં જાય. અને અમુક વખતે જ દર્શન થાય અને બીજા સમય દર્શન ન થાય? એ નીકળી જવું જોઈએ. એટલા માટે ખૂબ ચિંતન મનન ભજન નામસંકીર્તન થવું જોઈએ, જેથી હંમેશ દર્શન જ રહે. દૃશ્ય, દૃષ્ટા, દર્શન, ભાવ જ નીકળી જાય અને નિરતિશય આનંદમાં રહેવાય. ખેર, એ તો બધું ઠાકોરજી સમજાવી દેશે એમને. જે આમ સગુણ દર્શન આપે છે તે પોતાનું નિર્ગુણ રૂપ પણ સમજાવી દેશે. તમને બધાંને કદાચ એ દર્શન–ઇચ્છા તો જરૂર હશે. પણ ઠાકોરજીની મરજીની વાત છે. તોપણ એક વાત ચોક્કસ થઈ ગઈ કે તમે અને આપણી ભક્તમંડળી બાબુ-ભાઇ કુળવૈદ, નટવરલાલ, સોમચંદ શેઠ ઇત્યાદિ ઠાકોરજીના ધ્યાનમાં તો છો જ. કારણ મોડાસાથી ઠાકોરજી જ્યારે આમને અહીં ભજન સંતસંગ માટે લાવ્યા ત્યારે એમને તમારા બધાનો મારા સહિત રસિકલાલ પણ ખરા એ બધા સહિતનો ઠાકોરજીને ખ્યાલ તો હોય જ ને? તો જ મુંબઇ આવે ને! કેટલું સરસ? કેટલો આનંદનો વિષય? આપણે બધાં પ્રભુના ધ્યાનમાં છીએ. પ્રત્યક્ષ દર્શન એમની

મરજી ઉપર આધાર છે. પણ આમ અપરોક્ષ રીતે પણ તમારા બારણે આવ્યા તો ખરા જ ને? એ જ આપણે મન મહદ કૃપા સમજવી. આપણું એ જ દર્શન સમજવું. દર્શન તો અનેક રીતે ઠાકોરજી આપે છે. જેવી જેની યોગ્યતા. આપણે તો ભજનને જ દર્શન સમજવું જેથી હંમેશ એ ભાવ રહે અને બીજી રીતનાં દરેક દર્શનો ઠાકોરજી ઉપર જ છોડી દેવાં. આપણે કર્મ કરવું, ફળ પ્રભુને હાથ. ભજનમાં જ ચીવટતા, વ્યાકુળતા, તત્પરતા, ચિંતન, મનનમાં જ રત રહેવું. એ જ આપણા હાથની વાત છે. આ જ પુરુષાર્થ કરવો જેથી બીજું બધું આપોઆપ જ સરળ થઈ જશે. માટે નિરાશ થવાની કાંઈ જરૂર નથી. સતત પ્રયત્ન જારી રાખવો. બસ બીજું બધું હરિ હાથ. નારાયણ ૐ ૐ. આપણે બધાં એના (પ્રભુના) પેટમાં જ છીએ. એમ ગીતામાં તો ખાત્રી આપી છે. અ. ૯ શ્લો. ૪. જો બધું એમાં જ છે તો પછી **આપણે જુદા કઈ રીતે ગણાઈએ?** સર્વથી શ્રેષ્ઠ આ જ દર્શન છે. અહીં અખૂટ શ્રદ્ધાની જરૂર છે. આ દર્શન શ્રદ્ધાવાનને જ થાય છે. 'શ્રદ્ધાવાન્ લભતે જ્ઞાનં,' અને આ દર્શન પછી બીજું કંઇજ જાણવાનું રહેતું નથી. અને એ અખૂટ શ્રદ્ધા ધીરજપૂર્વક ભજન કરવાથી ધીમે ધીમે આવી જાય છે. ગમે તેટલાં દર્શન થાય તોપણ તે દર્શન અધૂરાં જ સમજવાં. કારણ દર્શનનો અંત જ નથી. દર્શનનો અંત ફક્ત જ્ઞાનથી જ થાય છે. પ્રેમથી જ થાય છે. આ બધાનું મૂળ ભક્તિ જ છે.

ખૂબ પ્રેમપૂર્વક પ્રભુભજન સેવા અહૈતુક રહી થવી જોઇએ. દર્શનની ઇચ્છાથી પણ રહિત થઈ ભજન કરવું

જોઇએ. જેથી બધું સરળ થઈ જાય છે. બધાં એનો જ વિસ્તાર છે! तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा । અને सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ આ શ્લોક અ. ૧૩ માં છે. ખેર જય હરિ. કેટલું લખવું? હસમુખ તથા સર્વ મંડળી સહ સર્વને ફરીથી દંડવત્ નમસ્કાર. દંડવત્ નમસ્કાર.

પરમાનંદ

પત્ર-૩૫ તા. ૨-૪-૫૬

सद्गुरु प्रिय....,

ख़त मिला। मुझे भी हिन्दी लिखने का अभ्यास नहीं है। फिर भी कोशिश की है। यहाँ सब ठीक है। तुमने लिखा है कि अप्रयत्न से स्वस्वरूपमें रहूँ और तुम कृष्ण बनो, मैं राधिका बनूँ। ॐ ॐ ॐ यह बिलकुल ठीक है। प्रयत्न से कभी कोई स्वरूप को नहीं पाता। जहाँ अप्रयत्न हुआ कि स्वरूपमें पहुँचा। जीव प्रभु से अलग है ऐसा समझकर प्रभु से मिलने के लिए प्रयत्न करते हैं मगर जब गुरुकृपा होती है तब उन्हें मालूम होता है कि प्रभु अलग नहीं हैं। जीव ही प्रभु है। सिवाय प्रभु के और कुछ नहीं है। जो कुछ दिख रहा है और जो कुछ नहीं दिख रहा सब वह ही है। अहाहा! सर्वत्र प्रभु। जीव ही प्रभु और प्रभु ही जीव। कोई भेद नहीं है। जगत ही प्रभु और प्रभु ही जगत।

'जगदेव हरिः' 'हरिरेव जगत्' ऐसी समझ का नाम ही अप्रयत्न स्व-स्वरूप हो जाना। राधिका (जीव) और कृष्ण (आत्मा) को अलग समझना ही दुःख का कारण है। अनन्यभाव (भक्ति) ही सुख स्व-स्वरूप है। फिर हम क्या प्रयत्न करें? गुरुकृपा जबतक नहीं होती, तबतक दुःख ही रहता है, और गुरुकृपा तबतक नहीं होती, जबतक गुरु-चरन पर हमारा पक्का विश्वास नहीं हो जाता। और फिर गुरु-चरन भी क्या है उसे बराबर समझना चाहिए। 'सद्गुरु' शब्द, उपदेश ही गुरु-चरन है। वही मंत्र है। उसे भूल जानेसे हमें दुःख भोगना पडता है। "गुरु-मंत्रपरित्यागी रौरवं नरकं व्रजेत्॥" और जो गुरुमंत्र (वचन) पर विश्वास करता है उसे कोई प्रयत्न नहीं करना पड़ता है। गुरुने कहा कि तू वह ही है। और उस गुरु-वाक्य पर शिष्य का विश्वास हो गया, हो जाना वह ही शिष्य को शिष्य नहीं रहने देते अर्थात् कि दोनो एक ही हो जाते हैं। एक ही हैं। न है शिष्य। न हैं गुरु। 'केवलोऽहम्' 'शुद्धोऽहम्' 'शिवोऽहम्'।

"न बन्धु र्न मित्रं न गुरुर्नैव शिष्यः, चिदानंदरूपः शिवोऽहम् शिवोऽहम्।" जय सद्गुरु, और कुछ नहीं, केवल सद्गुरु। सद्गुरु। सद्गुरु। जीव को शिव गुरुकृपा ही बनाती है। इसलिए सद्गुरु-चरनश्रद्धा विश्वास दृढ़ करना यही जीवन का कर्तव्य है। और फिर क्या? सर्वत्र गुरु। सर्वत्र प्रभु। ॐ सोऽहम् सच्चिदानंद गुरु। कृष्ण ही राधा, और राधा ही कृष्ण। एक ही। राधा रहे तो कृष्ण नहीं

और कृष्ण रहे तो राधा नहीं। एक ही केवल रह सकता है। ॐ ॐ ॐ जय कृष्ण। जय कृष्ण। सद्गुरु। सद्गुरु। सद्गुरु। सद्गुरु। सद्गुरु।

मैं घनश्याम रंगरंग गाऊँ।

कृष्ण कृष्ण की रटन लगा मैं अटल आत्मपद पाउँ। में घनश्याम.
कृष्ण कृष्णमय सब जग देखूँ, शुधबुध सब बिसराउँ। मैं......
चरनकमलका भँवरा बनकर शरणागत कहला।...मैं......
पाउँ भक्तिरस अमर सुधा मैं मनकी प्यास बुझाउं।....मैं........
ॐ श्री सद्गुरु, सद्गुरु, सद्गुरु, जय सद्गुरु सद्गुरु जय जय। ॐ

परमानंद

પત્ર–૩૬ તા. ૬-૭-૫૬

આત્મપ્રિય શ્રી........,

અચાનક હૈદ્રાબાદ જવા હું નીકળી ગયો. કોઇને પણ મળી શકાયું નહિ. ભગવાનની ઇચ્છા! આપણું શું ચાલે તેમ છે! જેમ રાખે તેમ રહેવું પડે છે. આમ જ આ શરીરમાંથી એક દિવસ અચાનક નીકળી જવું પડશે. આપણી કાંઈપણ આનાકાની ચાલવાની નથી. આપણું કોઈ નહિ સાંભળે. જવાની તૈયારી હોય કે ન હોય તોપણ ઇચ્છા–અનિચ્છાએ જવું પડશે. માટે આપણે

પહેલેથી જ તૈયાર રહેવું જોઈએ. મનુષ્ય શરીરની એ જ એક મહત્તા છે. બીજું બધું જ નકામું છે. શરીરમાં જ્યાં સુધી શક્તિ હોય છે ત્યાં સુધી આપણે બધાં જ માયાના ચક્કરમાં પડી, મૂળ–તત્ત્વ ઉપર ધ્યાન જ આપતાં નથી; અને પછી યુવાની વહી જાય છે અને વૃદ્ધાવસ્થામાં કશું જ થઈ શકતું નથી. છેલ્લી મિનિટે શું તૈયારી થાય ? અને ભયંકર તો એ છે કે છેલ્લી મિનિટની આપણને ખબર જ નથી, કે ક્યારે આવશે. એટલે, આપણે તો દરેક મિનિટને છેલ્લી જ ગણીને ભજન કરવું રહ્યું. દરેકે દરેક મિનિટમાં આપણે તૈયાર જ હોવા જોઇએ. શરીરને જ્યારે પડવું હોય ત્યારે ભલે પડે એવી સ્થિતિમાં આવવું જોઈએ. એ જ તૈયારી કરી ગણાય. આવી તૈયારી ક્યારે થઈ ગણાય ? પોતાને જાણવો, પ્રભુ દર્શન કરવાં, જ્ઞાન મેળવવું, આત્મ–સાક્ષાત્કાર કરવો. બસ ! આ થઈ ગયા પછી ભલે શરીર ગમે ત્યારે પડે ! કારણ, આપણે તૈયાર છીએ. તો આ જ્ઞાનદર્શન–પ્રભુપ્રાપ્તિ કેમ થઈ શકે ? શું કરવું પડે ? આ પરમ પ્રેમ કેમ પ્રાપ્ત થાય ? શરૂઆતમાં આ વસ્તુ આપણને ઘણી જ કઠિન લાગે છે. કારણ, મન વિષયોમાં હોય છે. ભોગે આપણને ભોગ બનાવ્યા છે, અને એ સ્થિતિ છોડવી આપણને ગમતી નથી. એટલે સર્વ વિકટ લાગે છે; પણ જ્યારે આ ભોગ અને વિષયોની પોલની આપણને ખબર પડી જાય છે ત્યારે જ આપણને આ જ્ઞાન–દર્શન સરળ થાય છે. વાસ્તવિક રીતે, ભોગ અને વિષયમાં કંઈ આનંદ મળતો જ નથી, પણ આપણું

મન એમ ધારણા કરી બેઠું હોય છે. આ છે ઉલટી ધારણા. વાસ્તવિક ધારણા તો સ્વરૂપમાં જ થવી જોઇએ અને એ પણ એટલા માટે જ કહેવું પડે છે કે આપણી ધારણા બીજી બાજુ (ભોગમાં) છે એટલે એમ કહેવું પડે છે કે, સ્વરૂપમાં ધારણા કરવી. જ્યારે સત્ય તો એ છે કે સર્વત્ર સ્વરૂપ વિના બીજું કંઈ જ નથી. તો પછી કોની ધારણા કરવી? પણ અજ્ઞાન છે. એટલે જ્ઞાનની જરૂર છે. નહિ તો કશાની જરૂર નથી. આ દર્શન થયા પછી જ્ઞાન–અજ્ઞાન કશાની જ જરૂર રહેતી નથી. ક્ષર, અક્ષર, જીવ ઈશ્વર ઇત્યાદિ બધા જ ભેદો નાશ પામી જાય છે. અર્થાત્ સ્વરૂપમાં જ વિરમે છે. આ છે પ્રભુદર્શન–આત્મદર્શન, જ્ઞાન, જે કહો તે. તો પછી આ જ્ઞાનધારણા દર્શન કેમ સરળ બની શકે? એ સ્વાભાવિક જિજ્ઞાસા થયા વગર નહિ રહે. ભોગનો ત્યાગ કેમ થઈ શકે? મન તો ભોગ વિના બીજું કશું જ જાણતું નથી. એ આ બીજી (જ્ઞાન) વસ્તુ કેમ ગ્રહણ કરી શકે? ત્યારે એને માટે એક જ વસ્તુ સ્પષ્ટ છે કે, ભાઈ, સત્સંગ કરો. મહાત્માઓના સંગથી આપોઆપ જ આ દર્શન થઈ જશે. જ્યાં અને જ્યારે પણ બને ત્યારે સાધુ (જ્ઞાની) સંગ કરવો અને એના વચનો પર શ્રદ્ધા રાખવી જેથી સરળતા થઈ જાય છે. જેમ માબાપ ઉપર શ્રદ્ધા રાખી, એમણે સમજાવ્યું, નાનપણથી અત્યાર સુધી, તે આપણે ખરૂં જ માન્યું અને આપણે એમનાં વાક્યો ગ્રહણ કરી જીવનમાં ઉતાર્યાં. માબાપે આપણને શું સમજાવ્યું? કે આ મા બાપ, આ

ભાઈ, કાકા, ઘર (નામરૂપ), જગત, આ બધું સાંસારિક જ્ઞાન આપણા મગજમાં ઉતાર્યું અને આપણો જન્મોજન્મનો અભ્યાસ પણ એવો જ જેથી એ જ સત્ય માની લીધું. હવે આ દૃઢ થયેલો અભ્યાસ આપણે તોડવાનો છે, એટલે ગુરુની-મહાત્માની જરૂર પડે છે. જેમ માબાપનું માન્યું તેમ હવે ગુરુ-મહાત્માનું માનવાનું છે અને તેટલી જ શ્રદ્ધાથી કે જેટલી શ્રદ્ધા માબાપના કહેવાથી સંસાર પર કરી છે. હવે ગુરુ મહાત્મા શું કહે છે તે જોઈએ.

ગુરુ સમજાવે છે કે ભાઈ! જે આ તારું શરીર (રૂપ) અને નામ કે જે તું તારું માની બેઠો છે તે તારું નથી. કાકા, પિતા, મા, ભાઈ, સ્ત્રી ઇત્યાદિ બધાં જ નામરૂપવાળાં શરીર તારાં નથી. કારણ આ તારું નામ રૂપ જ ખોટું છે. તો આ બધાં સાચાં ક્યાંથી હોઈ શકે? માબાપે જગત સમજાવ્યું, સરજાવ્યું, અને ગુરુ તેને નાશવંત સમજાવે છે. જેટલો વિશ્વાસ-શ્રદ્ધા ત્યાં કર્યાં તેટલો જ વિશ્વાસ તેટલી જ શ્રદ્ધા હવે ગુરુ-વચન (ચરણ) પર કરવાનાં છે. વિચાર કરો! ગુરુ આગળ કહે છે. દરેક ક્ષણે આ બધી ચીજો નાશ પામે છે. દરેક ક્ષણે આ શરીરને કાળ ભક્ષણ કરે છે. આ શરીર નાનું હતું, હવે યુવાન થયું, વળી પછી વૃદ્ધ થઈ જશે. હવે આપણું બાળપણ કોણ ગળી ગયું અને યુવાની પણ કોણ ગળી જશે અને પછી વૃદ્ધાવસ્થા પણ કોણ ગળી જશે? આ શરીરની દરેક અવસ્થાને કોણ ગળી જાય છે? શરીર ક્યાં ચાલ્યું જાય છે, કેમ ટકતું નથી? કરોડો ઉપાય કરવા છતાં પણ કોઈ બચી શકતું નથી.

કોઈ પોતાનું બાળપણ કાયમ રાખી શકતું નથી, આનું શું કારણ છે? કારણ સ્પષ્ટ છે કે આ શરીરની સ્થિતિ જ નાશવંત છે–મિથ્યા છે. બસ! જેવી શરીરની સ્થિતિ તેવી જ જગતની સ્થિતિ. જે શરીર છે તે જ જગત છે, શરીર રહે છે ત્યાં સુધી જ જગતના સંબંધો રહે છે. એ ગયું કે બધું જ નાશ પામે "આપ મૂએ પીછે ડૂબ ગઈ દુનિયા." વળી મહાત્મા આગળ સમજાવશે કે જ્યારે આ શરીર આપણને દગો જ દે છે, એની આપણને ખાત્રી જ છે, કારણ આપણા કહેવાતા માતાપિતા ઇત્યાદિ કોઈ રહ્યું જ નથી, રહેતું જ નથી, એ તો બધાં જ અનુભવે છે; અને આપણને ખાત્રી તો છે જ કે જેમ બાળપણ કાળના મોઢામાં ગયું તેમ આખું શરીર પણ કાળ હજમ કરી જશે; અને કયારે હજમ કરશે તેની આપણને કોઈ ખબર આપતું નથી, અને ખબર પાડયા વિના જ આ દેહ પડી જાય છે; અને એમ નવા નવા દેહો ધારણ કરતા જઈએ છીએ, એમ દેહનું જ્ઞાન દેહ સાથે જ નાશ પામે છે. તો એવા નાશવંત જ્ઞાનનું આપણે શું કામ જતન કરીએ? શા માટે એની એ જ ધારણા કરીએ? હવે એનાથી ઉલટી ધારણા કરવાની છે. હવે ધારણા આત્માના જ્ઞાન પર કરવાની છે, એનો જ વિચાર કરવાનો છે. નામરૂપો નાશ પામે છે. કાળ એને હજમ કરે છે. એ કાળને આપણે જાણવો જોઈએ, કે એ કોણ છે? મહાત્મા આગળ કહે છે કે ભાઈ! એ કાળ જ તારું સ્વરૂપ છે. વિચાર કર! દરેક વખતે આપણે કહીએ છીએ કે મારું શરીર, આપણું નામ, આપણાં મા,

આપ ઇત્યાદિ કહીએ છીએ, ત્યારે એ મારું અને આપણું કહેનાર કોણ છે? નાશ તો નામ-રૂપનો થયા કરે છે અને એ નાશ કોનામાં થાય છે? ભાઈ! એ નાશ તો આપણામાં જ થયા કરે છે, આપણે કદી મરતા જ નથી, જન્મતા જ નથી પણ નામરૂપ જ જન્મે છે અને મરે છે. અર્થાત રૂપાન્તર થયા કરે છે. સદ્‌ગુરુ, સદ્‌ગુરુ, સદ્‌ગુરુ! ગુરુમહારાજ કી જય!

આપણો કદી પણ નાશ થતો જ નથી. કશું જ ઉત્પન્ન થતું નથી. કશાનો જ નાશ થતો નથી. તું જ નવાં નવાં નામરૂપો ધારણ કરવાની લીલા કરી રહ્યો છે. એટલે આપણે જ છીએ, આપણે અર્થાત "હું" એ જ શાશ્વત છે. એને જ જ્ઞાનીઓ જ્ઞાનદર્શન-આત્મસાક્ષાત્કાર કહે છે. જગત એટલે આવરણ(નામરૂપ)વાળો પ્રભુ પોતે જ, આત્મા પોતે જ. મહાત્મા કહે છે કે બોલો ભાઈ! હવે આપણા વિના બીજું શું છે? છે કોઈ બીજી વસ્તુ? ભાઈ, બીજી કોઈ વસ્તુ જ નથી. કેવળ એક જ. એક પણ કોણ કહે? ત્યાં કહેનારું જ કોઈ નથી. અહાહા! કેટલો આનંદ છે આ સ્થિતિમાં! ૐ હરિ ૐ જય પ્રભુ! આનંદ, આનંદ, આનંદ! નામરૂપવાળો પણ તું જ કૃષ્ણ. નામરૂપ વગરનો પણ તું જ કૃષ્ણ. બધું જ શ્રીકૃષ્ણસ્વરૂપ. કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः

ગી. અ. ૯ શ્લો. ૪.

અહાહા! બધું જ મારામાં—નામરૂપ, સંકલ્પ, વિકલ્પ, સત્ય, અસત્ય, જીવ, શિવ, અર્જુન, કૃષ્ણ, દિવસ, રાત્રિ, શુભ, અશુભ—બધું જ "હું".—"હું" નથી તો કંઈ નથી. કેવળ "હું" જ નથી જન્મ્યો, નથી મર્યો; કેવળ જ છું. આ જ કેવળ અથવા સમ્યગ્ અથવા આત્મસાક્ષાત્કાર અથવા પ્રભુદર્શન, કૃષ્ણદર્શન, આ જ સગુણ, નિર્ગુણ દર્શન. આની ઉપર બીજું કશું જ નથી. અહીં મહાત્માની વાણી વિરમી જાય છે. હવે શું લખું? મન, વાણી, લેખિની, બુદ્ધિ, કશું જ ત્યાં ચાલતું નથી. એ જ સમાધિ. જ્ઞાન-સમાધિ. હરિ ૐ જય પ્રભુ! હરિ હર! ૐ શ્રી સદ્‌ગુરુભ્યો નમઃ! જય સદ્‌ગુરુ!!!

પરમાનંદ

પત્ર—૩૭ તા. ૧૪—૭—૫૬

ભગવદ્ પ્રિય.......,

તમારો પત્ર મળ્યો. વાંચતાં ઘણો આનંદ થયો. ઘણી જ આનંદની વાત તમે લખી છે. તમને ગુરુ મળી ગયા. કેટલું સરસ! કેટલું ઉત્તમ! ગુરુ જેને મળી જાય પછી એને બીજું શું મેળવવાનું છે? બસ, ગુરુ મળી જાય એટલે પછી જીવનનું કામ સમાપ્ત થયું. પછી કશું રહેતું જ નથી. જીવ-ભાવ જ નીકળી જાય છે. સદ્‌ગુરુ! સદ્‌ગુરુ!

ગુરુ એટલે પ્રકાશ, જ્ઞાન, આત્મા, ઈશ્વર, શિવ જે

કહો તે બધું જ ગુરુ! ગુરુ એટલે જ બ્રહ્મ! અને બધું ગુરુમાં જ છે, સર્વ ગુરુમય જ છે.

गुरुरेको जगत्सर्वं ब्रह्मा-विष्णुशिवात्मकम् ।

હવે આ અનુભવ વધુને વધુ દૃઢ કરો, જેથી જન્મ-મરણનો અંત આવે. ગુરુના શરણ પછી શિષ્યનું કશું જ રહેતું નથી. અર્થાત્ જીવ ભાવનો નાશ થઈ જાય છે. ગુરુદર્શન હવે રોજ કર્યાં કરો; કારણ ગુરુદર્શન અનંત છે. પળેપળે જીવનભર દર્શન કરીએ તો પણ ખૂટતાં જ નથી. એવો મોટો ગુરુ છે. એ અખૂટ છે—અમાપ છે. મેં દર્શન કર્યાં એમ કહી શકાતું નથી. કોણ કહે ? કહેવાવાળો કોઈ બાકી રહે ત્યારે ને ? કારણ પોતા સહિત સર્વ ગુરુ થઈ ગયું. ગુરુ–દર્શન સમજાયું. પોતે (જીવ) ઓગળી જવાનો. જે પોતાને ગુરુથી અલગ માનતો તે ભાવ નીકળી જવાનો, અને સમજ પડી જાય છે કે ગુરુ સર્વમાં છે, પોતાને જે બાદ કરતો તે હવે મળી ગયો. ગુરુ તો હતો જ, હોય જ છે, પણ આપણે જ અલગ રહીએ છીએ. જ્યાં આ સમજ પડી કે બધું ચૂપ થઈ જાય છે, બધું સમાઈ જાય છે. મૌન વ્યાખ્યા પ્રકટિત પરબ્રહ્મ તત્ત્વ યુવાનમ્....સર્વ ગુરુ, સર્વ ગુરુ. યાદ રાખજો. જરાયે શંકા નહિ રહેવી જોઈએ અને થવી પણ ન જોઈએ. ગુરુ પર સંપૂર્ણ વિશ્વાસ કરવો જોઈએ; નહિ તો પછી આ ગુરુદર્શન છટકી પણ જાય. માટે જાગ્રત રહેવું જોઈએ. જાગ્રત રહેવું એટલે સતત ભજ-નમાં રહેવું, સતત ચિંતન, મનન, જેથી ગુરુ–દર્શન વિરાટ

થઈ જશે. દરેકે દરેકમાં ગુરુ જણાવો જોઇએ. એ અનુભવ વધારવાનો છે. એટલે ભજન, ભક્તિ, સેવા, સત્સંગ સતત રહેવાં જોઇએ, કરવાં જોઈએ. "જ્યાં જ્યાં સ્થળી હે મન જાય માઝે, ત્યાં ત્યાં સ્થળી હે નિજ રૂપ તુઝે." જય ગુરુ! જય ગુરુ! ગુરુપ્રાપ્તિ, ભગવત્પ્રાપ્તિ, આત્મસાક્ષાત્કાર, જ્ઞાન એ બધું એક જ છે. અલગ નથી. "સીયારામ મય સબ જગ જાની, ગુરુમય સબ જગ જાની" "જગદ્દેવગુરુ ગુરુરેવ જગત્" "ગુરુ કૃષ્ણ! અને કૃષ્ણ ગુરુ." એ મંત્ર દૃઢ થઈ જવો જોઇએ. ગમે તેવાં સાંસારિક કષ્ટ નડે તો પણ લક્ષ્ય આ જ હોવું જોઇએ. આ જ જ્ઞાન છે, સાક્ષાત્કાર છે. આનાથી ઉપર કશું જ નથી. બાકી માયા તો પોલ છે. આ જાણ્યા પછી માયા ગુરુમાં અદૃશ્ય થઈ જાય છે. જ્યાંથી ઉત્પન્ન થઈ હતી, ત્યાં જ સમાણી. અને પછી ગુરુ જ રહ્યો. અર્જુન કૃષ્ણ બની ગયો–જીવ શિવ બની ગયો. કૂદો, નાચો, આનંદ કરો! ગુરુ એટલે જ મનુષ્ય–જીવનનું ધ્યેય—લક્ષ્ય; લક્ષ્ય–દર્શન કરો અને લક્ષ્ય બની જાઓ. કેવળ લક્ષ્ય જ રહ્યું. સર્વત્ર લક્ષ્ય એ કહેવા કોણ આવે. મૌન, મૌન, મૌન, ૐ મૌન, ૐ મૌન, ૐ.

પરમાનંદ

## પત્ર-૩૮

પ્રભુપ્રિય શ્રી.......,

આપણે બ્રહ્મ છીએ. એનો અર્થ તમે શરીર કરી નાખ્યો એટલે આટલી બધી ઉપાધિ થઈ છે. બ્રહ્મ એ કોઈ પરિમિત વસ્તુ નથી કે જેને સમજાવી શકાય. બ્રહ્મને કોઈ શરીર નથી. બધું બ્રહ્મમાં જ છે. બ્રહ્મની બહાર કંઈ જ નથી. એટલું વિશદ એ બ્રહ્મ છે. તે જ્યાં સુધી જીવ ભાવ રહેતો હોય ત્યાં સુધી કેમ સમજાય ?

તમને જે આ પ્રશ્ન થયો છે તે કયા ભાવમાં થયો છે ? જીવભાવનો આ પ્રશ્ન છે. બ્રહ્મભાવ થાય ત્યારે પ્રશ્ન જ રહેતો નથી. બ્રહ્મમાં જીવ ખરો પણ જીવમાં બ્રહ્મ નહિ. બે ભાવ સાથે હોઈ શકે નહિ. ભાવ એક જ હોય, પરમાત્મા એક જ છે. હવે જે ષડ્ગુણ તમે લખો છો તે ઈશ્વરનાં.

પણ બ્રહ્મનાં નહિ. ઈશ્વર એટલે સર્વજ્ઞતા. અવતાર જે કહો તે. પણ તે બ્રહ્મપદ નથી.

અલ્પજ્ઞતા અને સર્વજ્ઞતાની પર એ બ્રહ્મનું સ્વરૂપ છે. અને એ જે જાણે તેને પુરુષોત્તમ, પરબ્રહ્મ, પરમાત્મા ગણી શકાય. તે જ ખરું ભજન કરે છે. જે આ ભાવમાં હોય છે એ જ બ્રહ્મદર્શન. ગી. અ. ૧૫

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद् भजति मां सर्वभावेन भारत ।।

ક્ષર–અક્ષર; જીવ–ઈશ્વરથી પર એ બ્રહ્મનું સ્વરૂપ

એનું જ દર્શન કરવાનું છે. એ દર્શન એટલે એ જ થઈ જવું. સર્વજ્ઞતા એ પણ અલ્પજ્ઞતાની માફક કલંક છે, આવરણ છે. એટલે ભાઈ, શરીર એટલે પરિમિત અને બ્રહ્મ એટલે અપરિમિત વસ્તુ છે. અને શરીરાધ્યાસ જાય ત્યારે જ એ દર્શન થાય છે. અને તમે જે સિદ્ધિઓ વિષે, ગુણો વિષે લખો છો તે પણ શરીરમાં ગુણો છે, અને બ્રહ્મ તો ગુણાતીત છે.

દેહદૃષ્ટિમાં જ આ બધી ગરબડ છે. માટે એ કેમ જાય એ જ પ્રયત્ન વિના વિલંબે થવો જોઈએ, જેથી આ બધું સરલ થઈ જશે. જ્યારે ચિત્ત એકાગ્ર બને છે ત્યારે જ તે એકાગ્રચિત્ત સમાધિ તરફ જાય છે. અને એ બ્રહ્મરૂપ થઈ જાય છે ત્યારે જગત, શરીર ઇત્યાદિ કશું જ રહેતું નથી. અર્થાત્ માયા જેવું કશું જ રહેતું નથી ત્યારે મહાત્માઓ, યોગીઓ, ભક્તો એ ભાવમાં જ કહે છે કે સર્વત્ર બ્રહ્મ જ છે. બીજું કોઈ તત્ત્વ જ નથી. એ તમને જીવભાવમાં કેમ સમજાય? ચિત્તની એકાગ્રતા વિના કેમ એ બ્રહ્મદર્શન થઈ શકે? માટે નિષ્કામ ભાવે ખૂબ પ્રભુભજન, ધ્યાન, સેવા કરો જેથી ચિત્ત સરળ થઈ એકાગ્ર થશે, અને પછી સમાધિ તે જ બ્રહ્મદર્શન.

ત્યાં કોઈ ગુણ નથી, કોઈ દર્શન કરનારું રહેતું નથી, કોઈ ઈશ્વર જીવમાયા કશું જ રહેતું નથી. કેવળ બ્રહ્મ—આ જ ઈશ્વરનું દર્શન છે. અને એ જ સર્વનું મૂળ છે. આ દર્શનથી જ જગતનો ઉદ્ધાર થાય છે. અર્થાત્ જગતનો (દેહભાવ, જીવભાવ) ભાવ બ્રહ્મભાવમાં લીન

બની ગયો. જુદું માન્યું એટલે જુદું થયું. બાકી સર્વત્ર બ્રહ્મ જ છે.

તમે લખો છો કે 'વાસનાનો નાશ કર્મફળની સ્પૃહા વિના કર્મ કરવાથી થઈ શકે છે' તે બરોબર જ છે. જ્યાં સુધી વાસનાઓ હોય છે ત્યાં સુધી જગત(દેહ)ના ભાવો રહેવાના જ. વાસનાનાશ એટલે જ મનોનાશ. મન પછી રહેતું જ નથી, તો પછી કોને શરણે જાય? જ્યાં સુધી વાસનાઓ અર્થાત્ કે મન છે ત્યાં સુધી જ શરણે જવાનું રહે છે. જ્યાં જીવ શરણે ગયો કે બ્રહ્મ થઈ ગયો. મીઠાની પૂતળી જ્યાં દરિયામાં ગઈ કે એનું સ્વતંત્ર અસ્તિત્વ ન રહ્યું. વાસના જ દેહ ધારણ કરે છે.

પશ્ચિમનાં લોકોની વાત તમે કરો છો પણ તેનો મેળ નથી. ફળની આશા વગરનો માણસ જવલ્લે જ નજરે પડે છે. બહુ મુશ્કેલ વાત છે. પશ્ચિમ કે પૂર્વ બધે સરખું જ છે. જ્યાં ફળની આશાનો નાશ થયો કે જ્ઞાન થયું જ જાણો. આશાત્યાગ એટલે જ વૈરાગ્ય. અને તેથી જ બ્રહ્મમય થયો ગણાય. પછી તે કોઈપણ હોય. બધું મનોનાશ પર આધાર રાખે છે. મનોનાશ એટલે ચિત્ત(મન)ની સ્વતંત્રતા ન રહી. મન હોય ત્યાંસુધી જ જીવભાવ(દેહભાવ, ઈશ્વરભાવ) રહે છે. એટલે એ મનને પ્રભુ શરણે જવાનું છે. બસ પછી શું? કેવળ નિરંતર ઐકચરસ. જય પ્રભુ ૐ ૐ.

બીજું નટ જો એનાં માલિકની આજ્ઞાનો અનાદર કરે તો તેને કાઢી મૂકવામાં આવે એ તદ્દન જ સાચું છે.

તેમ જે જીવ (મન) પ્રભુની સેવા કરતો નથી તેને પણ પ્રભુ પોતાનાથી દૂર જ રાખે છે. અર્થાત્ કે જીવમાં આત્મભાવ પ્રગટતો જ નથી. એ જ દુ:ખનું મૂળ કારણ છે. માટે મનને પ્રભુસેવામાં લગાડવું જોઇએ.

બીજું પ્રભુસેવા વિના જીવ મોક્ષનો અધિકારી થઈ શકતો જ નથી, જન્મમરણમાંથી છૂટતો જ નથી. જ્યારે જીવ (સ્વતંત્ર મન) પ્રભુસેવા, આત્મતત્ત્વ, બ્રહ્મપદ એ જાણે સમજે અને એ પ્રમાણે આચરણ કરે ત્યારે જ એને પ્રભુના દરબારમાં સ્થાન મળે છે. અર્થાત્ કે એનો મોક્ષ થઈ જાય છે. જીવભાવ(બદ્ધભાવ)નું ઓગળી જવું એટલે જ મોક્ષ. બંધન છે તો મોક્ષ, જીવભાવ છે એટલે જ ઈશ્વરભાવ પણ છે. નહિ તો પછી ત્યાં કોઈ ભાવ, ગુણ કશું જ નથી. એ તો ભાવાતીતં ત્રિગુણરહિતં છે. માટે ભક્તિ-(પ્રભુસેવા)નાં આચરણથી જ આ અતિશય આનંદ પ્રાપ્ત થઈ જશે.

ક્ષણિક આનંદ એ જીવભાવ; તમે જે અતિશય આનંદ તમારા કાગળમાં લખ્યો છે તે જ બ્રહ્મભાવ, અર્થાત્ બ્રહ્માનંદ; એ જ તૃપ્તાવસ્થા. બીજું અનંતકાળથી પ્રભુ ઇચ્છાથી જ જીવ દૂર પડ્યો છે. એમ તમારો પ્રશ્ન છે. વિચાર કરો પ્રભુઇચ્છા એ કોની ઇચ્છા છે? કોણ દૂર પડયું છે? બધું બ્રહ્મ જ છે. પછી કોનાથી દૂર પડવાનું? દૂર પડવું એમ માનવું એ જ જીવભાવ અર્થાત્ કે મનની સ્વતંત્રતા જાણવી. માટે જે દૂર પડયું જણાય તેને સમાવી દો. પછી એ પ્રશ્ન જ નથી રહેવાનો.

દૂરને સમાવવું એટલે જ જ્ઞાન પ્રાપ્ત થવું અને એ જ દર્શન. એ જ બ્રહ્મપદ. અને એ ભક્તિ વિના બનવાનું નથી. પ્રેમ પ્રગટે નહિ ત્યાં સુધી મન સ્વતંત્ર જ રહેશે. અનન્ય ભક્તિથી આ સરળ થઈ જાય છે. અને આ દિવ્યાનંદ મળી શકે છે. અને પછી એવાં પ્રભુનાં અનન્ય ભક્તો કહી શકે છે કે આ બધાં મારાં જ મુખો છે. મારા જ હાથો છે, બધું મારા વડે જ છે. હું નથી તો કંઈ જ નથી. અર્થાત્ કે એ બ્રહ્મભાવ છે. એ હું જ બ્રહ્મ.

જીવ નથી ત્યાં મન નથી. यद्गत्वा न निवतन्ते तद्धाम परमं मम ગી. ૧૫ માં. સૂત્રધાર એક જ અને આ બધી તેની જ લીલા છે. જેમ સોનું તત્ત્વ એક જ છે પણ દાગીના અનેક છે. શું એક રતી સોનાને આપણે સોનું નહિ કહીયે? વધારે પણ સોનું અને થોડું પણ સોનું જ ગણાય, પથ્થર ન ગણાય. આ બધું ચિત્ત એકાગ્ર થયે જ સરળ થાય અને ત્યારે જ બંધન અને મુક્તિના ખ્યાલો જાય. બાકી બંધન–મોક્ષ કોને ?

જે આનંદ ભક્તોને થાય છે તે જ આનંદ યોગી અને જ્ઞાનીને પણ થાય છે. તમે લખો છો કે એ આનંદ કેવળ ભક્ત જ મેળવી શકે છે અને તમે રેલ્વેનું દૃષ્ટાંત ટાંક્યું છે. પણ તમે મૂળમાં જ ભૂલી જાઓ છો કે ભક્ત–યોગી–જ્ઞાની એ એક જ વસ્તુનાં નામો જુદાં જુદાં છે. ભક્ત એટલે જુદાઈ છોડવી. યોગી એટલે પણ એક થઈ જવું. અને જ્ઞાની એટલે પણ અજ્ઞાનમાંથી દૂર થઈ એકરસ થઈ જવું. આ બધાં ત્રણે નામોમાં તમને શું જણાય છે ?

એક થઈ જવું એટલે અલગ ભાવ જે મનની સ્વતંત્રતાનો છે તેને દૂર કરવો. બસ પછી બધું એક જ—બ્રહ્મ. બીજું આપણે અલગતાના વિચાર સહિત ભક્તિ કરીએ છીએ તે જ મૂળમાંથી ભૂલ છે. માટે અનન્ય ભક્તિની જરૂર છે. તો જ સરળતા થશે. નહિ તો જન્મો જશે તો પણ સમજાશે જ નહિ. અને ક્લેશ જ રહેશે.

બધાં જ નામો પ્રભુનાં છે. એ જ્યારે જણાશે ત્યારે તમારો આ સવાલ જ રહેશે નહિ. કારણ જ્યારે પ્રભુને લક્ષ્યમાં રાખીને કોઈપણ નામ લઇએ તો તે પ્રભુના જ ગુણો અને બ્રહ્મની યાદ થઈ જાય છે. પણ વ્યક્તિનાં નામ લઇને વ્યક્તિનું લક્ષ્ય રાખીએ તો પછી તે વ્યક્તિનાં જ ગુણો આવે. માટે લક્ષ્ય પ્રભુ અને નામ ગમે તે બોલો તો વાંધો નથી. માટે લક્ષ્ય એટલે મન પ્રભુને સોંપો તો આ અનન્ય ભક્તિ પ્રાપ્ત થાય. એ જ યોગ, એ જં ભકિત, એ જ જ્ઞાન, એ જ દર્શન. માટે સંકલ્પ વિકલ્પ તજી સરળ મને પ્રભુને ચરણે ચિત્તને સોંપો. બસ પછી કંઈ જ નથી રહેવાનું.

કાગળમાં વધુ શું લખું ? કેટલું લખું ? મન છે ત્યાં સુધી જ બંધન. એ મન નથી તો મોક્ષ જ છે. કેવળભાવ તે જ મોક્ષ.

પરમાનંદ

પત્ર-૩૯ તા. ૨૦-૭-૫૬

શ્રીભગવદ્ પ્રિય........,

હું આજે સવારે જ હૈદરાબાદથી આવ્યો છું. તે કારણસર પત્ર લખી ન શક્યો. અહીં સર્વ ભક્તમંડળ અને બેબી તથા સર્વ આનંદમાં છે. હૈદરાબાદ હું લગભગ સત્તર દિવસ રહ્યો. અને આવતાં શીરડી થઈ મુંબઈ આજે સવારે જ આવ્યો છું.

ભજન ચાલુ જ હશે. ખરેખર મનુષ્ય જીવનનું લક્ષ્ય ભજન જ હોવું જોઈએ. અને એ જ સાચું ભજન જીવશિવ એકતા કરાવે છે. જીવભાવ અને આત્મભાવની વચ્ચે ભજન જ એક સાંકળ છે. એ ભજન સાંકળનો જો આશરો નહિ લઈએ તો પછી જીવભાવમાં જ જીવન વીતી જાય. એટલે જન્મમરણનાં દુઃખો વારેવારે સહન કરવાં જ રહ્યાં.

બીજું આમ તો આપણે જોઈએ છીએ કે ભજન તો દરેક જણ કરે છે, અને ઘણાં ભજન થાય છે. છતાં તેમને બધાંને શાંતિ કેમ નથી? એનું કારણ શું? ભક્તિ કરે ને પછી શાંતિ ન મળે તો એવી ભક્તિ કરે કોણ? શું ખરેખર ભક્તિ (ભજન) કંઈ જ કામ લાગતી નથી? આપણે વિચારીએ છીએ કે આપણી ક્યાં ખામી છે? ભગવાને તો ગીતામાં કહ્યું છે કે અધ્યાય-૮-શ્લોક-૧૪.

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥

આ શું ખોટું છે ? આપણી ટૂંકી બુદ્ધિથી જ આમ માની ભક્તિ તરફ આંખ આડા કાન કરીએ છીએ અને બૂમો પાડીએ છીએ કે ભક્તિ તો વેવલાપણું અને ઘેલછાપણું છે. પણ વાસ્તવિક એવું નથી. ભગવાને કહ્યું કે, "અનન્ય ભાવથી જે મારું સ્મરણ સતત કરે તેને હુ સુલભ છું." જ્યારે આપણે કામનાઓને વશ થઇને ભજન કરીએ છીએ. કેટલાક ભગવાન દૂર છે એમ સમજી ભજન કરે છે. અને વળી કેટલાક ભગવાન નજીક છે એમ સમજે છે. આમ સમજવું એમાં અનન્યતા નથી. જ્યારે જે ઉત્તમ ભક્તો છે તે તો એમ જ સમજે છે હું અને ભગવાન જુદા નથી. એક જ છીએ. આઘે પણ નથી, નજીક પણ નથી. કેવળ એકરસ થઈ ભજન કરે છે. આ જ સાચું ભજન છે, ભક્તિ છે.

જગતમાં નેવું ટકા તો કામનાઓને વશ જ ભજન કરે છે. જ્યારે બીજા નવ ટકા ભેદભાવે ભજન કરે છે. અને એક જ ટકો અનન્યભાવે ભજન કરે છે. એટલે નેવું ટકાના ભાગે તો દુઃખનું દુઃખ જ રહ્યું અને નવ ટકા કંઈક સ્હેજ સુખ ભોગવે છે. તે પણ અધૂરૂં જ ગણાય. એક ટકો જ સંપૂર્ણ આનંદ ભોગવે છે. ગીતા અધ્યાય ૧૪ શ્લોક ૨૬.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥

માટે જે આમ અસ્ખલિત ભક્તિ કરે છે, એક જ

ભાવે ભગવાનને ભજે છે તે જ બ્રહ્મરૂપ થાય છે; ભગવદ્-રૂપ થાય છે. તો હવે સમજાશે કે આવા એકરૂપ થવામાં કામનાઓ અને ભગવાનથી જુદો ભાવ જ ભગવાનરૂપ થવામાં બાધક છે. તો આ અનન્ય ભજન કેમ થાય? એ પ્રશ્ન સ્વાભાવિક જ મનને થશે. અનંતકાળથી વાસના-ઓના ઢગલાઓ આપણે ભેગાં કરતાં આવ્યાં છીએ, અને ભજન કરીએ છીએ, તો પણ કરતાં જ જઈએ. અનન્ય ભજનમાં નડતર વાસના જ મુખ્ય છે. એ જો જાય તો કામ સરળ બને. તો શું કરવું જોઈએ જેથી વાસના સતાવતી અટકે? પ્રભુ પાસે કશી પણ અને કદી પણ કંઈ જ માગણી ન કરવી. માગણી કરવી તો હેતુરહિત ભક્તિની જ માગણી કરવી.

પ્રભુને ચરણે ઐચ્છિક સુખોને સોંપી દેવા. પ્રાર્થના કરવી, હે પ્રભુ આ જે કંઈ નાશવંત સુખો, ક્ષણિક સુખો છે. તે મારે ન જોઈએ. બલ્કે એ જ માંગણી છે કે તું આ જે કંઇ અમારી પાસે છે તે જ લઈ લે. જેથી રહી-સહી અમારી આસક્તિ છૂટી જાય. અને કેવળ તારું જ સ્મરણ રહે.

આનો અર્થ એ થયો કે નિરિચ્છ થઇએ તો વાસનાનાં બળો ઓછાં થઈ જાય. મનોનાશ થઈ જાય. માટે નિરિચ્છ થઈ ભજન ભક્તિ કરવાથી પ્રભુનું આત્માનું જ્ઞાન પ્રગટે છે. તો પછી આ બધું સુલભ કેમ થાય? અનંતકાળની વાસનાઓ નિરિચ્છ થવામાં બાધક થઈ પડે છે. નિરિચ્છ થવાની ઇચ્છા હોય તોપણ ઇચ્છા થઈ જાય

છે. અનન્ય ભજન કરવું હોય તોપણ તેમ થતું નથી. તો એ કેમ બને ? સ્વાભાવિક જ સાધકને આ પ્રશ્ન ઊઠે છે.

હવે આપણે જોઈએ, વિચાર કરીએ. જુઓ આ અનન્ય ભજન સરળ કરવું હોય તો સૌથી પ્રથમ સત્સંગ જરૂરી છે. સત્સંગથી ગુરુની પ્રાપ્તિ થાય છે. અને સદ્‌ગુરુ જ આ અનન્ય ભજન કેમ કરવું તે સરળ કરી આપે છે. પોતાનાં આચરણથી ગુરુ જ શિષ્યને વગર ઉપદેશે રસ્તો બતાવી દે છે. માટે સત્સંગ કરી ગુરુને ચરણે સમર્પણ થવું.

સદ્‌ગુરુ પર અનન્ય ભાવ રાખવો, એ જે વચનો કહે તે મુજબ વર્તવું, હરવખત સદ્‌ગુરુનું સ્મરણ કરવું, જેથી ભક્તિ સુલભ બની જાય છે. સવાલ થશે કે ગુરુને કેમ શોધવો ? પણ એ કામ ગુરુ જ કરશે. ગુરુ જ શિષ્યને શોધી લેશે. માટે આપણે મુખ્ય વસ્તુ સત્સંગ રહી.

સત્સંગ કરવો એટલે મહાત્માઓ પાસે અવારનવાર જઈ બેસવું, ભજન કરવાં, શાસ્ત્રોનાં વાક્યો અને એ જે કંઈ કહે તે સાંભળવું, અને સેવા કરવી. જેથી આપોઆપ જ કોઈની કૃપા થઈ જશે, અને આપણો ગુરુ આપણને મળી જશે. એવી સમજ યથાકાળે આપણને આપોઆપ જ થઈ જાય છે. માટે કશી જ ચિંતા ન રાખવી, અને મહાત્માઓનાં દર્શને જવું. એમના સત્સંગમાં રહેવું. બસ પછી બધું જ કામ સરળ બને છે.

જ્યાં સદ્‌ગુરુ મળ્યા કે દુઃખ ગયું. આ બધાંનાં મૂળમાં વિશ્વાસ અને શ્રદ્ધાની ખાસ જરૂર રહે છે. શ્રદ્ધા-વાનને ગુરુ સત્વર જ મળે છે. માટે શંકારહિત થઈ, સત્સં-

ગમાં જવું, મહાત્માઓ પાસે જવું, પણ તે નિષ્કામ ભાવે જવું—જેથી શ્રદ્ધા, વિશ્વાસ આપોઆપ જ વધી જશે. અને અનન્ય ભક્તિની પ્રાપ્તિ થઈ જશે. ગુરુની પ્રાપ્તિ થઈ જશે. અને પછી શું કરવાનું છે? ગુરુ જ બધું સરળ કરી નાંખે છે. ગુરુના તો ડાબા હાથની વાત છે.

પણ આપણને જો વિશ્વાસ ન હોય તો બિચારા ગુરુ પણ શું કરે? ગુરુ તો બિચારા કહેતા હોય છે કેઃ "સુનતા મેરી કૌન હૈ, કીસે સુનાઉં મૈં."—

માટે ગુરુ વચન પર વિશ્વાસ રાખવો. એ જ અનન્ય ભક્તિનું મૂળ છે. આહા! જેને ગુરુ પર શ્રદ્ધા થઈ ગઈ તેને ઘેર મોક્ષ તો આંગણામાં નાચતું હોય છે. એની ભકિત પણ અનન્ય હોય છે. એવા ભક્તો જ્યાં જાય છે ત્યાં પણ અનન્યતા પ્રગટાવે છે.

આ બધાંનું મૂળ ગુરુભકિત છે, માટે નિષ્કામ ભાવે શરણે જવું, જેથી અનન્ય ભજન થશે, અને પછી આનંદ આનંદ થઈ જશે. નિરતિશય આનંદ તે જ શાંતિનું સ્વરૂપ, એ જ સત્-ચિત્ સ્વરૂપ. એ જ સદ્ગુરુ. સદ્ગુરુશરણું. ધન્ય છે,..અનન્ય ભકિતને અને અનન્ય ભકતોને.

ભક્તોકી જય, સદ્ગુરુની જય.
"ગુરુ મહારાજ ગુરુ જય જય"
પરબ્રહ્મ સદ્ગુરુ.

પરમાનંદ

પત્ર–૪૦ તા. ૨૮–૭–૫૬

ભગવદ્ પ્રિય........,

પત્ર મળ્યો. અવારનવાર પત્ર લખતાં રહેવું જેથી સાન્નિધ્યમાં રહી શકાય. શરૂઆતમાં સાધકને અવલંબનની જરૂર રહે છે. સત્સંગની જરૂર રહે છે. એટલે પત્ર મારફત સત્સંગ રહી શકે એટલે અવારનવાર પત્ર લખતાં રહેવું.

ભક્તિ પ્રગટાવવા માટે સત્સંગ અને પ્રભુનાં ગુણગાન ભજન કીર્તન વગેરેની ખાસ જરૂર છે. તમે રોજ સવારે ભજનમાં બેસો છો તે ઘણું જ સરસ છે. ભજનો જે ગાવાં તે સારાં ઉત્તમ ભક્તોનાં જ ગાવાં જોઈએ. અને તે પણ વિરહનાં, જેથી પ્રેમ પ્રગટે. વિરહનાં ભજનો ખાસ કરીને મીરાં, સૂરદાસ, તુલસીદાસનાં જ ગાવાં અને પછી સાથે સાથે પ્રભુનાં નામની ધૂન કરવી. એમ ભજન અને ધૂન સાથે થવાથી હૃદય નિર્મળ બનતું જશે. સવાર સાંજ આમ ભજન–ધૂનમાં રત રહેવું. વચ્ચે વચ્ચે કોઈ મહાત્માઓ આવે ત્યારે એમના સત્સંગમાં રહેવું. અને જો મહાત્માઓ ન મળે તો પુસ્તકો–દ્વારા પણ સત્સંગ થઈ શકે છે.

પુસ્તકોમાં ખાસ કરીને જીવનચરિત્રો વાંચવાં. તેમાં પણ ખાસ પુસ્તકો જેવાં કે ચૈતન્ય મહાપ્રભુ, રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, રામતીર્થ, રમણ મહર્ષિ, વગેરે વાંચવા. ધાર્મિક ગ્રંથોમાં ખાસ કરીને ગીતા વાંચવી. જો કે રામાયણ, મહાભારત ઇત્યાદિ ગ્રંથો પણ મનન કરી

જવા જોઇએ. પણ ખાસ લક્ષ્ય ગીતા રાખવું. અને મહાત્માઓના ઉપદેશો વાંચી જવા, જેથી પ્રભુ પર પ્રેમ પ્રગટશે. આમ સવારે ભજન–કીર્તન, બપોરે પ્રારબ્ધ ભોગે જે કામ-ધંધો શરીર નિર્વાહાર્થે જે કામ મળ્યું હોય તે સંતોષપૂર્વક કરવું. અને પછી સાંજે પણ ભજન–કીર્તન કરવાં અને સૂતી વખતે વાંચન કરવું. જેથી બધું કામ સરળ થઈ જશે.

બીજું તમે લખો છો કે તમે ગયાથી મન ઉદાસીન રહે છે, જાણે દીવાની જ્યોત ચાલી ગઈ. અને આશીર્વાદ માંગો છો કે જલદીથી દર્શન કરી શકું ? હવે આપણે વિચાર કરીએ.

મન દર્શન માટે ઉદાસીન રહે છે. તે કોના દર્શન માટે ? મારા દર્શન એટલે તમે મારા શરીરને જ મુખ્ય માનતા લાગો છો. એટલે જ દુઃખ થવાનું છે. શરીરનાં દર્શનો હંમેશાં દુઃખકારક જ નીવડે છે. કારણ એ દર્શન ક્ષણિક હોય છે. ટકાઉ દર્શન નથી. એમાં સંયોગ વિયોગ હોય છે. એટલે ઘડીમાં સુખ અને ઘડીમાં દુઃખકારક હોય છે. માટે ભાઈ, શરીરનાં દર્શન હવે ભૂલવા પ્રયત્ન કરો.

હવે પ્રશ્ન થશે કે એ કેમ ભૂલાય ? તો એના ઉત્તરમાં એ જ કે ભજન–ધૂનમાં બહુ જ શીઘ્રતાથી એ ભૂલી શકાય છે. અને નામ–સંકીર્તન એ જ મારું ખરૂં દર્શન છે. અને એનાથી મનની ઉદાસીનતા ચાલી જશે. બાકી શરીરનાં દર્શનની ભાવના દૃઢ કરવી નહિ અને મનને ઈશ્વરનાં ભજનમાં લગાડવું એમાં જ જીવનશ્રેય છે.

બીજું દીવાની જ્યોત ચાલી ગઈ એમ લખો છો. તો જરા એનો પણ વિચાર કર્યો હોત તો જણાત કે ક્યાંયે જ્યોતિ જતી આવતી નથી કારણ જ્યોતિ તો સર્વત્ર છે. માટે તમે એ ખોટું લખી નાંખ્યું છે. જ્યોતિ જ પ્રભુનું સ્વરૂપ છે. પણ તમે તો દેહને જ જ્યોતિ માનીને રડી રહ્યા છો કે જ્યોતિ ચાલી ગઈ! પણ વિચાર કરવાથી એ દુઃખ દૂર કરી શકાય છે. અલબત્ત શરૂઆતમાં સાધકને આવું જ થાય છે. નિરાશ થવાની જરૂર નથી. પણ જે પ્રેમ દેહ પર થાય છે તેને હવે ધીમે ધીમે પ્રભુ નામ પર ફેરવવાનો પ્રયત્ન કરવો. જેથી આનંદ પ્રવર્તી જશે અને મન ઉલ્લાસ અનુભવશે. પણ તે તત્કાળ નહિ થાય. રોજનાં સતત નિષ્કામ પૂર્વકનાં પ્રભુ ભજનથી થઈ જશે. માટે બધા સંકલ્પ વિકલ્પો તજી કેવળ ભજન-ધૂનમાં લાગી પડો, અને એમાં જ્યાં જ્યાં મુશ્કેલીઓ આવે ત્યાં પૂછો. જેથી હું સમજાવી શકું. પણ તમે જો કંઈ જ સાધન કરો નહિ અને રડવાનું ચાલુ રાખો તો તેનો કંઈ ઈલાજ નહિ થાય માટે સતત કામમાં લાગી પડો, જેથી સરળતા આવી જશે. સતત ભજન-ધૂન કરશો, તે આશીર્વાદરૂપ થઈ પડશે.

બીજું તમે લખો છો કે તમારા ફોટા ગંભીર જ આવ્યા છે. તો એ પણ શું સૂચવે છે? વિચાર કરો, એ એમ સૂચવે છે કે સાધન ગંભીરતા પૂર્વક થવું જોઈએ. તમારે માટે ગંભીરતા જ શ્રેયસ્કર છે. એટલે એમાં ગંભી-

રતા આવી છે. સાધન વખતે સાધકે એકદમ ગંભીરતા રાખવી જોઈએ. જેથી ભજનમાં દૃઢતા આવશે. અને દૃઢતા જ પ્રેમમાં પરિણમશે. અને દર્શન જ્ઞાન સરળ થઈ જશે. આ સાથે મીરાંનું ભજન એક લખ્યું છે.

"દુઃખન લાગે નૈન, દરશ બિન દુઃખન લાગે નૈન.
જબસે તુમ બિછડો મેરે પ્રભુજી, કબહું ન પાયો ચૈન....દરશ
શબ્દ સૂની મેરી છતિયાં કંપે, મીઠો લાગે તવ બૈન,
એક ટકટકી પંથ નિહારું ભઈ છ માસી રૈન....દરશ બિન
વિરહવ્યથા કાસે કહું સજની, કરવત બહ ગઈ રૈન,
**મીરાં** કે પ્રભુ કબહું મિલોગે, દુઃખ મટન સુખ દૈન....દરશ

એ જ. ભજન-કીર્તનમાં હું તમારી સાથે જ છું. જુદો નથી. એ ભાવથી જ ભજનમાં બેસવું. જેથી તમને સાન્નિધ્ય સુખ પણ મળશે. ખૂબ પ્રેમપૂર્વક ભક્તિ કરો. મારા આશીર્વાદ અને હું ત્યાં જ છું. એ જ. ઘરમાં સર્વને મારા નમસ્કાર. મહીપતભાઈ, કાન્તિભાઈ, નરેન્દ્ર, મોદી, જગન્નાથ, રામરાવ, શ્રીરત્નમ્, શ્રીમોહન, વેંકટરાવ વગેરે સર્વ મળે તો મારા નમસ્કાર કહેજો. પત્ર અવાર-નવાર લખતા રહેશો. હરિ ૐ નારાયણ નારાયણ ૐ ૐ નારાયણ નારાયણ ૐ ૐ.

પરમાનંદ

પત્ર-૪૧ તા. ૪-૮-૫૬

પ્રભુપ્રિય શ્રી........,

આ અગાઉ મેં એક પત્ર લખનૌના સરનામે જ લખ્યો હતો તે મળ્યો હશે. તમે પાછા કલકત્તા જવાના છો તે જાણ્યું. ચાલો તે પણ ઠીક જ છે. જેવી ઇશ્વર ઇચ્છા. આપણું શું ચાલે ? ગતજન્મની ઇચ્છાઓ પ્રમાણે જ આ જન્મનું પ્રારબ્ધ ઘડાયું હોય છે. અને આ જન્મમાં તે પ્રમાણે ફળ મળે છે.

હવે આ જન્મમાં નવી નવી ઇચ્છાઓને લીધે જૂના જન્મનાં મળતાં ફળો ગમતાં નથી. એટલે પાછા નવા પ્રારબ્ધો બાંધીએ છીએ. અને પાછી એ નવી નવી આ જન્મની ઇચ્છાનાં બંધાયેલ ફળો પાછાં નવા જન્મમાં ભોગવવાં પડશે. એટલે કે નવો જન્મ લેવો જ પડે. કેવી આ વિચિત્ર ઘટમાળ છે ? માટે ડાહ્યા પુરુષે પૂર્વજન્મની ઇચ્છારૂપે આ જન્મમાં મળતાં ફળો આનંદથી ભોગવવાં અને નવી નવી ઇચ્છા ન કરવી. ગમવું ન ગમવું એમ ન રાખવું.

"સુખ દુઃખ સહુ સહી લઇએ,
ઓધવજી રામ રાખે તેમ રહીએ."

આપણે જે કંઈ ભગવાન પાસે માંગીએ તે ભગવાન આપે જ છે. કોઈ પણ ઇચ્છા નકામી જતી જ નથી. દરેકે દરેક ઇચ્છા નવો જન્મ બાંધે છે. એટલે કે કર્મોનો અંત આવતો જ નથી. અહીં આવી કપરી સ્થિતિમાં જ્ઞાની

મનુષ્ય શું કરે છે? એ નવી ઇચ્છા કરતો નથી, જૂનું આનંદપૂર્વક ભોગવે છે અને શરીર એ તો પૂર્વ પ્રારબ્ધનો ભોગ છે. મારે ને એને શું લાગે વળગે ? હું તો સત્ સ્વરૂપ છું. આટલા વખત સુધી અજ્ઞાન રહેવાથી આ કર્મ-જાળમાં ફસાયો હતો. હવે તો સમજી ગયો છું, કે આ તો કર્મજાળ છે. એ જ કર્મ જન્મે છે અને કર્મ જ મરે છે. મારે ને કર્મને, પ્રારબ્ધને શું લાગે વળગે ?

પ્રાબ્ધ એટલે જ શરીર અને શરીર એ હું નથી. શરીર (પ્રારબ્ધ) મારામાં જ જન્મે છે ને મરે છે. હું તો સત્‌ચિત્ સ્વરૂપ છું. બસ આ 'હું' ને સમજવાથી સર્વ જન્મમરણ, પ્રારબ્ધ કર્મોનો અંત આવી જાય છે. બધી ઇચ્છાઓનો નાશ થઈ જાય છે. અને જ્ઞાની નિરાશ થઈ જીવે છે.

કદી કંઈ જ આશા ન કરવી એનું નામ નિરાશ. આવી અજન્મા સ્થિતિમાં જ્ઞાની શરીર ધારણ કરી રાખે છે. છતાં એને કશું જ શરીર સાથે લાગતું વળગતું નથી. એટલે એ સ્થિતિને જીવન્મુક્ત અવસ્થા કહે છે. શરીર ધારણ કર્યું છે છતાં મુક્ત, આવી સ્થિતિમાં જીવવું જોઈએ. અથવા તો પ્રયત્ન કરવો જોઈએ, અભ્યાસ કરવો જોઇએ.

હવે એ મનમાં સ્વાભાવિક જ પ્રશ્ન થશે કે અભ્યાસ-ક્રમ કેવો હશે ? આપણે એ વિચારીએ. નિત્ય પ્રભુ(આત્મા)નું સ્મરણ કરવું. સત્સંગ કરવો, મહાત્માઓનો સંગ કરવો, ભગવન્નામ-સંકીર્તન કરવું. ગત ઇચ્છાના

ભોગે મળતાં સુખદુઃખ સહજ આનંદપૂર્વક ભોગવવાં અને નિષ્કામ કર્મ કરતાં રહેવું. જેથી સહજ સ્થિતિ આપોઆપ જ પ્રાપ્ત થઈ જશે. રોજના આ અભ્યાસથી જ્યારે આ મહાવરો પડી જશે ત્યારે કોઈ જ કર્મ ન રહ્યું હશે. અર્થાત્ કે જીવ અવસ્થા બદલાઈ જશે, અને આત્મસ્થિતિ બની જશે.

હવે નિત્ય પ્રભુસ્મરણ મહાત્માના સંગથી થાય છે. ભગવન્નામ–સંકીર્તનથી કર્મનો ક્ષય થાય છે, અને જીવને સ્વાભાવિક જ સેવા કરવાનું મન થાય છે. તે પ્રાણીમાત્રની સેવા કરવા પ્રેરાય છે. પ્રાણીમાત્રની સેવા કરવાથી મનુષ્ય નિષ્કામ થઈ જાય છે. અર્થાત્ કે કર્મની નિર્જરા (નાશ) થઈ જાય છે. આ જ સર્વ ધર્મોનો સાર છે.

માટે આ બધાં જ કર્મોનું મૂળ જે અજ્ઞાન તેનો પ્રભુ સ્મરણ, (મહાત્મા) ગુરુસંગ, સંકીર્તન અને નિષ્કામ સેવાથી નાશ કરવો, જેથી આપણું જ્ઞાનસ્વરૂપ પ્રગટ થઈ જશે. ત્રીજું નેત્ર આપણું ખૂલી જશે, અને આપણે શિવ–શંકર બની જઈશું. માટે મીરાંબાઈ એ જે ભજન ગાયું છે તેનું આપણે અનુકરણ કરીશું તો આ શિવમય સ્થિતિ સહજ બની જશે."

"રામ રાખે તેમ રહીએ,
ઓધવજી રામ રાખે તેમ રહીએ."
"આપણે ચિઠ્ઠીનાં ચાકર છીએ,
ઓધવજી રામ રાખે તેમ રહીએ."

"કોઈ દિન ખાવાને શીરા ને પૂરી,
કોઈ દિન ભૂખ્યાં રહીએ"....ઓધવજી.
"કોઈ દિન સૂવાને ગાદી ને તકિયા,
કોઈ દિન જંગલ બસીએ"....ઓધવજી.
"બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર,
સુખ દુઃખ સહુ સહી લઈએ"...ઓધવજી.

બસ આમ અભ્યાસ કરવાથી જીવનનું મૂળ તત્ત્વ આપણને મળી જશે. હું અને મારાંના ભેદ નીકળી જશે, નિષ્કામ થઈ જઈશું. પ્રારબ્ધનાં દુઃખો વારે વારે ભોગવવાનો અંત આવી જશે અને પછી—

"મૃત્યુ મરી ગયું રે લોલ"

આ છે જીવનમુક્તિની ટૂંકાણમાં ચાવી. બસ રોજનો કાર્યક્રમ ઘડી કાઢવો જોઈએ અને ધર્મને નામે બીજાં લફરાં ખોટાં ખોટાં વળગાડ્યાં હોય તેને ફગાવી દેવાં પડશે. ત્યારે જ સાચી શાશ્વત શાંતિ પ્રાપ્ત થશે.

આમ રોજનો અભ્યાસ થશે તો જ આ અવર્ણનીય અનિર્વચનીય સ્થિતિ પ્રાપ્ત થશે. આ જ સાક્ષાત્કાર આ જ પ્રભુદર્શન છે. એમ મારું માનવું છે. અનુભવું છું. તમે પણ આમ અભ્યાસ કરી, આનંદનો અનુભવ કરો.

પરમાનંદ

पत्र-४२ ता. ९-८-५६

भगवद् प्रिय......,

सबको मेरा नमस्कार कहना ।

दुर्भाग्यकी क्या बात है । दुर्भाग्य मानना ही हमारा दुर्भाग्य हो जाता है । ईश्वर-इच्छा ही कुछ ऐसी होगी तो ऐसा हुआ । इसमें क्या दुर्भाग्य ? दुर्भाग्य तो इसीका है जो प्रभु-भक्ति नहीं करता ।

हमें हररोज प्रभुस्मरण करना चाहिए । और आपका सवाल भी यही है कि मनकी चंचलता भक्ति नहीं करने देती ।

ठीक है । मन ही सब सुख-दुःखको देनेवाला है । तो उस मनको वश कैसे कर सकते ? इस मनको प्रभु-भक्तिमें लगानेसे अखण्ड आनंद प्राप्त होता है । और भक्ति कैसे प्राप्त होती है ? सच्चे सत्संगसे भक्ति होती है । सत्संग कैसे मिलता है ? जिसका मन प्रभुके लिए व्याकुल है, ऐसे मनुष्यके हृदयसे हररोज एक पूकार उठती है कि-हे भगवान ! हमें कब सच्चे संत गुरु-महात्मा मिले कि जिससे हम प्रभु, तेरे दर्शन पा सकें ? बस, एसी जब सच्चे हृदयसे आवाज़ उठती है तब प्रभु कैसे रूक सकते ? और भक्तको सच्चे पथ पर ले जानेवाले महात्मा खुद ही ढूंढ़ लेते हैं, अर्थात् कि भक्तको भक्ति प्राप्त हो जाती है । और मनकी चंचलता फ़िर भक्तको कभी नहीं सताती । हरि ॐ ॐ । मनकी चंचलत.का मुख्य कारण है अनित्य पदार्थोंमें मनका रमण । तो नित्य पदार्थ क्या है ? प्रभुका दर्शन । ज्ञान

और गुरुकृपासे सब सरल हो जाता है। और गुरुकृपा कैसे होती है? गुरुचरन पर विश्वास रखनेसे। गुरुचरन क्या है? गुरुवाक्य, मंत्र। बस, गुरुवाक्य पर श्रद्धा रखनेसे नित्य वस्तुकी प्राप्ति शीघ्र गतिसे हो जाती है। "मंत्रमूलं गुरोर्वाक्यं मुक्तिमूलं गुरुकृपा" सद्गुरुका नित्य स्मरण और उनके बताए हुए मार्ग पर विश्वास सहित चलना। बस इससे मुक्तिका दरवाज़ा खुल जाता है। अर्थात् आनंद आनंद हो जाता है। तो इन सब बातोंका सार मनको गुरुचरन समर्पण करना है। फ़िर मन, मन नहीं रहता। जीव, जीव नहीं रहता। गुरुके चरनमें लीन हो जाता है। अर्थात् गुरुचरन बन जाता है। फ़िर कौन रहा? गुरुचरन भी गुरु अर्थात् सर्वत्र गुरु ही रह जाते हैं। बस वही नित्य वस्तु है। हरि ॐ हरि ॐ। प्रेमसे संकीर्तन करो। सब ठीक हो जायगा। पत्र लिखते रहना। रामराव, रत्नम्, दुर्लभराम– सबको नमस्कार कहना। सबको नमस्कार। हरि ॐ हरि ॐ हरि ॐ।

परमानंद

પત્ર-૪૩ તા. ૨૩-૮-૫૬

પ્રભુપ્રિય શ્રી,........

તમારો પત્ર તા. ૨૧નો મળ્યો. બીના જાણી. એમ જ પત્ર લખી મુશ્કેલીઓ જણાવતા રહેવું જોઈએ.

જેમની પાસેથી દોરવણી લેવી હોય તેની પાસે હૃદય તદ્દન ખુલ્લું જ રાખવું જોઇએ. બિલકુલ નિષ્કપટ ભાવ આપણો હોવો જોઇએ. તો જ દોરવણી આપનાર માણસ સાચી દોરવણી આપી શકે. આ વસ્તુનો હંમેશાં ખ્યાલ રાખીને જ ચાલવું. જુઓ હવે તમે સરસ રસ્તે જ પગલાં માંડ્યાં છે. ભજન, ધૂન ખૂબ જ કરવાં જોઇએ. ગીતા–પાઠ બીજા કોઈ વખતમાં કરવો જોઇએ. ગીતા એ અભ્યાસનો વિષય છે. ભજન, ધૂન એ એકાગ્રતા માટે ઉપયોગી છે. ગીતાનો ખૂબ જ અભ્યાસ કરવો જોઈએ. ભજન–ધૂન રોજ જેટલાં થાય તેટલાં કરવાં પણ એટલું યાદ રાખવું કે મન ઉપર સ્હેજ પણ જબરદસ્તી નથી કરવાની. સહજ ભાવે જ થવું જોઇએ. બહુ જ ધીમે ધીમે આગળ વધવું અને માર્ગને સરળ બનાવવો. પાયો મજબૂત બનાવવો. ભજન ધૂન કરો ત્યારે એટલું યાદ રાખવું કે બીજુ કોઈ પણ નકામું વાચન ન થવું જોઇએ. કેવળ ભજન ધૂન જ થવાં જોઇએ. જેથી ચિત્ત એક જ વસ્તુમાં રસવાળું બની જશે. નહિ તો યાદ રાખજો કે બીજી વાચનની ડખલગીરી-ઓથી ચિત્ત એકાગ્ર થશે નહિ. વાચનનો કોઈ બીજો વખત રાખવો. આ વસ્તુનું ખાસ ધ્યાન રાખજો. બીજું ભજનમાં બેસો ત્યારે કોઇનો પણ સ્પર્શ ન થાય તેમ બેસવું. કોઈ સાથે પણ ચાલુ ભજનમાં અને ભજન પૂરૂં થાય ત્યાંસુધી બિલકુલ વાતચીત ન કરવી. આંખો બંધ રહેવી જોઈએ. ભજનમાં બેસતા પહેલાં બે કલાક પહેલાં ભોજન કરી લેવું અને બને તો એક જ વખત આહાર

કરી નાખવો. અથવા જ્યારે ભજનમાં બેસો ત્યારે અથવા રાત્રે ભોજન ન લેવું. ટૂંકાણમાં રાત્રિભોજન ત્યાગવું. જો એમ ન બને તો રાત્રે અલ્પાહાર કરવો. સાધક હંમેશાં મિતાહારી હોવો જોઇએ. રાત્રે જો ભોજન ન લેવાયું હોય તો સવારે ધ્યાનમાં સારી મદદ મળે છે, શરીર નીરોગી રહે છે. ભજન ભક્તિપ્રધાન હોવાં જોઈએ. મીરાં, કબીર, સૂરદાસ વગેરેનાં ભજનો ઘણાં જ ઉત્તમ ગણાય. બીજું સાધકને કોઈ વ્યસન ન હોવું જોઇએ. ચા, પાન, બીડી, છીંકણી ઇત્યાદિ બિલકુલ છોડી દેવાં જોઈએ. જેથી ભજનમાં રસ ઘણો જ વધશે. ધ્યાન એકાગ્રતા સારી થશે. જ્યારે તમે સમૂહ ભજન કરો ત્યારે લોકો બહુ ભેગા ન કરવા. ખાસ ખાસ સાધક જ હોવા જોઈએ. ભજનમાં લાઈટનો પ્રકાશ ન જ હોવો જોઇએ. જ્યાં જ્યાં બહુ શંભુ–મેળા જેવું ભજન હોય ત્યાં સાધકે ભૂલેચૂકયે પણ ન જવું. જેવાં કે તમારે ત્યાં સપ્તાહ થાય છે એવામાં ન જવું. કોઈ સારા મહાત્મા, ત્યાગી ભક્તો પાસે જઈ બેસવું અને નમ્ર ભાવે તેમને સાંભળવા. આપણા સાધનને દૃઢ બનાવવું. બીજું અંદર અંદર સાધક માર્ગોમાં અગર કોઈપણ ઠેકાણે ભજન–ભક્તિ વગેરે આધ્યાત્મિક બાબતમાં કદીપણ ચર્ચામાં ઉતરવું નહિ અને જ્યાં એવું લાગે કે તુરત જ હઠી જવું. નહિ તો ત્યાં મૌન રાખવું. આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. નહિ તો એથી રાગ–દ્વેષ વધી જાય છે. વાચન ભક્તિ-ભર્યું જ વાંચવું, જેવાં કે ભક્તોનાં જીવન–ચરિત્રો, રામાયણ, રમણ મહર્ષિ, ગાંધીજી, ચૈતન્ય મહાપ્રભુ આ પુસ્તકો ખાસ

વાંચવાં. એ સાથે સર્વથી મુખ્ય ગીતા ( જ્ઞાનેશ્વરી ) રાખવી. બસ,. આટલું ધ્યાન રાખશો તો પછી ધીમે ધીમે અભ્યાસ વધતો જશે, રસ વધતો જશે અને એમાં જો કોઈ મુશ્કેલી નડે, કાંઈ સમજ ન પડે, મન મૂંઝાય તો મને લખજો. મારાથી બનતો મારા અનુભવ પ્રમાણે હું સમજાવવા પ્રયત્ન કરીશ. પણ એ બધામાં મુખ્ય તો તમારી શ્રદ્ધા–નિષ્ઠા–ધગશની જરૂર છે. એ વગર બધું નકામું. જેમ જમવું, નોકરી કરવી ઇત્યાદિ બધું જરૂરનું કામ સમજીને કરીએ છીએ તેમ આ પણ તેટલું જરૂરનું છે. બલ્કે એથી વિશેષ જરૂરનું છે એમ સમજી નિત્ય કરવું જોઇએ. તો જ આગળ વધી શકશો, અને ત્યારે જ ભગવત્કૃપા ઉતરશે. એ જ.

જો હમ ભલે બૂરે તો તેરે—
તુમે હમારી લાજ બઢાઈ, બિનતિ સુનો પ્રભુ મેરે....જો હમ.
સબ તજી તુમ શરણાગતિ આયો,નિજકર ચરણકર ગ્રહે રે....
જો હમ.
ઓર દેવ સબ રંક ભિખારી ત્યાગે બહુત ઘને રે....જો હમ.
તુમ પ્રતાપ બલ બદત ન તાહુ નિડર ભયે ઘર ચેરે....જો હમ.
સૂરદાસ પ્રભુ તુમારી કૃપાતે પાયો સુખ જો ઘને રે...જો હમ.

રત્નમ્, જગન્નાથ, રામરાવ, મહિપતભાઈ, નરેન્દ્ર પેલો કોઢવાળો છોકરો સૌને નમસ્કાર કહેશો. બીજું રત્નમ્ ને પૂછજો. અને સુંદરમ્ કોણ છે તે મને લખવા કહેશો કારણ સુંદરમ્નો કાગળ આવ્યો છે અને હું ઓળખતો નથી, અને તેનું સરનામું લખવા કહેશો.

ૐ ૐ ૐ એજ.

પરમાનંદ

પત્ર-૪૪ તા. ૪-૯-૫૬

ભગવદ્ પ્રિય........,

તમને ઉધરસ થઈ છે તે જાણ્યું. ચિન્તા કરવા જેવું નથી. એ પણ જાણ્યું. શરીરનાં દુઃખો એ તો ભગવાનની કૃપા છે. ભગવાન યાદ દેવડાવે છે કે એમ કરતાં એક દિવસ આ શરીર પડી જશે. પણ મનુષ્ય ક્યાં સમજે છે એ ભગવદ્ કૃપાને! આ ચેતવણીને સમજી જવાય તો તો કલ્યાણ જ થઈ જાય ને! કોઈનું ધન હરણ કરે, કોઈની સ્ત્રી હરણ કરે, કોઈના પુત્રનું હરણ કરે એમ ધીમે ધીમે ભગવાન માયાની વસ્તુને પાછી પોતાની પાસે ખેંચી લે છે, અને જીવને યાદ દેવડાવે છે કે હે જીવ! આ બધું જે કાંઈ તું તારું માની બેઠો છે (શરીર, ધન, પુત્ર કલત્રાદિ) તેમાંનું તારું કશું જ નથી. માટે મિથ્યામાંથી મન કાઢી તું તારા સ્વરૂપનું, પ્રભુનું ચિંતન કર. પણ જીવ તો પેલી એની પાસેથી ગયેલી વસ્તુના જ સ્મરણમાં રહી, શોક કર્યા કરે છે. અને તે ગએલી વસ્તુને પુનઃ પ્રાપ્ત કરવા પ્રયત્નો કરે છે. એટલે કે એને આ ભગવત્કૃપા ગમતી નથી. એને ખ્યાલ જ નથી આવતો કે નાશવંત વસ્તુ મેળવવા જે કોઈ પ્રયત્ન કરે છે તે તો દુઃખ જ ઊભું કરવાનો પ્રયત્ન કરે છે. કારણ વસ્તુ પ્રાપ્ત કરી કે પાછો થોડા જ સમયમાં તેનો નાશ થવાનો જ. આમ મળવું કે જવું એ એનો સ્વભાવ છે. અને જીવ સુખ દુઃખના હડસેલા ખાધા કરે છે. સંતો, મહાત્માઓ, શાસ્ત્રો બૂમો પાડી પાડીને સમજાવે

છે પણ જીવને ગમ જ પડતી નથી. એ તો બસ! હા પુત્ર, હા સ્ત્રી, હા ધન, ઇત્યાદિ બૂમો પાડતો ફરે છે. અને જન્મ–મરણનાં દુઃખો ભોગવતો ઉત્તરોત્તર અધોગતિના પંથે વિચરે છે. આ એક ખરેખર આશ્ચર્ય ગણાય. ખૂબી તો એ છે કે આપણે બધા જ આ વાત સમજીએ છીએ કે આ બધું જ નાશવંત છે, તો પણ આપણી દરેક પ્રવૃત્તિ તેને જ રાખવાની છે. પ્રભુ–દર્શન તરફ આપણી બિલકુલ પ્રવૃત્તિ નથી. આ સૌથી વધુ આશ્ચર્યકારક ગણાય! વાતો કરવા બેસીએ ત્યારે તો મુક્તિ, પ્રભુ–દર્શન, જ્ઞાન–ની મોટી મોટી વાતો કરતા જરાયે પાછું વાળી જોતા નથી. પણ જ્યાં બંધનના બોજા માથે ઉપાડ્યા છે તે નાખી દેવાની વાત આવે છે ત્યારે ત્યાં શૂન્ય. એટલે બંધન રાખીને મુક્તિની વાતો કરવી છે! એટલે આપણે બંધનમાં જ રહીએ છીએ. વાતો કરવાથી કાંઈ ઓછી જ મુક્તિ મળે? એટલે આપણે આમ નિત્ય અવતારલીલા આદરી છે. અને કહીએ છીએ કે અહાહા! ભગવાન તારી લીલાનો પાર જ નથી. શું તારી વિચિત્ર લીલા! અને તમે પણ સ્લિપ ઉપર એમ જ લખ્યું છે. હવે આ લીલા કોની કહેવી? ભગવાનની કે આપણી પોતાની જ? લીલા આપણે કરીએ અને દોષનો ટોપલો ભગવાનને માથે કે એ તો ભગવાનની લીલા છે. પણ એમ બોલવું એ અસત્ય બોલવું ગણાય. કારણ આપણે જ આ વિચિત્ર લીલા કરી રહ્યા છીએ. આ બધું આપણા કર્મોનું ફળ છે. જો આ નાટક કરવું બંધ કરવું હોય તો તે પણ આપણા જ હાથમાં છે.

આસક્તિપૂર્વકનાં કર્મો ન કરીએ તો પછી આ લીલાનો અંત. હું તો આ લીલાને એટલા માટે વિચિત્ર કહું છું કે આપણે એ લીલા કરીએ છીએ અને પાછા ભૂલી જઈએ છીએ. આપણી જ લીલાને આપણે જ ભૂલી જવી એ જ વિચિત્રતા એમ મારું માનવું છે. આ બધું કર્મોનું જ નાટક છે. માટે એ લીલાના કર્મો બંધ કરીએ એટલે કે આસક્તિપૂર્વક કોઈ કર્મ કરવું નહિ – નિરિચ્છપણે કર્મ કરતા રહેવું એ જ આ એક લીલાનો સુખદ અંત છે. એટલે કે એ જ મુકિતનું દ્વાર છે. ઇચ્છાપૂર્વક કર્મ એટલે બંધન, અને નિરિચ્છ–નિષ્કામ–નિરપેક્ષ કર્મ એટલે મુકિત. કર્મ જ બંધન અને કર્મ જ મુકિત અપાવે છે, માટે હું આ જગતને કર્મનાટક કહું છું. આમાંથી છૂટવું હોય તેણે પ્રભુનું જ્ઞાન ભજન મેળવવું જોઈએ —કરવું જોઈએ. જ્ઞાનીઓ, પ્રભુ-ભક્તો, મહાત્માઓનો સંગ કરવો જોઈએ, જેથી આ કર્મોનું દેવાળું નીકળે અને આ વિચિત્ર લીલાનો અંત આવે. ખરેખર! આ વિચિત્ર લીલામાં રહીને મોઝ માણીને પાછા આપણે વિચિત્ર કહીએ છીએ–એ જ મને તો વિચિત્ર લાગે છે. આમ આ લલ ાની મોઝમાં આપણે વિસરાઈ ગયા છીએ. બસ! આ લીલાનો ઘુંઘટ જે વખતે ફગાવશું કે બસ તે જ વખતે તે જ ક્ષણે સ્વરૂપદર્શન કરશું–ભગવાનને પામશું. લીલાના આવરણવાળો એ જીવ, અને જ્યાં આ લીલાનું આવરણ ગયું કે શિવ. અહાહા! આપણી જ લીલા. કેવું વિચિત્ર! કેટલું વિચિત્ર! ૐ ૐ ૐ ૐ ૐ હરિ ૐ ભગવતે વાસુદેવાય નમઃ, જય લીલાના સ્વામીની જય. રાધે કૃષ્ણ, સીતારામ,

શિવ—શક્તિ, જય, સર્વની જય, હરિહર. બધાં ભક્તો મઝામાં છે. લીલાના ભક્તો લીલામાં અને સ્વરૂપના ભક્તો પ્રભુમાં મજા કરે છે. હરિ ૐ જય લીલા માતકી જય. ૐ, ૐ, ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ.

પરમાનંદ

પત્ર–૪૫ ૨૪–૯–૫૬

ભગવાન પ્રિય.......,

પત્ર મળ્યો. શ્રી વેંકટ રત્નમ્ અને શ્રી જગન્નાથ અહીં આવ્યા છે. બધાં આનંદથી ભજનમાં સાથે રહે છે. મંગળવારે અહીંથી આળંદી જવા નીકળશે. અને પંઢરપુર થઈ હૈદરાબાદ આવશે.

તમારા પત્રમાં તમે લખ્યું છે કે દેહાધ્યાસ જાય એવી પ્રાર્થના છે. ખરેખર એ ભાવના ઘણી જ ઉત્તમ છે. પણ સાથે સાથે એનો વિચાર ખૂબ જ મનન માંગી લે છે. તો આપણે વિચાર કરીએ.

દેહાધ્યાસ કોને ઉત્પન્ન થયો છે? અને ક્યાંથી ઉદ્દ્ભવે છે? આત્મા તો નિર્વિકારી છે અને દેહ તો જડ વસ્તુ છે. તો આમાં કોને અને કેવી રીતે દેહભાવ ઉદ્દ્ભવે? ત્યારે વિચાર કરતાં જણાય છે કે આ આપણું માની લીધેલું જ દેહભાવનું ભૂત છે. સંકલ્પ વિકલ્પ છે. આપણે

જેવું માનીએ તેવું જ આપણે બની જઈએ છીએ. શરીર પરનો આપણો મોહ જ દુઃખ દઈ રહ્યો છે.

શરીર સારું રહે કે ખરાબ રહે તેમાં આપણે શું? આપણે તો વિચાર કરતાં જણાય છે કે શુદ્ધબુદ્ધ આત્મા જ છીએ. અને આત્માને શરીરનાં સુખદુઃખ સાથે કશો જ સંબંધ નથી. ત્યારે આ બધાં દુઃખનું મૂળ દેહ પરની વિશેષ પ્રીતિ જ ગણાય. એટલે કે વિવેકનો અભાવ, અનિત્યમાં નિત્ય બુદ્ધિ, હું એ દેહ જ છું એ ધારણા આપણી ખૂબ જ દૃઢ થઈ ગઈ છે. જો કે આપણે વાંચીએ છીએ કે હું એ તો આત્મ સ્વરૂપ છે, હું એ નિત્ય છે, અને શરીર એ નાશવંત છે, છતાં આપણે એ દૃઢ કરવા પ્રયત્ન કરતાં નથી. એટલે આપણો દેહભાવ જતો નથી અને દુઃખનું દુઃખ જ ઊભું રહે છે. અહીં વિચારની ખાસ જરૂર રહે છે. દેહ માંદો થાય, નિર્બળ થાય, એમાં હું કેવી રીતે નિર્બળ થયો, માંદો થયો? તો આ દેહની મમતા કેવી રીતે છૂટે?

પ્રથમ ખૂબ સત્સંગની જરૂર છે. આપણું મન દેહમાં લાગેલું છે. એને દેહનો જ અભ્યાસ છે. માટે મનને બીજું કંઈ કામ સોંપવું પડશે. સંતના સહવાસમાં હંમેશ રહેવું જેથી એમના આચરણથી આપણે પણ એમના જેવાં બની જઈએ છીએ. એટલે કે મનને સંતોના ચરણમાં સોંપવું.

સંત ચરણમાં જવું એટલે શું? એટલે કે સંત જે

ઉપદેશ કરે તે પ્રમાણે વર્તવું. જે સાધન બતાવે તે વિશ્વાસ પૂર્વક કરવું. સ્હેજ પણ શંકાશીલપણું એમાં ન ચાલે. બસ, આમ ધીમે ધીમે મન સંતચરણમાં લીન થઈ જાય છે. અને પછી આપણું મન સંતરૂપ–ગુરુરૂપ બની જાય છે. અર્થાત્ કે દેહભાવ પછી રહેતો જ નથી. અલબત્ત ઘણી જ ધીરજની જરૂર છે.

બીજું હું આશીર્વાદ આપનાર કોણ? અને કોને આશીર્વાદ આપું? શું આપણે જુદાં છીએ? તમે આશીર્વાદ માગો અને હું પછી આપું? એ તો ભિન્નતા જ ગણાય. આપનાર પણ તે જ, લેનાર પણ તે જ. અહાહા! સર્વમાં હું જ (આત્મા) રમી રહ્યો. સર્વમાં તે જ નાચી રહ્યું છે. સર્વ જ નથી, એક જ છે. અને એક પણ કહેવા કોણ રહે? શૂન્ય શૂન્ય. અહાહા! નિરંતર સુખ. આનંદ આનંદ સ્વરૂપ. પ્રભુ સચ્ચિદાનંદ જય પ્રભુ.

"મૈં મૈં ન રહું, તૂ તૂ ન રહે."

એ જ આનંદ સમાધિ. હું તું થી પર સ્વરૂપ. એ જ સર્વસુખ, નિરતિશય સુખ. આનંદ આનંદ ૐ ૐ ૐ નારાયણ. રામ, શિવ, ચંપા, છગન, મગન, માલતી, ચંદ્રિકા, ગુરુ, શિષ્ય સર્વમાં એક જ ચૈતન્ય. ચૈતન્યમાં બધાં. બધું જ ૐ. બધું જ સોહં. શૂન્યમાં સોહં. શૂન્યમાં સમાધિ, સમાધિમાં શૂન્ય. અહાહા! અહાહા! કેવળ કેવળ જ. એ જ સોહંમાં.

પરમાનંદ.

પત્ર-૪૬ ૨૮-૯-૫૬

ભગવદ્ પ્રિય........,

તમારા બન્ને પત્રો મળ્યા, પણ જવાબ લખવાનો સમય જ નહોતો મળતો, શું થાય ? શ્રી વેંકટરત્નમ્ અને જગન્નાથ ગઇકાલે આળંદીથી પંઢરપુર થઇ હૈદરાબાદ એક બે દિવસમાં આવી રહેશે. શ્રી રત્નમ્ એક ઉત્તમ કોટિના ભક્ત છે. સાધારણ માણસો સમજી શકે તેમ નથી. માટે તમારે તેનો જ્યાં અને જ્યારે પણ મેળાપ થાય ત્યારે નમ્રભાવે એમના સંપર્કમાં આવવું. એની દરેક રીત સાધારણ કરતાં ઉલટી જ છે. એટલે તુરત એ સમજવામાં આવતા નથી. તો એના સત્સંગનો ખાસ ખ્યાલ રાખવો. હંમેશાં એની સાથે દીનભાવે વર્તવું. એ સીકંદરાબાદ આવીને તરત જ ગુંતુર તરફ જવાના છે.

મહીપતભાઈનો કાગળ હતો. બધાં રોજ ભજન કરો છો તે ઘણું ઉત્તમ ગણાય. જો એ પ્રમાણે રોજ નિયમસર ભજન-ધૂન ચાલુ રાખશો તો જરૂર પ્રભુનું જ્ઞાન થવું જ જોઈએ અને થાય છે, એમ મારો અનુભવ છે. માટે નિયમસર ભજન કરવું, પ્રમાદમાં ન રહેવું, અને મેં જે ગયા કાગળમાં ભજન કેમ અને ક્યાં કરવું તે બધું રીતસર સમજાવેલું, એ પ્રમાણે કરવું. કાંઈ સમજાતું ન હોય તો મને જણાવશો જેથી હું ફરીથી સમજાવીશ. ભજનમાં નિયમ જાળવવો એ ખાસ મુખ્ય છે. નિયમ તૂટશે કે તરત

પ્રમાદ આવશે. નિયમનું દૃઢ પાલન જ ફળની પ્રાપ્તિ કરાવે છે. નિયમસર ભજન કરવાથી થોડા સમયમાં મનની શુદ્ધિ થઈ જાય છે. મન શુદ્ધ થયું એટલે પ્રજ્ઞા જાગશે, બુદ્ધિ સાત્વિક થઈ જશે. પછી પ્રભુજ્ઞાન, દર્શનનો આવિર્ભાવ થાય છે. ધીમે ધીમે મન શાંત બનતું જાય છે. મન શાંત થવું, એને જ વેદાંતીઓ, જ્ઞાનીઓ મનોનાશ કહે છે. મનોનાશની કેવળ શુષ્ક વાતો કરવાથી મનોનાશ થતો નથી. નિયમિત દૃઢ રીતે આચરણ કરવાથી જ શાંતિ પ્રાપ્ત થાય છે. માટે સતત, પ્રમાદરહિત થઈ નિયમપૂર્વક રોજ ભજન–ધૂન કરવાં. બીજા સમયમાં ગીતા અને મહાત્માઓનાં ચરિત્રો વાંચવાં. બહાર ગમે તેમ બહુ ફરવું નહિ. કારણ આજ કાલ વેશધારી સાધુઓ ઘણા નીકળી પડે છે. જેથી એવાના સંપર્કમાં જવાથી એનો રંગ આપણને લાગે છે. આપણી બુદ્ધિ પરિપક્વ હોતી નથી. એટલે પતન કરાવે છે. માટે હંમેશાં આનો ખ્યાલ રાખવો. ઘેર બેસીને રોજ ઈશ્વરભજન, ચિંતન કરવાં જેથી ભગવાન બધું જ સરળ કરી નાખશે તેષાં સતત૦ ગી. અ. ૧૦ શ્લોક ૧૦. માટે પ્રેમપૂર્વક ભજન કરવું એટલે જ્ઞાન આપોઆપ ભગવાન જ સમજાવી દેશે.

" જપત રહું તેરે નામ કી માલા
તુમરે કારન ભયી યોગિની, બાંધા કમર મૃગછાલા. જપત રહું૦
એક બન ઢૂંઢ, સકલ બન ઢૂંઢયો, કહું ન મિલે નંદલાલા. જપત૦
સૂરદાસ પ્રભુ તુમરે દર્શ બિન, હોઉં બીરહીન બેહાલા. જપત૦

શ્રી. મહિપતભાઈ, કાંતિભાઈ, શ્રી. મોહનલાલ, જશવંત વગેરેને મારા પ્રણામ. જે સમજ ન પડે તે પૂછાવવું. એ જ, નારાયણ નારાયણ ભજો મન નારાયણ, ૐ શ્રી નારાયણ ૐ ૐ ૐ.

પરમાનંદ

પત્ર–૪૭ ૨૪-૧૦-૫૬

ભગવાન પ્રિય.......,

તારો કાગળ મળ્યો. "પ્રભુમાં સતત મન નથી લાગતું. એ કેમ સતત લાગે ?" તારો એ પ્રશ્ન જ ઘણો ઉત્તમ છે. એને માટે આપણે આપણી અંદર જ તપાસ કરવી જોઈએ. આપણે એ જ્યારે તપાસ કરશું ત્યારે તરત જ જણાશે. પણ મન આપણું સંસારના પદાર્થમાં લાગેલું હોય છે. તેથી એ વિચાર આવતો જ નથી. મનને હંમેશાં દુઃખ થયા કરે છે. હવે જુઓ આપણું મન કેમ શાંત થતું નથી, શાંતિ અનુભવતું નથી, એનું કારણ આપણે વિચારીએ, જોઈએ. જેટલી ભૌતિક પદાર્થો માટે તાલાવેલી છે તેટલી પ્રભુ માટે છે ? એ મનને પૂછવું જોઈએ. તો તરત જ સમજ પડી જાય છે કે આ જ કારણથી મન પ્રભુમાં લાગતું નથી. સાંસારિક ઉપભોગની ઇચ્છા મનને સતત લાગેલી હોય છે. તેથી જ સતત આનંદ શાંતિ મનને રહેતાં

નથી. ત્યારે એનો ઉપાય શો કરવો? તેનો ઉપાય—પ્રથમ તો મનને સમજાવવું જોઈએ કે હે મન! આ સંસારનો દરેક પદાર્થ દુઃખમય છે, નાશવંત છે. એમાં સુખની આશા નથી. એમ મનને સમજાવતા રહેવું. સાથોસાથ મનને ઈશ્વરસ્મરણમાં રાખવું. પહેલાં તો મન માનશે જ નહિ. પણ સતત આમ વિચારવાથી મનને એ જાતનો મહાવરો પડી જશે. એટલે મન જે ભૌતિક પદાર્થો માટે દોડે છે તે આપોઆપ અટકી જશે. અર્થાત્ એને આ બધી સાંસારિક વસ્તુઓ ઉપર ઉદાસીન ભાવ આવી જશે. જ્યાં સાંસારિક વસ્તુઓ ઉપર ઉદાસ ભાવ આવ્યો કે પછી ભજન સ્મરણ આપોઆપ થયા કરે છે એટલે એમ થયું કે સાંસારિક વસ્તુમાંથી મનને વૈરાગ્ય થયો. બસ! આટલો પ્રયત્ન કરવાનો છે. જે નોકરી, સગાં, સ્ત્રી, ધન ઉપર મોહવશ થઈ વ્યાકુળ બનીએ તે કશું કામમાં નથી આવતું અને તે બધી જ દોડધામ દુઃખમાં જ પરિણમે છે. એનો મનને અભ્યાસ કરાવવાનો છે. તારૂં મન જે નથી લાગતું તેનું કારણ મનનો મોહ જ છે. માટે મન જ્યાં (સંસારમાં) લાગ્યું હોય તે જગ્યાએથી ઉપાડી બીજી બાજુ પ્રભુમાં લગાડવાનું છે. બસ! આ જ પ્રયત્ન ધીમે ધીમે કરીશ તો થોડા સમયમાં શાંતિ પ્રાપ્ત થતી જશે. માટે સંતોનો સતત સમાગમ, એમના જીવનચરિત્રોનું વાચન-ભજન, નામ-સ્મરણ વગેરેથી મનને ધીમે ધીમે અભ્યાસ થઈ જશે. બીજું મનને એમ સમજાવવું કે જેમ પ્રભુ રાખે તેમ રહેવું. તેમાં આનંદ જ માનવો. જે નોકરી, જે કંઈ ગુજરાનનું સાધન, પ્રભુ

જે કરાવે તે પ્રેમપૂર્વક આનંદથી કરવું. પછી તે ગમે તે કામ હોય. જરાયે દુઃખી થવું નહિ. આમ જો રહીશ તો પણ મનને પ્રભુ ઉપર દઢતા આવી જશે. શ્રદ્ધા આવી જશે. માટે મનને સંસારની નશ્વરતા ખૂબ જ સમજાવવી, રામ રાખે તેમ રહેવું. એમ જીવન જીવવા માંડીશ તો જરૂર મને શ્રદ્ધા છે કે તારૂં કામ બની જશે. છેવટે એ જ કે સંસારની ચિંતા કરવી નહિ અને ચિંતા કરવી તો પ્રભુની કરવી. નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ. ૐ ૐ ૐ

પરમાનંદ

पत्र–४८ ता. २४–१०–५६

प्रिय श्री.....,

ता. ४–१०–५६ का खत मिला था। आज अचानक तुम्हारी याद आ गई और खत लिखने बैठ गया। उस खतमें तुमने लिखा है कि मन सतत भक्तिमें कैसे लगे? इसीका सीधा जवाब यह है कि हमारा मन जो संसारमें सतत लगा है, उसमेंसे निकाल दो। बस काम बन जायेगा। इसी कार्यके लिए प्रबल पुरुषार्थ चाहिए। संसारकी चिन्ता कम करो। ज्यादा भगवानकी चिन्ता करो। भजनका नित्य-नियम बना दो। संतोकी जीवनी खूब पढ़ो। धनादिकी चिन्ता मत करो। प्रभु-इच्छा पर जीवनको छोड़ दो।

बस जब इस तरहका अभ्यास मनको हो जायेगा तब मनको वैराग्य हो जायेगा और मन प्रभुमय हो जायेगा। तो मूल कारण क्या है ? क्यों मन भक्तिमें नहीं लगता ? इसीका कारण हमें विचार करने से ही यह मालूम हुआ कि मनको संसारके नश्वर पदार्थोंमें मोह हो गया है। बस इस मनको अब प्रभुका मोह सीखा दो। काम बन जायेगा। आनंद आनंद हो जायेगा। सतत भजनमें लगे रहो। प्रभुसें प्रेम जरूर हो जायेगा। धीरजपूर्वक खूब नाम-संकीर्तन करो। सब आपोआप सहज हो जायेगा। कृष्ण-नाम गानेसे तेरी बन जायेगी। कृष्ण, कृष्ण, कृष्ण।

परमानंद

૫૨-૪૯ તા. ૨૬-૧૦-૫૬

પ્રભુપ્રિય........,

જત કાગળ તા. ૩-૧૦-૫૬નો મળ્યો હતો પણ સંયોગવશાત્ જવાબ નહોતો લખી શક્યો.

નિત્ય નિયમપૂર્વક ભજન કરવાથી મન આપોઆપ જ એકાગ્રતા પ્રાપ્ત કરતું થઈ જશે. માટે નિયમ બરાબર જાળ-વવા જોઈએ. શિથિલતા આવવી ન જોઈએ, એ ખાસ ધ્યાન રાખવાનું છે. રોજ નિયમસર ભજન-ધૂન ચાલુ રહેશે તો જેમ જેમ સમય જશે તેમ તેમ ભજનનો અભ્યાસ થઈ જશે-વ્યસન થઈ જશે. વ્યસન થયા પછી સ્નેહ એને

મેળે જ થઈ જાય છે. સ્નેહમાંથી ભાવ, મહાભાવ અને સમાધિના સુખો સહજ રીતે થઈ જાય છે. માટે લક્ષ ચૂકવું નહિ, પ્રમાદ કરવો નહિ, સતત જાગ્રત રહેવું. મનનો સ્વભાવ એવો છે કે–એને આ બધું ગમતું નથી. એટલે થોડા વખતમાં જ મન ભજન કરવાની ના કહેશે. અને કહેશે કે રોજ રોજ શું આ રાગડા તાણવા ? એમાં શું મળવાનું છે ? અને મન સંસારના સુખો તરફ ખેંચશે. કારણ મનને જન્મો–જન્મનો એ જ અભ્યાસ છે માટે સતત જાગ્રત રહેવું. અને નિત્ય નિયમપૂર્વક સંકીર્તન કરતા રહેવું. વાદવિવાદ, ચર્ચા એ મિથ્યા વાદોમાં બિલકુલ પડવું નહિ. અને લક્ષ કેવળ પ્રભુભજન ધૂનમાં જ રાખવું.

હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે,
હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

પરમાનંદ

પત્ર–૫૭ તા. ૩૦–૧૦–૫૬

શ્રી કૃષ્ણપ્રિય........,

તમે બધાં મજામાં હશો. અહીં પણ બધાં ભક્તો મજામાં છે. બીજું નારાયણસ્વામી કલકત્તામાં છે અને કોઈ હૉસ્પિટલમાં એણે ઑપરેશન કરાવ્યું છે. એમની તબિયત ઠીક રહેતી નથી. શરીરના કોઈપણ ભાગમાં કેન્સર થયું છે; એવા સમાચાર છે: પણ મને એવું કંઈ લાગતું નથી.

પણ કંઈક છે જરૂર. તો બને તો ત્યાંની હૉસ્પિટલોમાં તપાસ કરાવશો. જો પત્તો મળે તો મને સમાચાર લખજો કે ખરેખર એમને શું દર્દ છે? તો ખાસ તપાસ કરાવશો. કઈ હૉસ્પિટલમાં છે, એ પણ અહીં કોઈને ખબર નથી, અને ખબર હોય તોપણ કોઈ બરોબર કહેતું નથી, એટલે તમને લખ્યું છે.

આ વર્ષનો આ છેલ્લો કાગળ છે. હવે આવતા વર્ષમાં કાગળ લખશું. વર્ષો પછી વર્ષો નીકળી જાય છે. શરીરની અવસ્થાઓ પણ ઝપાટાબંધ બદલાતી જાય છે. શરીર જીર્ણાવસ્થાએ પહોંચવા લાગ્યાં છે. પછી શરીરનું છેવટનું રૂપાંતર કે જેને આપણે મૃત્યુ કહીએ છીએ તે પણ હવે સમક્ષ તરવરી રહ્યું છે. સવાલ તો એ જ કે શું કરી લેવું જોઇએ કે જેથી આ કહેવાતા મૃત્યુમાંથી ઉગરી જઈએ. ગીતામાં કહેલી એ ધીરતા—तथा देहान्तरप्राप्ति धीरस्तत्र न मुह्यति—ક્યારે પ્રાપ્ત થાય? એ જ વિચારવાનું છે. એને માટે શું કરવું? ગીતામાં ભગવાને એ પણ સંદેશો આપ્યો છે:

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥

અ. ૧૪, શ્લોક ૨૬.

જે અસ્ખલિત ભક્તિયોગ વડે મને ભજે છે તે આ માયાને (જન્મ-મરણને) ઓળંગી બ્રહ્મરૂપ થવા સમર્થ હોય છે. તો ભગવાનનો આ સંદેશ આપણે જીવનમાં ઉતારીએ તો જ એમણે કહેલા ધીર પુરુષના જેવા આપણે બની

શકીએ. તો એ ભક્તિ (પ્રેમ) હવે આપણે ક્યારે મેળવવા ભાગ્યશાળી થઈશું? એને માટે પણ ભગવાને સંદેશો આપ્યો છે:

तेषां सततयुक्तानाम् भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

અ. ૧૦, શ્લોક ૧૦

જો સતત ભજન, સ્મરણ, પ્રાર્થના કરતાં રહીએ તો પ્રેમભક્તિ આપણને પ્રાપ્ત થાય, તો જ આ દુઃખના ડુંગરામાંથી છૂટકો થાય. હવે આનો અર્થ એ છે કે-પ્રેમ ઉત્પન્ન કરવા માટે સતત ધૂન ભજન જ-આપણને માટે આ યોગ્ય દવા ગીતામાંથી મળી રહે છે. તો નવા વર્ષે હવે એ જ વધુ પ્રમાણમાં કરતા રહીશું. તે માટે રોજ પ્રભુને પ્રાર્થના કરતાં રહેશું કે જેથી સતત ધૂન-ભજન માટે શક્તિ રહે. અને ભક્તિ પ્રેમ જાગ્રત થાય, અને આનંદ આનંદ થઈ રહે. એ જ પ્રાર્થના, ઇચ્છા.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखभाग् भवेत् ॥

જય પ્રભુ.

પરમાનંદ

પત્ર-૫૧ ૩૦-૧૦-૫૬

શ્રી કૃષ્ણપ્રિય........,

તમારો પ્રેમભર્યો પત્ર મળ્યો ઘણો આનંદ થયો. હું સોમવાર લગભગ ત્યાં આવીશ, એમ નક્કી થયું છે. પણ પછી તો પ્રભુની ઇચ્છા !

તમે સવારે વાંચીને ચિંતન કરો છો તે ઘણું સરસ છે. પછી વડીલોની સેવા કરો છો તે તો સૌથી ઉત્તમ છે, પણ યાદ રાખજો કે એમાં અભિમાન ઘૂસવા ન પામે. અભિમાન એ બધી જ કરેલી ભક્તિ ઉપર પાણી ફેરવે છે. માટે એનું ધ્યાન રાખજો. સતત પ્રભુસ્મરણ અને સેવા જે કરે છે તેને કશે જ જવું આવવું પડતું નથી. તીર્થ ત્યાં જ વાસ કરે છે. જે મનુષ્ય સેવા કરતો નથી અને તીર્થધામમાં ખાલી ઘૂમ્યા કરે છે તે પ્રભુથી ઘણે દૂર જ રહે છે. અને જે સેવા કરે છે તે તીર્થવાસ કરતો નથી, તો પણ તે પ્રભુની નજીક છે એ હું તમને ખાત્રીથી કહું છું. પણ એ સેવા અભિમાન રહિત હોવી જોઈએ. વડીલોની સેવા, અને પ્રત્યેક પ્રાણીની સેવા કરવી જોઈએ. ખરી રીતે સેવા અને સ્મરણ અલગ નથી જ. પણ આપણે અજ્ઞાન દશામાં બધું અલગ અલગ સમજીએ છીએ. પ્રાણીમાત્રમાં પ્રભુ વસેલો છે, અને કોઈની પણ તન મન ધનથી અભિમાન રહિત સેવા કરવાથી પ્રભુપ્રાપ્તિનું ફળ અવશ્ય મળે છે. પણ હું સેવા કરું છું એવો ભાવ ન હોવો જોઇએ.

સેવા માતાપિતાથી શરૂ થઈ આખા વિશ્વમાં ફેલાઈ જવી જોઈએ. કોઈમાં પણ ભેદ ન જોવો જોઇએ. પ્રાણીમાત્ર પ્રભુ જ છે એમ વિશ્વાસ સહિત સેવા કરવી, જેથી જેમ સેવા કરતાં જઈશું અને એમ કરતાં કરતાં મનને દૃઢ પ્રતીતિ થઈ જશે કે આ પ્રાણી માત્ર ઈશ્વર જ છે. આ છે સેવાનું ફળ. આ જ જ્ઞાન. આ જ પ્રભુ દર્શન. તો હવે સમજાશે કે સેવા એ જ ભક્તિ છે, એ જ સ્મરણ છે, અને સેવા કરતાં કરતાં એ જ સેવા જ્ઞાનમય બની જાય છે. જીવ, જીવ રહેતો નથી. એ પ્રભુમય થઈ જાય છે. પછી તે પ્રભુમાં જ જીવે છે, રમે છે, અને આનંદ કરે છે. હવે તમે સેવા કરો છો તે જાણ્યું ત્યારે ઘણો આનંદ થયો. અને જે સેવા ઘરના વડીલોની કરો છો તે જ તમારી સેવા વિશદ બની જાય અને સર્વત્ર વિશ્વમાં પથરાઈ જાય એ જ પ્રભુદર્શન, એ જ જ્ઞાન—એ જ ભક્તિ, અને એ જ યોગ. આ વર્ષે તો હવે નથી મળી શકવાના, પણ નવા વર્ષમાં તરત જ મળશું. તમારા પિતાશ્રી તથા કાકાશ્રી વગેરે સર્વ ગૃહમંડળને મારા નમસ્કાર કહેશો. બધાંને નમસ્કાર. સર્વમાં પ્રભુ અને પ્રભુમાં સર્વ. નમસ્કાર બધે જ નમસ્કાર; નમસ્કાર, ૐ ૐ ૐ ૐ ૐ શ્રી કૃષ્ણ, ૐ શ્રી કૃષ્ણ. ૐ સર્વના કૃષ્ણ નમસ્કાર. ૐ ૐ ૐ.

પરમાનંદ

પત્ર-૫૨ તા ૧૩-૧૧-૫૬

શ્રી નારાયણપ્રિય.......'

તમારો પત્ર મળ્યો. નારાયણ હવે તો ચિરંજીવ થયા. એમનું મૃત્યુ કે એમને કાંઈ રોગ થયો હતો એ કહેવું જ મને તો અજ્ઞાન ભરેલું લાગે છે. તમારી એમના પ્રત્યે જે સાચી લાગણી છે તે વાંચી મારું હૃદય ભરાઈ જાય છે. એક તરફથી હર્ષ અને બીજી તરફથી શોક. એમ બન્ને તત્ત્વો મારી સામે નાચી રહ્યાં છે. એક પળ આજે કેટલાય વખતથી એવી જતી નથી કે જેમાં નારાયણનું સ્મરણ ન હોય. બધા સાથે વાતચીતમાં ખાવાપીવામાં જ્યાં અને જ્યારે પણ મને સ્મરણ થયા કરે છે. તેમાં ગઈ કાલે તમારો કાગળ મળ્યો, ત્યારે તો નારાયણ વિશેષ ભાવે ફરતા જોયા. હવે શુક્રવારે તા. ૯ની સવારે છ વાગે અમે મોડાસાથી વીસ માઈલ દૂર શામળાજીનું સ્થળ છે ત્યાં જવા નીકળ્યા હતા. હું અને ગાંધી નટવરલાલ, રસિકલાલ અને બે લોક-રાઓ હતા. અને બસ ભજન શરૂ થઈ ગયું. આપોઆપ સહજ ભાવે અને વગર પ્રયત્ને "બોલો મુકુન્દ માધવ જય ઘનશ્યામ, દેવકીનંદન રાધેશ્યામ" એ ધૂન શરૂ થઈ ગઈ. અને તે બરાબર બે કલાક એક સરખી અતૂટ ચાલી. ઘણો જ અદ્ભુત ભાવ હતો. એનું શું વર્ણન કરૂં? જુદે જુદે રૂપે ભગવાનનાં દર્શન થતાં. શુક્રવારે તો હદ જ થઈ ગઈ હતી. બરાબર દસ વાગ્યાની આસપાસ એક મહાત્માના આશ્રમે અમે ગયા હતા. ત્યાં એના આશ્રમમાં દરેક ઠેકાણે

ૐ નારાયણ ૐ નારાયણ એમ લખેલું જોયું. જ્યાં જ્યાં દૃષ્ટિ પડતી ત્યાં ત્યાં આ લખાણ દેખાતું અને નારાયણનાં પ્રત્યક્ષ દર્શન થતાં એમ જણાતું, અને ત્યારપછી એ મહાત્માએ ભજન કર્યું. અને મને પણ ભજનની પ્રેરણા થઈ. બે કલાક સુધી એટલે બાર વાગ્યા સુધી ભજન થયાં. એમાં મારાથી "લાગી લટક ગુરુ ચરનન કી, ગુરુચરન મોહે પ્રીત લાગી રે." અને 'ૐ નમો ૐ નમો નારાયણાય' અને 'ગુરુમહારાજ'ની જ ધૂનો થઈ હતી. અને ત્યારપછી બીજા-મહાત્મા મળ્યા હતા, ત્યાં પણ બપોરના ચાર વાગ્યા સુધી બેઠા. ખૂબ સત્સંગ થયો હતો. મહાત્મા ઘણા જ આનંદી અને જ્ઞાની હતા. ખૂબ જ પ્રસન્નતા એમાં હતી. ત્યાંથી પછી સર્વોદય આશ્રમમાં ગયા. ત્યાં જ રાત રહી સવારે પાછા મોડાસા આવી ગયા હતા. શુક્રવારનો દિવસ ખરેખર અદ્ભુત હતો. જે દિવસે મુંબઈ તમારે ઘેર સવારે નારાયણની તપાસ કરવા આવ્યો હતો અને મુંબઇથી નીકળ્યો, તે દિવસથી અત્યારે કાગળ લખું છું. ત્યાં સુધી હું નારાયણનું સતત સાન્નિધ્ય અનુભવી રહ્યો છું. એનું સગુણ દર્શન મનને ઘણો જ આનંદ આપી રહ્યું છે. એમાં તમારો કાગળ મને ગઈ કાલે મળ્યો ત્યારે સહેજ મન પર અસર થઈ કે આ શું? આ સત્ય કે હું આ અનુભવું છું તે સત્ય? અને થોડીવારમાં જ ખાત્રી થઈ કે હું જે અનુભવું છું તે જ સત્ય છે. કારણ નારાયણનું મને દર્શન થયા કરતું હતું. એમનો હસતો ચહેરો મારી સમક્ષ નાચતો હતો. દલસુખભાઈ! શું વર્ણન કરું મારા સુખદ અનુભવનું? જ્યારે કાગળ

આવ્યો ત્યારે ગીતાના છઠ્ઠા અધ્યાયનું વાચન થતું હતું. (જે મુંબઈમાં મારૂં પ્રવચન થયું હતું તેની નોંધ) અને તેમાં "ગુરૂણાં વિચાલ્યતે" એ શ્લોક ચાલતો હતો. ગુરુભક્તિ, ગુરુસેવા, એ વંચાતું હતું. તે લગભગ સાંજે ૫-૧૫ સુધી વંચાયું. કેવળ ગુરુસેવા ઉપર જ આ નોંધ હતી. લગભગ ત્રણ કલાક એ વાચન ચાલ્યું. અમે બે વાગે બેઠા હતા. તમારો નારાયણના સમાચારનો પત્ર મને ૩-૪૫ બપોરે વચ્ચે જ મળ્યો. મેં એને વાંચીને તરત જ બાજુમાં મૂકી દીધો. એક બાજુથી ગુરુના સમાચાર મળે છે, શરીર ત્યાગના, બીજી બાજુ વંચાતું હતું કે ગુરુ સર્વત્ર છે. ગુરુ એટલે મહાન, મોટું, કદી જેનો નાશ થતો નથી તે ગુરુ. તે જ નારાયણ. બીજી બાજુથી મૃત્યુના સમાચાર અને ત્રીજી બાજુ મારી આંખો સમક્ષ નારાયણની સાક્ષાત્ મૂર્તિ. આ ત્રણે દર્શન એકી વખતે મને થતાં હતાં. કેટલું અદ્ભુત! કોનો હર્ષ કરૂં? કોનો શોક કરૂં? કોને સત્ય માનું? કશું જ અસત્ય ન હતું. બધું જ સત્ય હતું. અને અહાહા! કેટલો નિરતિશય આનંદ! તરત જ અનુભવું છું. અત્યારે પણ અનુભવું છું. નારાયણ ચિરઃસ્મરણીય થઈ ગયા. અહાહા! સર્વત્ર નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ. એક વાતનું તમને સ્મરણ કરાવું, જો તમને યાદ આવે તો. એકવાર તમારે ત્યાં ગીરગામ સવારે (ગીતામાં) નારાયણ આવેલા. કાંતિભાઈની રૂમમાં જ્ઞાનેશ્વરી ગીતાપર બધા સહી કરાવતા. હું પાછળ ઊભેલો હતો. કોઈએ મને કહ્યું કે તમારે સહી નથી કરાવવી? ત્યારે મેં કહ્યું કે જો નારા-

પણ સહી કરી શકતા હોય તો હૃદયમાં સહી કરે. બાકી સ્થૂળ સહી તો મારે નથી કરાવવી, અને નારાયણે મારી સામે વેધક દૃષ્ટિથી જોયું હતું તે દૃશ્ય કેટલું અદ્ભુત હતું ? તે હું અને નારાયણ સ્વામી બે જ સમજ્યા હતા. ત્યારપછી હું પ્રત્યક્ષ અપરોક્ષ રીતે મળ્યો નથી. પણ એવા ઘણા પ્રસંગો (અનુભવો) થયા હતા. બહારથી તો હું ઘણીવાર એમને વિષે ભળતી વાતો પણ કરતો, એ તો તમારે ક્યાં અજાણ્યું છે! તેમાં પણ મારો ભાવ તમે સમજ્યા હશો, એક નારાયણ જ સમજતા હતા. કરતાલ માગેલી ત્યારે આપોઆપ કરતાલ મળી. જ્ઞાન, આત્મસાક્ષાત્કારની માગણી એક દિવસ તમારા કાગળ સાથે કાગળ બીડેલો તેમાં મેં કરેલી. અને જે જે ઇચ્છાઓ મેં એમને કરી તે અદૃશ્ય રીતે એમણે પૂરી કરી. ૧૯૫૧ પછી હું કદી એમને મળ્યો નથી–પ્રત્યક્ષ રીતે. પણ એમનો સતત અનુભવ મને થયો છે. ભજન કરાવે છે. જ્ઞાનની વાતો શીખવી. ગીતાનું ગુહ્ય જ્ઞાન મારે માટે સરળ બન્યું. શોક દુઃખથી બચાવ્યો. સતત આનંદ આનંદ થઈ રહ્યો છે. 'મૃત્યુ મરી ગયું રે લોલ'. અજર અમર તત્ત્વ. સત્ ચિત્ સ્વરૂપ નારાયણ રગરગમાં ઘટઘટમાં વ્યાપી રહ્યો છે. મારું હૃદય તમે કાંઈક સમજો છો એટલે તમને આ બધું લખું છું. એમના ઉપર જ્ઞાનેશ્વરની કૃપા હતી. રામકૃષ્ણ પરમહંસની કૃપા હતી. ગાંધીજીની કૃપા હતી. ગુરુ તો જ્ઞાનેશ્વર જ. પણ એમણે શરીરથી રામકૃષ્ણના શિષ્ય (જેમનું નામ નથી કહી શકતો. કારણ નામ હું જાણતો નથી. આ તો મારી અંતર-પ્રેરણા છે)–

ને ગુરુ કર્યા હતા. હું આ બધાની કૃપા અનુભવું છું. જ્ઞાનેશ્વરની કૃપાથી, રામકૃષ્ણની કૃપાથી મને નારાયણ પ્રત્યક્ષ નાનપણમાં મળી ગયા. સગુણ અને નિર્ગુણરૂપે ચોતરફ ફેલાઈ ગયા. ૐ શ્રી નારાયણ. ૐ શ્રી નારાયણ ૐ ૐ શું લખું ? આનંદ કેટલો બધો ઊભરાય છે ? દલસુખભાઈ! હું કેમ સમજાવું ? મારા જે જે દોસ્તો હતા તે બધાને હું નારાયણને મળવા કહેતો અને ઘણા મળતા પણ ખરા. પણ જ્યારે મેં જોયું કે તેઓ નારાયણ પાસે કેવળ માયાના ભાવથી જાય છે ત્યારે મને દુઃખ થતું અને હું બબડતો કે તમે નારાયણને મારી નાખશો. અને હું હંમેશ એમને માટે પછી ઉલટી વાતો કરતો. આજે હું તમારી પાસે હૃદય ખુલ્લું કરૂં છું. ગમે તેમ પણ નારાયણ પાસે કોઈપણ ભાવે જે ગયા હશે તેને નારાયણ સંભાળી જ લેશે. એમ મને ખાત્રી જ છે. મને એમના ઉપર પૂર્ણ વિશ્વાસ છે કે એ કોઈને નહિ છોડે. સર્વનું કલ્યાણ નારાયણ જ કરશે. મારું તો શું કહું ? તમે કંઈક તો મને સમજી શક્યા છો. હું તમારો મિત્ર જે ચંપક હતો તેની સુરત જ આ બધાં જ્ઞાનેશ્વર, રામકૃષ્ણ, ગાંધીજીએ બદલી નાખી છે. હવે હું એ રહ્યો જ નથી. એમાં એમની બધી કૃપા છે. મને જબરદસ્તીથી ઉલટાવી નાખ્યો છે. હું કેવો હતો તે તમે ક્યાં નથી જાણતા ? અને હવે ચંપક નામ અને રૂપ ક્યાં ગયા તે શોધ્યા પણ જડતા નથી. નારાયણમાં ખોવાઈ ગયા. કેટલી બધી કૃપા ! એકે કૃપા કરી તો બધાએ કરી નાખી. હંસ મહારાજ, શ્રદ્ધાનંદ, નિત્યાનંદ કોની કોની

કૃપા લખું ! અરે મારા ઉપર તો પ્રાણીમાત્રે કૃપા કરી છે. તમે બધાંએ મારા ઉપર કૃપા જ કરી છે. શું લખું ? થોડી થોડી વારે લખતાં હાથ થંભી જાય છે. નારાયણનું સગુણ, નિર્ગુણ રૂપ નાચી રહ્યું છે. સગુણ પણ છે, નિર્ગુણ પણ છે. પંચમહાભૂતનું શરીર તે સગુણ, તેનો પણ નાશ થયો નથી. પંચમહાભૂત જે સીમિત પરિમિત હતું તે હવે અપરિમિત થયું છે. અપરિમિત જ હતું પણ અજ્ઞાનવશ થઈ માનતા કે નારાયણ પરિમિત છે. એટલે ઘણાને એમનું મૃત્યું થયું જણાય છે. અરે ! નારાયણ કદી પરિમિત હતા જ નહિ, હતા જ નહિ. અપરિમિત, અવ્યય, અજર, અમર, સત્સ્વરૂપ નારાયણ આકાશરૂપે, તેજરૂપે, વાયુરૂપે, જળરૂપે, પૃથ્વીરૂપે દરેકે દરેક નામરૂપે, અનંત બ્રહ્માંડોરૂપે, નદીઓરૂપે, પહાડોરૂપે, દેવરૂપે, જીવ-જંતુ પશુરૂપે, સર્વરૂપે, અનંતનામે, અનંતરૂપે કેવળ નારાયણ. નારાયણ, નારાયણ બોલો, દલસુખભાઈ! કોનો નાશ થયો છે ? છે કંઈ નાશવંત ? લખનારો, વાંચનારો પણ નારાયણ. હર્ષના અશ્રુઓ ઉભરાય છે. આનંદનો દરિયો ઉલટ્યો છે. પ્રેમનો સાગર છલકાઈ રહ્યો છે. કાગળ બંધ કરવા જાઉં છું, પણ કોઈ હાથ પકડીને જ લખાવી રહ્યું છે. યંત્રવત્ લખું છું. નારાયણ ૐ, નારાયણ ૐ. ગઈ કાલે રાત્રે બે વાગ્યા સુધી ગીતા ચાલી. નિદ્રા તો જાણે ભાગી જ ગઈ છે. પ્રકાશ, પ્રકાશ થઈ રહ્યો છે. સૂર્ય કદી અસ્ત થાય છે કે ? સાગરનું પાણી કદી ખલાસ થશે કે ? વાયુ વાતો કદી બંધ થશે ખરો કે ? મેઘ વર-

સવાનો સ્વભાવ કદી મૂકશે કે? અગ્નિ એનો બળવાનો સ્વભાવ કદી છોડશે કે? પૃથ્વી બધાને ધારણ કરવાનો સ્વભાવ છોડશે કે? જો સૂર્ય અસ્ત થઈ જાય, સાગર ખાલી થઈ જાય, વાયુ વાતો બંધ થાય, મેઘ વરસતો બંધ થાય, પૃથ્વી ધારણ કરવાનું છોડી દે તો જ નારાયણનું મૃત્યુ થયું ગણાય. અરે! આકાશ કોઈ દિવસ તૂટી પડવાનું નથી. આવો મહાન નારાયણ મૃત્યુ પામીને ક્યાં જશે? જો નારાયણનું મૃત્યુ થશે તો બીજું બધું રહી શકશે કે? બધું જ નાશ (અજ્ઞાનવશ), હવે તો થઈ ગયું ને નારાયણ રહ્યો છે. નારાયણ, નારાયણ, ૐ ૐ નમો ૐ નમો નારાયણાય, ૐ ૐ ૐ નમો જ્ઞાનેશ્વરાય, ૐ નમો ૐ નમો રાધા-કૃષ્ણાય. ૐ નમો ૐ નમો મહાત્માય (ગાંધીજી), આ બધું એકાકાર થયું. આત્મામાં આજે થયો એકરાર! વર્તી રહ્યો છે જય જયકાર! ૐ ૐ ૐ ૐ સોઽહમ્ સોઽહમ્ સત્ ચિત્ આનંદ, આનંદ. તમે પણ તે જ. હું પણ તે જ. સર્વ તે જ કશું નહિ. બધું જ ૐ નારાયણ. ૐ નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ.

પરમાનંદ

પત્ર-૫૩ તા. ૧૬-૧૧-૫૬

પ્રભુ પ્રિય,........

તમારું કાર્ડ મળ્યું. "રવિવારે બધું ભક્તમંડળ ગુરુકૃપામાં" ભેળું થવાનું છે તે જાણ્યું. થવું જ જોઇએ. પણ હું ત્યાં આવી શકીશ નહિ. હું ગુરુ, શુક્ર લગભગ મુંબઈ આવી રહીશ.

એમને ભજન અને ગીતા ઘણાં પ્રિય હતાં અને એ કાર્યક્રમ હું એમની કૃપાથી કરી રહ્યો છું. બીજું આપણે શું કરી શકીએ? એ જ કરાવે છે. મથુરામાં જ્યારે તમારા બાપુજી અને હું ૧૯૪૯માં ગયા હતા ત્યારે નારાયણ અમારી સાથે હતા. સ્ટેશન ઉપર વેઈટીંગ રૂમની બહાર બગીચામાં બેઠા હતા. અને મેં સહેજ નારાયણને પૂછ્યું હતું કે મારે શું કરવું? જીવનમાં કેવી રીતે પ્રભુ-પ્રાપ્તિ કરી શકાય? ત્યારે તેના જવાબમાં મહારાજ હસ્યા હતા. અને કહ્યું હતું, "ચિન્તા કરનેકી કોઈ જરૂરત નહીં હૈ ભજન બ્હોત ખૂબ કરના ચાહીએ. ગુરુ, શનિ, પૂનમ, અમાસ, અગિયારસ, દિન રાત ભજન ધૂનમેં લગ જાઓ. નારાયણ સબ ઠીક કરેગા. નારાયણ સબ દેખતા હૈ. ઓ અંધા નહીં હૈ." કદાચ તમારા બાપુજીને એ પ્રસંગ સ્મરણમાં હશે. બસ! ત્યાર પછી હું એ પ્રમાણે ચાલવા પ્રયત્ન કરી રહ્યો છું. અને એ પ્રયત્નમાં મને સતત કૃપા અને બળ મળી રહ્યાં છે. તે હું અનુભવી રહ્યો છું. અને અત્યારે અહીં

પણ એ જ એમના ચીંધેલા ભજન—ગીતા કાર્યમાં લાગેલો છું. મારું જીવન આ કાર્ય માટે જ નારાયણને સમર્પણ થયેલું છે. અને એ છોડી દઉં તો નુગરોજ કહેવાઉં, 'गुरुमंत्रपरित्यागी रौरवं नरकं व्रजेत्'॥ બસ, ત્યારપછી મારે એમની સાથે કદી વાતચીત થઈ નથી. છેલ્લા ૧૯૫૧–૫૨માં સગુણરૂપે મળેલા તે જ. અને ત્યારપછી મારે માટે છેલ્લા ૧૯૫૬માં ૯ મી નવેંબર સુધી સગુણરૂપમાં હોવા છતાં નિર્ગુણરૂપમાં બની ગયા હતા. સગુણનું જવું અને નિર્ગુણનું આવવું મારે માટે ૧૯૫૩થી દૃઢ બની ગયું હતું. અને હવે એ દૃઢતા પર મ્હોર લાગી ગઈ છે.

હવે જીવનના બાકી રહેલા વર્ષો નારાયણની સેવામાં જ ગાળવા એવો નિશ્ચય થઈ ગયો છે. એમની જ કૃપાથી એ નિશ્ચયનું બળ આવ્યું છે. અને જીવન સુધી એ જ કૃપા એ નિશ્ચયને નિભાવશે, એવો વિશ્વાસ અને ખાત્રી છે. પ્રભુનામનો પ્રચાર એ જ જીવનનું હવે લક્ષ છે. એ કરવું—અને સાથે બીજાને કરાવવું. એ જ નારાયણનું કામ, એમના સગુણ ત્યાગપછી આપણા માટે બાકી રહે છે. એ જ એમની સ્મૃતિ છે. એમની સ્મૃતિ કાયમ રાખવા માટે જ ભક્તોનું કર્તવ્ય આ જ બની જાય છે. બીજી બધી સ્મૃતિ નકામી થઈ પડશે. ગામે ગામ, ઘરે ઘર, ભજન ફેલાવી દેવું એ જ કર્તવ્ય હવે બાકી રહે છે. અને એ જ એની ખરી સેવા છે, એમ મારું માનવું છે. કાર્તિક પૂનમ પર બધાં ભેગાં થવાનાં છો તે પ્રસંગે નારાયણે મને જે પ્રેરણા કરી છે તે બધાંને કહેશો—સામુદાયિક અને વ્યક્તિ-

ગત. આમાં સેવામાં જ જીવન વ્યતીત કરવાનો નિશ્ચય થવો જોઇએ. તે દિવસે બધાં ભેગાં થશો ત્યારે કેટલો આનંદ હશે ? હવે આપણી વચ્ચે નારાયણનું સગુણ રૂપ નથી. પણ તેથી શું ? હવે તો નારાયણ અંતર્યામી છે. દરેકમાં વ્યાપી ગયો છે. એટલે એ સમૂહનારાયણને મારા નમસ્કાર કહેશો. અને તે દિવસે વ્યક્તિગત રીતે કાંઇક નિશ્ચય થવો જોઇએ. જેમ કે સ્વાર્થવૃત્તિનો ત્યાગ કરવો, પરિગ્રહવૃત્તિ છોડવી, સત્યનું પાલન કરવું અને પ્રાણીમાત્રની તન મન ધનથી સેવા કરવી. આમાંના કોઈ એક વ્રતનું જીવનભર પાલન કરવું એવો વ્યક્તિગત નિશ્ચય કરવો, અને સામુદાયિક રીતે બધાં ભક્તો આઠ દિવસમાં એક દિવસે ભેગાં થઈ ભજન કરે અને એ સાથે ભજન કેમ ફેલાય એ પ્રયત્ન કરે. પોતે વ્યક્તિગત રીતે જીવનભર પ્રભુનામનું ભજન કરવું અને પ્રાણીમાત્રની સેવા કરવી. તન, મન, ધન, જ્ઞાનથી કોઈપણ રીતે સેવા કરવી, સ્વાર્થવૃત્તિથી રહિત થઇને પ્રભુ જેમ રાખે તેમ સંતોષથી જીવન જીવવું આ મારો વ્યક્તિગત નિશ્ચય છે, તે હું જાહેર કરું છું. પ્રભુ અંતર્યામી છે. આ મારા મનની વાત છે. નારાયણની કૃપા એ નિશ્ચય પાછળ છે. તો આ પ્રસંગે સર્વ કંઈ ને કંઈ નિશ્ચય કરે તો જરૂર નારાયણની કૃપા થશે જ, માટે મારી આ નમ્ર વિનંતિ તમે સર્વને રજૂ કરજો. અને એ સમૂહનારાયણને મારા સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર. "સદા સર્વદા યોગ તુઝે ઘડાવા, તુઝે કારણી દેહ માઝા પડાવા" આ જ નિશ્ચય.

પરમાનંદ

પત્ર-૫૪ તા. ૧૨-૧૨-૫૬

પ્રભુપ્રિય........,

તમે અંબાલા જવાના છો, જાણ્યું. જેવી પ્રભુ ઇચ્છા. બીજું નારાયણસ્વામીનાં છેલ્લાં દર્શન તમે કરી શક્યા હતા કે કેમ? તે લખશો. એમને તે જ રાત્રે જળસમાધિ, તેમના કહેવા મુજબ આવી હતી. તે વખતે તમે હાજર હતા કે? અને તમે હાજર હો તો તે વખતનું વર્ણન મને લખજો. હાજર ન રહી શક્યા હો તો જે સાંભળ્યું હોય તે પણ લખશો. બીજું છેલ્લી વખતના ફોટા જો કોઈએ પાડ્યા હોય, તો તે જરૂર તપાસ કરી લઈ મોકલશો. ડૉ. સુધીર (કલકત્તા નર્સીંગ હોમ) પાસે કદાચ હશે. એમને મળવાથી તે ફોટા મળશે. તમે અંબાલા જાઓ એ પહેલાં એટલી વિગતો મેળવી લેશો. અમૃતબજાર પત્રિકામાં પણ કંઈ એમના વિષે છપાયું હતું એમ સાંભળ્યું છે. તો તે પત્રિકામાંથી એટલી વિગત કાપી મોકલશો. જરૂર આટલું કરશો. ગમે તેમ સમય કાઢી અંબાલા જતા પહેલાં આ વિગત મેળવશો. બીજું ગીતાપ્રવચનનો પંદરમો અધ્યાય છપાવવા આપ્યો છે તે બનતા સુધી પૂનમ પહેલાં આવી જશે. એ અધ્યાય નારાયણ સ્વામીને સમર્પણ કરેલો છે. લગભગ ૯૦ પાનાંની બૂક થશે. ૧૨૫૦ કોપી કઢાવી છે. આવેથી મોકલશું. અહીં રોજ ભજન ચાલે છે. બાબુભાઈ, નટવરલાલ ગાંધી વગેરે ભક્તો પુષ્કળ પ્રેમથી ભજનમાં સાથ આપે છે. તમે મુંબઈ તરફ ક્યારે

આવશો ? બધાં આનંદમાં જ હશો. પૂ. નારાયણ સ્વામી અને ભજન બન્ને એક જ વસ્તુ હતી. એ એમણે સગુણ શરીર છોડયું. એટલે હવે ભજન એકલું જ રહ્યું. હવે આપણી પાસે એમનો ભજનનો દેહ બાકી રહ્યો. હવે એમણે આપણા માટે સરળ કરી દીધું. કારણ ભજનનો કદી નાશ થતો નથી. જે નાશવંત તત્ત્વ હતું તેને છોડીને ભક્તો માટે કેવળ ભજન જ રહેવા દીધું. કેવળ એક નામ સંકીર્તન (નારાયણ) રહી ગયું. નામ–સંકીર્તનરૂપી દેહમાં પોતાનો નામરૂપ દેહ મેળવી દીધો. નામ–સંકીર્તનમાં નામરૂપ દેહ લય થયો. હવે આપણા માટે સંકીર્તન જ નારાયણ બની ગયું. આ જ પૂ. નારાયણનો આદેશ આપણી પાસે રહ્યો છે. અને તેનું પાલન કરવાથી આપણે તેનાથી અલગ નથી રહેવાના. એ પોતે કહેતા હતા **"જહાં ભજન–ધૂન હોતી હૈ, વહાઁ મૈં રહતા હૂં. ભજનમેં મૈં હૂં. ઐસા સમજ કર હી ભજન કરના ચાહીએ."** અહાહા ! જ્યાં ભજન ત્યાં નારાયણ, ભજન જ નારાયણ. નારાયણ જ ભજન. એક જ. ત્યાં બે નથી. અને છેવટે કોઈ જ નથી. સર્વ જ, સર્વત્ર નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ. ૐ નારાયણ, હરિ ૐ નારાયણ. હરિ ૐ સદ્ગુરુ, સદ્ગુરુ નારાયણ, હરિ ૐ હરિ ૐ હરિ ૐ

પરમાનંદ

पत्र–८८ ता. १६–१–८७

श्री भगवान प्रिय,

खत मिला। प्रेमभरी बातें पढ़ते पढ़ते मन भर जाता है। ऐसे ही खत लिखते रहना। मुझे तो तुम जानते ही हो कि मैं खत लिखनेमें आलसी हूँ। तो भी मुझे खत लिखनेमें बड़ा आनंद आता है। तो तुम मेरे जैसा आलसी मत बन जाना। खत जरूर लिखते रहना।

खैर! परमपूज्य श्री नारायणस्वामीजी का शरीर ता. ९–११–१९५६ शुक्रवार के रोज़ सुबह ७–२१ समय कलकत्तामें छूट गया। यह समाचार तुम्हें मिल गया होगा। फिर मेरी ओर से मैं लिख रहा हूँ।

पूज्य स्वामी नित्यानंदजी भी अब बहुत समय शरीर रुक रखे ऐसा नहीं लगता। मैं उनका फोटो वहाँसे लेकर भेज दूँगा। पू. नारायणस्वामीजी के फोटो भी भेज दूँगा।

पू. नारायणस्वामीजी को केन्सर हो गया था। और उन्होंने अंतिम क्षणतक किसी को भी जानने नहीं दिया। और अकेले कलकत्ता चले गये। और वहाँ ही शरीर छोड़ दिया। किसी की सेवा नहीं ली। उनके शरीर के अंतिम दर्शन भी मैं नहीं कर सका। फिर भी उनकी कृपा मुझ पर जरूर है। खत में और क्या लिखूँ? तुम्हारी याद हर वक्त आती है। "तुम मेरी नज़रमें और मैं तुम्हारी नज़रमें" और तू तू न रहे मैं मैं न रहूँ। बस! आनंद! आनंद! नारायण ॐ नारायण ॐ

परमानंद

પત્ર-૫૬ તા. ૨૯-૩-૫૭

કૃષ્ણપ્રિય........"

બાબુભાઈ મારફત તમારા સમાચાર મળ્યા છે કે તમે પણ ત્રણ મહિનાની રજા લઈ હરદ્વાર ઇત્યાદિ સ્થળોએ સત્સંગ માટે જવાના છો. ઘણા જ આનંદની વાત છે. સત્સંગ વગર કાંઈ જ થઈ શકતું નથી. સર્વ આધ્યાત્મિક જ્ઞાનનું મૂળ પ્રભુદર્શન. આત્મજ્ઞાનનું મૂળ સત્સંગ છે. સત્-સંગનો મહિમા અપાર છે. એનું વર્ણન પણ અશક્ય છે. સાચું સુખ સત્સંગથી પ્રાપ્ત થાય છે. બધાં જ કામો છોડીને સત્સંગ કરવો જોઈએ. સત્સંગથી બુદ્ધિ સ્થિર થાય છે. સારી અસારનો વિવેક જાગૃત થાય છે. ભજન, સેવા ભક્તિ ઉપર પ્રેમ ઉત્પન્ન થાય છે. સદ્‌ગુરુની પ્રાપ્તિ થઈ જાય છે. છેવટે પ્રભુ સાક્ષાત્કાર થઈ નિત્યસુખની પ્રાપ્તિ થવાથી સદાનંદ અનુભવે છે. પણ એક વસ્તુમાં ખાસ ધ્યાન રાખવાની જરૂર રહે છે કે સત્સંગમાં કેવળ પ્રભુપ્રાપ્તિ માટે જવાય તો જ આ જ્ઞાનનો ઉદય થાય છે. બાકી કામનાપૂર્વક ગયા તો દુઃખનું દુઃખ જ કપાળે રહે છે. ઘણા માણસો સત્સંગ કરે છે અને કહે છે ઘણા વર્ષોથી સત્સંગમાં રહ્યા છીએ પણ દુઃખી જ રહ્યા, કાંઈ ફાયદો થયો નહિ. તો આનું મૂળ કારણ એ જ કે સત્સંગ કેવળ આત્મપ્રાપ્તિની વ્યાકૂળતાથી થાય તો જ ઉદ્ધાર થવાનો. નહિ તો પછી દુઃખનું દુઃખ જ રહે છે.

આમ જો સત્સંગ થાય તો સદાનંદ પ્રાપ્તિ સરળ બને છે. સત્ વસ્તુનો સંગ કરવો, એનું નામ સત્સંગ. સત્ વસ્તુ તો પરમાત્મા જ છે; બીજું બધું અનિત્ય છે, ક્ષણભંગુર છે, અસત્ છે. તો આ સત્ વસ્તુને જાણવા માટે જે લોકોએ એ વસ્તુને જાણી છે તેની પાસે બેસી, એ સત્ વસ્તુનો અનુભવ કરવો, દર્શન કરવાં, જાણવી. અને જ્યારે એ સત્ વસ્તુને અનુભવીએ, દર્શન કરીએ, જાણીએ ત્યારે જ સત્સંગ કર્યો ગણાય. ત્યારે જ આપણે કહી શકીએ કે આપણે આજે સત્સંગ કર્યો. નહિ તો આપણે મિથ્યા જ વદીએ છીએ કે સત્સંગમાં ગયા હતા. હવે વિચાર કરીએ કે આપણે રોજ સત્સંગની વાતો કરીએ, સત્સંગમાં જઈએ, તો પણ આપણે સત્ વસ્તુથી વિમુખ રહીએ છીએ આનું શું કારણ? આનો અંત ક્યારે આવે? સત્ વસ્તુ જાણવી શું ખરેખર દુર્લભ છે? શું એનાં દર્શન શક્ય નથી? સત્ એટલે હોવું છે, જો વસ્તુ છે જ તો પછી અશક્ય કેમ? પ્રાપ્ત તો વસ્તુ નથી હોતી, તેને કરવા દોડવું પડે છે. અને જે વસ્તુ નથી જ તો તેની પ્રાપ્તિ કેમ થઈ શકે? અર્થાત્ ન જ થઈ શકે. ત્યારે જે વસ્તુ છે જ (સત્) તેને પ્રાપ્ત કરવી છે એમ પણ કેમ કહેવાશે? અને જે વસ્તુ છે જ તો પછી ખબર કેમ નથી પડતી? જ્યારે સર્વત્ર સત્ જ છે, અસત્ જ છે નહિ, તો કેમ પ્રાપ્ત થતું નથી? આનું કારણ શું છે? શું આ વસ્તુ કોઈ દૂરને ઠેકાણે છે? આકાશમાં છે? મથુરામાં છે? કોઈ તીર્થસ્થળમાં છે? જો એ વસ્તુ છે જ તો પછી દૂર અને કોઈ સ્થળે કહીશું તો પછી અહીં નથી એમ

થયું. તો તો એ સત્ વસ્તુ ગણાય જ નહિ. સત્ વસ્તુ તો સર્વ કાળમાં એક રસ જ હોય. એને તો વળી દૂર શું અને નજીક શું? સત્ એટલે તો છે જ, તો એનો અનુભવ કેમ થતો નથી? એનું કારણ મિથ્યા પરનો પ્રેમ (મોહ). સત્નું વિસ્મરણ આપણને થયું છે, અને માયાનું સ્મરણ દૃઢ થઈ ગયું છે. આ જો દૂર થાય તો સત્નો સૂર્ય ઝગહળી ઊઠે. સત્ને આપણે અસત્ સમજી લીધું છે. અને અસત્માં જ આપણે રાચ્યું છે. બંધનમાં રહીને મોક્ષ પ્રાપ્ત કરવાની વાતો આપણે કરીએ છીએ, એ કેવી રીતે બને? જો ચિંતન અસત્ વસ્તુનું હોય અને સત્સંગમાં બેસીએ, ભજનમાં બેસીએ, તો ક્યાંથી આનંદ આવે? નહિ જ આવે. એટલે અનિત્યનાં બધાં કામોમાંથી મન કાઢી નાખી, મુખ્ય વસ્તુ (સત્) ઉપર પ્રેમ કરીએ તો તો સત્ દુર્લભ નથી; તદ્દન સરળ છે. આપણે તો મુખ્ય (સત્) ને ગૌણ બનાવ્યું છે અને ગૌણને (માયા) મુખ્ય બનાવ્યું છે. તેથી આ નિત્ય અને સત્ વસ્તુનાં આપણે દર્શન અનુભવ કરી શકતા નથી. પોતાની જાતને ભૂલીને કોણ સુખી થઈ શકે? આ આપણું ગાંડપણ જો જાય તો આપણે સદા સુખી થઈ જઈએ. તો આ સત્ વસ્તુ ક્યાં છે? દૂર પણ નથી, નજીક પણ નથી કહેવાતી. તો ક્યાં છે? વિચાર કરતાં જણાય છે કે તે વસ્તુ તો તું જ છે. જો હું જ એ વસ્તુ છું, તો પછી કોનો સત્સંગ કરું? કોણ કરે? ક્યાં કરૂં? જો એ સત્ સ્વરૂપ તું જ હું જ છું, તો પછી એવી પ્રાપ્તિ માટે દોડધામ કરીએ તો આપણે ગાંડા જ

ગણાઈ એ ને ? કબીર કહે છે કે "પાનીમેં મીન પીયાસી." કસ્તૂરી મૃગની ડુંટીમાં જ છે, અને મૃગ હિમાલયમાં કસ્તૂરી માટે દોડી રહ્યો છે. તો આ હું ની ખોજ શરીરમાં જ કરવાની છે, દૂર કરવાની નથી. "શરીર શોધ્યા વિના સાર નહિ સાંપડે." તો આ સાર વસ્તુ, શરીરને ભજનમાં સેવામાં લગાડવાથી પ્રત્યક્ષ થઈ જશે, આપણું ગાંડપણ દૂર થઈ જશે, અનંત સુખની પ્રાપ્તિ થઈ જશે. આ શરીર અનિત્ય તરફ દોડે છે તેને સત્ તરફ વાળવું. શરીર પરની પ્રીતિ જ સર્વ દુઃખનું મૂળ છે. શરીરસુખને જ સત્ માની લીધું છે તે દૃષ્ટિ બદલવી એનું નામ સત્સંગ. અને આમ બને પછી તો નિત્ય સત્સંગ, કીર્તન, ઓચ્છવ, સર્વત્ર આનંદ, જ્યાં હોઇએ ત્યાં હરિદ્વાર. અરે આ શરીર જ હરિદ્વાર છે. એમાં જ સત્સંગ કરવાનો છે. અને દરેક સમયે, દરેક સ્થળે તે થઈ શકે છે. રોજ દરેક ક્ષણે સત્સંગ, સત્સંગ . સત્ સત્ બસ એક જ સત્ય, સત્ નારાયણ નારાયણ, નારાયણ નારાયણ, નારાયણ ૐ.

પરમાનંદ

પત્ર–૫૭ ૪–૫.૫૭

શ્રીકૃષ્ણપ્રિય........,

હું આ કાગળ સુરતથી લખું છું. શનિવાર ૪થી એ વડોદરા પહોંચી જઈશ. પછી લગભગ તા. ૧૨ સુધી ત્યાં

રહીશું. એટલે મને મારા વડોદરાના સરનામે કાગળ લખી શકાશે અને પછી હું ક્યાં જઈશ તેનું પણ સરનામું જણાવીશ. મારી સાથે રસિકભાઈ છે અને ગીતાનું પ્રવચન લખવાનું કામ ચાલુ છે.

તારી અને........બેનની પ્રભુ પ્રત્યેની જે લાગણીઓ મને દેખાય છે તે ખરેખર પ્રશંસનીય છે. જો કે હજી મારું મન તો માનતું નથી તોપણ સરસ છે. તમારા ભક્તિના પ્રયાસમાં અને પ્રભુપ્રેમમાં ભગવાન તમને જરૂર સહાય કરશે. અને બીજું હું શું ઈચ્છું ? પ્રભુ પ્રત્યેનો તમારો પ્રેમ ખૂબ વિકસો. ખૂબ ફૂલો, ફાલો. આખા વિશ્વમાં પ્રસરી જાઓ. અરે ! વિશ્વ, પ્રભુ અને તમે એકરૂપ બની જાઓ. બધું એક જ્યોતિરૂપ બની જાય. અલગ કશું જ ન રહે. અને ચિરસ્મરણીય બનો. પણ એને માટે ખૂબ દૃઢતા કેળવવી પડશે, ધીરજ રાખવી પડશે, સતત પ્રભુમાં ચિત્ત રાખવું પડશે, જગતનાં દુઃખો, પ્રલોભનો સહન કરવાં પડશે. ગભરાવાની જરૂર નથી. એ બળ પણ પ્રભુ આપી જ રહેશે. પ્રારબ્ધના ભોગ શરીરને ભોગવવાના છે. પણ મન ઉપર આપણે કબજો મેળવીએ તો પછી શું દુઃખ જેવી કોઈ ચીજ લાગી શકે ? તો ત્યાં મનને વશ કરવાનો પુરુષાર્થ કરવાનો છે. અને શરીરથી પ્રારબ્ધના ભોગ (સુખ, દુઃખ) ભોગવવાના છે. જો આમ કરશું તો જરૂર પ્રારબ્ધનો અંત આવી જશે જ. શરીર પર કોઈ હક બજાવશે પણ મન જો આપણા કાબૂમાં હોય તો કોણ ત્યાં કબજો કરી

શકશે? જગત પણ દૃઢ ભાવ અને નિષ્ઠા જોઈ ડરી જાય છે. અરે! જગતના જીવભાવી લોકોમાં શક્તિ જ કેટલી હોય? જ્યાં દૃઢ આત્મભાવ હોય, નિશ્ચય હોય તો તેઓ હાથ જોડીને ઊભા રહે છે. માટે જગત તરફથી નિર્ભય થઈ જવું જોઈએ. જો ડર રાખશું તો આધ્યાત્મિક ઉન્નતિ નહિ કરી શકાય. અરે! ડરપોક માણસો કશું જ કરી શકતા નથી, હંમેશાં દુઃખ જ ભોગવે છે. હું કંઈ તમને આ ઉપદેશ આપતો નથી, પણ હૃદયના ભાવો જ જણાવું છું. બાકી મારે તો તમે બધાં ભગવાન જ છો. હું તો તમને બધાંને નમસ્કાર કરું છું. અરે! નમસ્કાર કેમ ન કરું? જ્યારે તમારી બધાંની શક્તિથી તો હું ભજન કરી શકું છું. તમે તો બધાં મને શક્તિદાતા છો. હું તો તમારો બાળક છું. મને ખાત્રી જરૂર છે કે મા કોઈ દિવસ બાળકને તરછોડતી નથી. ભલેને બાળક ખરાબ હોય, તોફાની હોય. તેમ તમે પણ આ બાળકને સાચવશો એમ મને ખાત્રી છે. હું તો બધાંની કૃપા ઇચ્છું છું. માની કૃપા કયો બાળક ન ઇચ્છે? અને બાળક માને શું ઉપદેશ આપે? આ તો બાળક પોતાની મા આગળ પોતે પોતાનો પાઠ તૈયાર કરે છે. હું તો તમારી પાસે મારો પાઠ રજૂ કરી રહ્યો છું. અને કૃપાની ભીખ માગી રહ્યો છું. અને માતા કેટલી દયાળુ હોય છે તેની મારા હૃદયમાં તો ખાત્રી જ છે. અહાહા! સર્વત્ર મા જ. મા. મા. મા. અંબા, દુર્ગા, શક્તિ, બધું જ મા. મા, મા, નારાયણી, નારાયણી, અહાહા! આનંદ, આનંદ, બધું જ મા, મા. નારાયણી, મા.

પરમાનંદ

પત્ર-૫૮ તા ૧૮ ૫-૫૭

ભગવદ્ પ્રિય........,

આ કાગળ હું તમને ચાંદોદથી લખું છું. હું લગભગ ૧૬ દિવસથી મુંબઈની બહાર છું. જૂનમાં તા. ૧૦મી આસપાસ મુંબઈ આવીશ. બધા મજામાં જ હશો. જયા-બેન, બચુબેન વગેરે મજામાં હશે. મારી સાથે મારા એક મિત્ર રસિકભાઈ પણ છે, જે ગીતા લખી રહ્યા છે. હમણાં તો નર્મદાના ખોળામાં આનંદ લઈ રહ્યા છીએ. ખરેખર માનો ખોળો જેટલો આનંદ આપે છે તેટલો આનંદ બીજે કોઈ ઠેકાણે મળતો નથી. નર્મદા તો સાક્ષાત્ નારાયણીનું સ્વરૂપ જ છે. અર્થાત્, સાક્ષાત્ આનંદ સ્વરૂપ છે. અને આનંદ પાસે જઈ કોઈ બીજું શું મેળવશે ? કેવળ આનંદ, આનંદ. આનંદમાંથી આનંદ જ મળે. દુઃખમાંથી દુઃખ મળે. માતાથી વિખૂટા પડેલા બાળકો રખડી રખડીને પાછા જ્યારે માની ગોદમાં આવે છે. ત્યારે જ એને શાંતિ મળે છે. ૐ સોઽહમ્‌ની ગર્જના કરતાં નર્મદાનાં ઉછળતાં મોજાં જ્યારે કિનારે આવીને ઘાટ સામે અથડાય છે ત્યારનું વાતાવરણ ઘણું જ પ્રેમમય હોઈ ઉન્માદમાં લાવી દે છે. જાણે કે રડતા બાળકને શાંતિ આપવા માટે મા હાલરડું ગાતી હોય એવું લાગે છે. જગતના તાપથી તપ્ત થયેલો જીવ શાંતિ માટે ઝંખતો મા પાસે આવે અને મા એને સૂણાવે છે કે હે બાળક ! ૐ 'સોઽહમ્' નાં ગાન જેમ હું ગાઉં છું તેમ તું પણ ગા, અને ચિરશાંતિને પ્રાપ્ત થા. શા માટે દુઃખી થાય છે ? પણ આપણે માનો આ ઉપદેશ

થોડા સમયમાં જ ભૂલી જઈએ છીએ. અને દુઃખી જ રહીએ છીએ. હું એ માનો સંદેશ ઝીલવા માટે કોશિશ કરી રહ્યો છું, અને એ માનો સંદેશ તમને પણ મોકલું છું. સુખી થવા માટે આ એક જ રસ્તો છે. પ્રભુનામની આ અદ્‌ભુત શક્તિનું શું વર્ણન કરૂં? અરે! બાળક બીજું કરી પણ શું શકે? કેવળ મા, મા જ કરે અને રડે. એ વિના બાળકને બીજું આવડે પણ શું? અને મા પણ આટલાથી જ રાજી થઈ બાળકને ઉઠાવી ગોદમાં લઈ લે છે. પછી બાળક ચૂપ થઈ જાય છે. મા અને બાળક એક થઈ જાય છે. અભેદ બની જાય છે, અને આ સ્થિતિને જ્ઞાનીઓ, મહાત્માઓ મૌનવ્યાખ્યા કહે છે. પછી કોણ બોલે? માના ખોળામાં જેમ બાળક માનું મધુર હાલરડું સાંભળી આનંદથી આંખો બંધ કરી પડી રહે છે. તે વખતના બાળકના આનંદનું કોણ વર્ણન કરી શકે? એને જ વેદોમાં 'સમાધિ' કહી છે. અહાહા! કેટલો આનંદ! માએ જ હાલરડું ગાવાનું અને બાળકે તો ચૂપ જ પડી રહેવાનું. પહેલું બાળકનું મા, મા કરી આક્રંદ અને પછી માનું મધુર હાલરડું, પછી બાળકનું આનંદથી પોઢી જવું એ જ મૌનવ્યાખ્યા, એ જ બ્રહ્મસ્થિતિ, એ જ બ્રહ્માનંદ; એ જ જ્ઞાન; એ જ મોક્ષ; જે કહો તે. આનંદ, આનંદ. આ છે માનો સંદેશ તે બેનને મોકલી આપું છું. બેન પણ માનું જ રૂપ. ૐ તુજરૂપ. અરે સર્વ મારૂપ બીજું શું હોય? જય મા, જય મા. નારાયણી. નારાયણી. ૐ મા, ૐ નારાયણી, સોઽહમ્ ૐ સોઽહમ્. ૐ નારાયણી. ૐ ૐ ૐ.

પરમાનંદ

પત્ર–૫૯ તા. ૨૦–૫–૫૭

ભગવતીપ્રિય........,

હું ૧૫ દિવસથી મુંબઇની બહાર નીકળ્યો છું. હમણાં નર્મદા તીરે ચાંદોદમાં છું. તમારે ત્યાં ૨૪ કે ૨૬ આસ-પાસ હંસાના લગ્ન છે એટલે આ કાગળ મળશે ત્યારે તમે બધાં લગ્નની ઘણી જ ધમાલમાં હશો. હું ધારૂં છું કે તમારું શરીર હમણાં ઠીક થઈ ગયું હશે. પ્રારબ્ધના ભોગ બધાને ભોગવવા જ પડે છે, કારણ શરીર પ્રારબ્ધથી જ બનેલું હોય છે. બલ્કે શરીર જ પ્રારબ્ધ છે. એટલે એમાં કોઇનું ચાલતું નથી. એનો અંત શરીર પડી જાય તોપણ આવતો નથી. કારણ વાસના ભોગવવા માટે બીજું શરીર ધારણ કરવું જ પડે છે. પણ હા, જો વાસના જ નીકળી જાય તો પછી પ્રારબ્ધ (શરીર) શાંત થઈ જાય છે. અને આ જન્મ–મરણના દુઃખો હરિહર થઈ જાય છે. તો આ સર્વ દુઃખનું મૂળ વાસના જ છે. વાસનાથી પ્રારબ્ધ શરીર અને શરીરથી પાછા વાસનાજન્ય કર્મો એમ ચાલ્યા જ કરે. એટલે દુઃખનો અંત આવતો જ નથી. આવો આ મહારોગ આપણને સૌને લાગુ પડચો છે. તમને જે શરીરનો રોગ છે, તે તો આ મહારોગ આગળ કોઈ ગણતરીમાં જ નથી. માટે શરીરના આ રોગની જેટલી આપણે કાળજી રાખીએ છીએ તેનાથી વિશેષ આ મહારોગ માટે કરવી પડે છે. અને તે જો ચૂકી ગયા તો પછી ખેલ ખલાસ. મહા-દુઃખની પરંપરા રહેવાની. તો આ મહાદુઃખને શાંત કરવું

એ જ સર્વ સુખનું મૂળ છે. અને એ પ્રેમયુક્ત ભક્તિથી ઘણી જ સરળતાથી થાય છે. ભક્તિ કરવા માટે પણ શરીરનું જ કામ પડે છે. જ્યાંસુધી શરીર નીરોગી હોય ત્યાંસુધી જ બધું થઈ શકે છે. આપણે તો જ્યારે શરીર નીરોગી હોય ત્યારે તો ભગવાનને ભૂલી જઈએ છીએ. સંસારનાં એટલે કે વાસનાજન્ય કર્મોમાં જ આનંદ શોધવા પ્રયત્ન કરીએ છીએ, અને આનંદને બદલે દુઃખ જ મેળવીએ છીએ. પછી પસ્તાવું પડે છે. જેણે શરીર નીરોગી હોય ત્યારે એનો ભક્તિમાં ઉપયોગ કર્યો છે, તેને જ્યારે શરીર રોગી બને છે ત્યારે પણ દુઃખ થતું નથી. અરે! એ પડી જતું હોય ત્યારે પણ એને તો શાંતિ જ હોય છે, અને એ જ મનુષ્ય-શરીરની ઉત્તમતા હોય છે. નહિ તો પછી એ જ મનુષ્ય-શરીર બીજા અનેક જન્મો અને દુઃખો ઊભા કરી મૂકે છે. તો આ શરીરને ભક્તિમાં લગાડવું, એ જ આપણું ખરું કર્તવ્ય છે અને તમે તો મા ભગવતીના સ્મરણમાં નિરંતર ભજનમાં રહો છો. તમે તો તમારા જીવનની સાર્થકતા કરી જ લીધી છે. એટલે તમને શરીરના રોગ-કાળમાં શાનું દુઃખ થાય ? તમારું ચિત્ત તો દરેક ક્ષણે 'મા' 'મા' પોકારતું જ રહે છે. એટલે તમે તો 'મા'રૂપ બની ચૂકયા છો. બહારથી સંસારના દરેક કામમાં રહો છો પણ તમારું ચિત્ત અંદરથી માના સ્મરણમાં લાગેલું રહે છે. હું પણ કોશિશ કરી રહ્યો છું. તમારા બધાની કૃપા આશીર્વાદથી જરૂર હું પણ શાંતિ મેળવી શકીશ. મને ખાત્રી છે કે તમે બધાં જરૂર મને આશીર્વાદ આપતા રહેશો—નિભાવતા રહેશો. અને જો તમે

બધાં આશીર્વાદ નહિ આપશો તો પણ જવાબદારી તમારી જ રહેશે. બાળકના ઉદ્ધાર, પતનની જવાબદારી મા ની જ રહે છે. મારું શું જવાનું છે? બાળક બિચારું શું કરી શકે? બાળકના રક્ષણની બધી જ જવાબદારી માતાની છે. હું તો બધાંને મારી માતા જ સમજું છું. બધાં જ ભક્તો મારી માતા જ છે. એટલે હું માતૃ—કૃપાભિલાષી બાળક છું. હું તો બધાં પાસેથી કૃપાની ભીખ માગી રહ્યો છું. મને આશા છે કે તમે બધાં મને નહિ તરછોડો. હમણાં અહીં નર્મદા મૈયાના ખોળામાં આનંદ કરૂં છું. ચાંદોદ કિનારો ઘણો રળિયામણો છે. નદીનો વિશાળ પટ અને નિર્મળ જળ ખળખળ કરતું વહેતું ઉછળતું જાણે મસ્તીમાં ઘૂમતી સાક્ષાત્ જગદંબારૂપ જણાય છે. ખરેખર! આ અલૌકિક રૂપ જોઈ મનની બધી વૃત્તિઓ શાંત થઈ જાય છે. અરે! માના દર્શનથી કયું બાળક શાંત નહિ બને? નર્મદા મૈયાનો વળાંક તો ખરેખર અદ્‌ભુત જ છે. જાણે ગરબે ઘૂમતી અંબા તાળી પાડવા નીચી નમી હોય! વળાંક ઉપર થતો ધીમો મધુર અવાજ જાણે મા ગાતી હોય એવું લાગે છે. નર્મદાનો વિશાળ પહોળો પટ જોતાં વિશદ દર્શન થઈ જાય છે કે જાણે સર્વની મા પથરાએલી છે. દૃષ્ટિ સ્થિર થઈ જાય છે. મા સિવાય કશું જ દેખાતું જ નથી. સર્વત્ર મા, મા, મા જ છે. એમ નર્મદાનો સંદેશ હું અહીં સાંભળી રહ્યો છું; અને એ ભાવ મારો દૃઢ થાય એને માટે હું મા પાસે ભીખ માગી રહ્યો છું. "તારી કૃપામાં નવરાવી દે મા! મુજને." કોણ જાણે ક્યારે આ મારી વિનંતિ

મા સાંભળશે ? "દોઉ કર જોડી બિનતિ કરૂં, પ્રભુ સૂન લીઓ મેરી બાની". તમે બધાં પણ 'મા'ના પ્રતિનિધિઓ જ છો. અરે! સાક્ષાત્ મારૂપ જ છો. એટલે આ બધું તમને જણાવું છું. તમે જરૂર મારી અરજી સાંભળશો. બાળક બીજું શું કરે ? એને તો 'મા મા' કરતાં પણ બરાબર કેવી રીતે આવડે ? પ્રયત્ન કરું છું. બધાની કૃપાથી જરૂર મારું નાવડું તરી જશે. જય મા. મા. આનંદમયી ! આનંદા, જય માતા, નારાયણી ! જય દુર્ગા. જય હો, જય હો, માતાજી કી જય હો.

પરમાનંદ.

પત્ર–૬૦ તા. ૨૨–૫–૫૭

શ્રી પ્રભુપ્રિય........,

તમે કોચીન ગયાં પછી થોડાક જ દિવસમાં હું પણ મુંબઈની બહાર નીકળી ગયો છું. આજે અચાનક મારી નોટબુકમાંથી તમારું નામ અને સરનામું દેખાયું અને તમને કાગળ લખવા વિચાર આવ્યો, અને તે પ્રમાણે લખું છું. હું નર્મદા નદીના કિનારે આવેલ ચાંદોદ ગામથી આ પત્ર લખું છું. હવે અહીંથી થોડા દિવસમાં જ મુંબઈ જવા નીકળીશ. તમે મને કાગળ લખો તો મારા મુંબઈના સરનામે જ લખશો.

પ્રભુની ભક્તિ જ જેના જીવનનું ધ્યેય છે તે બધા જ મારે તો વંદનીય છે. આમ તો સર્વ મારા વંદનીય જ છે. જેણે જીવનમાં ભક્તિ તરફ—ભગવાન તરફ ચિત્તને દોર્યું તેના તરફ કોણ જાણે કેમ હું ખેંચાઈ જાઉં છું. ધન્ય છે એ જીવનને કે જેણે આ વાસનાપૂર્ણ જગતમાં અને આવા વિકટ દેશકાળની પરિસ્થિતિમાં રહી, પોતાનું જીવન ઈશ્વર તરફ વાળ્યું છે. તમારી ઈશ્વર તરફ દૃઢ શ્રદ્ધા અને પ્રેમ જોઈ મને ઘણો જ આનંદ થયો હતો. ખરેખર! શાંતિ પણ પ્રભુભક્તિ વિના બીજે કશે જ નથી. જેમ જેમ ભકિત વધતી જાય છે તેમ તેમ પ્રેમ પણ વધતો જાય છે. ભક્તિ વિશદ થઈ જાય છે, પ્રાણીમાત્રમાં પ્રભુ જણાવા લાગે છે. જેમ એક નદી પર્વતમાંથી નીકળે ત્યારે માત્ર બિન્દુરૂપે જ હોય છે પણ જ્યારે એ આગળ વધે છે ત્યારે એમાં મોટાં મોટાં વહાણો ચાલે છે. પછી સાગરમાં મળી એ સાગર-રૂપ બની જાય છે. એમ જ ભકિત શરૂઆતમાં ભજનથી શરૂ થઈ આગળ વધતી જાય છે. પછી આગળ વધે છે, ત્યારે વિશદ આકાર લે છે અને પ્રાણીમાત્ર તરફ પ્રેમ થાય છે, સર્વમાં પ્રભુ જુએ છે. પછી નદી જેમ સાગરરૂપ બની જાય છે તેમ ભકિત જ્ઞાનરૂપ, પ્રેમરૂપ બની જાય છે. આને જ પરાભકિત કહેવાય છે. બધા જ ભેદો નાશ પામે છે. તારું મારું કશું જ રહેતું નથી. કોઈ વાડાના, કોઈ પંથના, કોઈ જાતના, કોઈ ઊંચનીચના એવા બધા જ ભેદોનો નાશ થઈ જાય છે. સર્વત્ર એક જ પ્રભુ જ જણાય છે. જ્યાં જ્યાં એવા ભકતની દૃષ્ટિ જાય છે ત્યાં ત્યાં પ્રભુ જ જણાય છે. પછી જો કૃષ્ણ

ભક્ત હશે તો દરેકમાં કૃષ્ણ જોશે. મહાવીર, મહમદ, શિવ જરથુસ્ત ઇત્યાદિ દરેક ધર્મના લોકોને તે કૃષ્ણરૂપે જોશે. એને કોઈ અલગ નહિ જ દેખાય. સર્વત્ર આત્મભાવ જ આવી જાય છે. આત્માએ જ જાતજાતનાં નામ અને રૂપ ધારણ કર્યાં છે. એવી એની દૃષ્ટિ થઈ જાય છે. ખરેખર! એ સ્થિતિ કેટલી બધી આનંદની છે? જ્યાં જાય ત્યાં એને આનંદ જ થાય છે. મંદિર, મસ્જિદ, સર્વ ઠેકાણે એક પ્રભુ જ ભરેલા જુએ તેના આનંદનું શું વર્ણન થાય? આમ બિન્દુ સાગરરૂપ બની જાય છે. એનો પછી કદી નાશ જ થતો નથી. એ અજર અમર સ્થિતિ ઉપર પહોંચી જાય છે. કેવી અવર્ણનીય સ્થિતિ છે એવા ભક્તની! પ્રેમ વગર આ સ્થિતિ પર પહોંચાતું નથી. શરૂઆતમાં ભગવાનની મૂર્તિ ઉપર પ્રેમની શરૂઆત થાય. પછી મૂર્તિ ઉપરનો એ પ્રેમ–ભક્તિ સારા વિશ્વમાં ફેલાય છે, અને સારું વિશ્વ ચિન્મય જણાવા લાગે છે. જડચેતન બધી વસ્તુઓ ભગવન્મય જ જણાવા લાગે છે. બસ! આ જ સ્થિતિને મહાત્માઓ મોક્ષ કહે છે. આ જ છેલ્લું જ્ઞાન છે. આની આગળ કશું જ નથી, એમ મહાપુરુષોનો અનુભવ છે. આપણે પણ એ જ પ્રયત્ન કરવો રહ્યો. હું તો શું પ્રયત્ન કરું? તમારા જેવા ભક્તો પાસે હંમેશાં હું તો ભીખ માગતો ફરું છું—આશીર્વાદની. બાળક બીજો કયો પ્રયત્ન કરી શકે? હું તો માતાઓ પાસે રડતો જ રહું છું. માતાઓ જરૂર દયાળુ હોય છે. એમના કોમળ હૈયામાં જરૂર દયા ભરેલી હોય છે. એટલે મને ખાત્રી છે કે બધા ભક્તો મારા ઉપર જરૂર કૃપા કરશો. જેથી હું

વિશદ પ્રેમ સંપાદન કરી શકું. નર્મદા...યાના–ખોળામાં બેસી તમને આ પત્ર લખું છું. તમે પણ મારી તો મા જ છો. અહાહા! બધા જ મારે મન માતારૂપ છો. સર્વત્ર મા, મા, મા, મા, મા જ મારે મન નારાયણ છે, મા જ મહાવીર, મા જ મહમદ મા જ બધું. સર્વત્ર મા, મા. બાળક મા વિના બીજું શું સમજે? માની કૃપા વિના બાળકને બીજું કોણ તારે? એ જ.

પરમાનંદ.

પત્ર–૬૧ ૨૫–૫–૫૭

શ્રીસદ્‌ગુરુ પ્રિય..........,

તમારો કાગળ વાંચ્યો. લીલાવતીના મોટાભાઈના અચાનક અવસાનના સમાચાર વાંચ્યા. એમનાં પત્નીનું દુઃખ હું સમજી શકું છું. ખરેખર એમને માટે તો આ ઘણું જ દુઃખજનક ગણાય. વેલાબેન તો જ્ઞાન માર્ગે છે. એટલે એમને એટલું દુઃખ ન થાય. અને થાય તો પણ ઝવેર-બાઈ જેટલું તો એમને ન થાય. કારણ ઝવેરબાઈ હજી જ્ઞાનમાર્ગે તદ્દન બાળક જ ગણાય. પ્રભુ જ એમને સહન કરવાની શકિત આપશે. ભગવાન જ્યારે કોઈના પર દુઃખ મોકલે છે ત્યારે સહન કરવાની શિકત પણ સાથે જ મોકલે છે. બલ્કે મોકલવી જ પડે છે. આવાં દુઃખો સંસારમાં અવારનવાર આવવાનાં જ છે. બધાંને એ સહન કરવાં

જ પડશે. માટે દરેકે પહેલેથી તૈયાર રહેવું જોઇએ. હિંમત રાખવી જોઇએ. જે સહન કરી જાણે છે, ડર્યા વગર દુઃખનો સામનો હસતા હસતા કરે છે તે જ ખરેખર મહાન બની જાય છે. નહિ તો રડશું તો પણ દુઃખ તો પડશે જ. એટલે જ્ઞાની કદી રડતો જ નથી, આવેલ પ્રારબ્ધના ભોગ સુખ કે દુઃખ, હર્ષ કે શોક રહિત થઇને ભોગવે છે. અને એ શકિત તો ભક્તિથી, સત્સંગથી આપણામાં આવે છે. સત્સંગથી જ્ઞાન થાય છે અને સુખ–દુઃખ, પાપ–પુણ્ય, જન્મ–મરણની ઘટમાળમાંથી આપણે છૂટી જઇએ છીએ. સત્સંગથી વિચારશક્તિ જાગ્રત થાય છે અને ભગવદ્-તત્ત્વ, સત્ય તરફ મન વળી જાય છે. નિરંતર સુખ જ રહી જાય છે. હવે વિચારીએ આ જગતમાં કોનો શોક કે કોનો હર્ષ કરવા જેવો છે ? આ જગત શું છે ? આપણે કોણ છીએ ? જન્મે છે કોણ ? મરી જાય છે કોણ ? આ વસ્તુ જે સમજી જાય છે તે જ જ્ઞાની પુરુષ છે. કેવળ વાર્તાઓ કથાઓ વાંચી કદી જ શાંતિ મળતી નથી. વિચાર કરી અનુભવવું પડે છે. ત્યારે જ જ્ઞાન થાય છે. આ જગત એટલે પ્રભુનું–આત્માનું સગુણ રૂપ, જેને આપણે પંચમહાભૂત કહીએ છીએ. પુદ્-ગલ કહીએ છીએ. અને એ પુદ્ગલ જો આત્મા નહિ હોય તો નકામું છે. એટલે આ જગત મિથ્યા છે–અનિત્ય છે. તો જ્યારે તે અનિત્ય છે તો પછી કોનો શોક ? કોનો હર્ષ ? હર્ષ, શોક કોણ કરે ? આત્મા તો અજરામર તત્ત્વ છે. અને તેના વડે શરીરો છે. શરીરનો નાશ થયે આત્માનો નાશ થતો નથી. તો પછી કોણ મર્યું ? અને કોણ જન્મ્યું ? આત્મા

તો છે જ. એટલે આત્મા નવાં નવાં કપડાં બદલ્યા કરે છે, તેમાં શું ગયું? શું આવ્યું? ત્યારે હું તો દરેક અવસ્થામાં કાયમ જ રહું છું. ઘડો ભાંગી જવાથી શું નાશ થશે? દાગીના તૂટી જવાથી કે ભાંગી જવાથી શું આકાશનો નાશ થશે? દાગીના તૂટી જવાથી કે ભાંગી જવાથી શું સુવર્ણનો નાશ થશે કે? બસ! એવું જ શરીરનું છે. શરીર બદલાયા કરે છે. એટલે જગત્ મિથ્યા છે. અને તેનો નાશ થવાથી કે જન્મ થવાથી મારો તો કદી પણ નાશ અગર જન્મ થતો જ નથી. તો પછી હું કોનો શોક કરું? અને કોના પેંડા વ્હેંચું? તો હવે સમજાશે કે આપણે કોણ છીએ? જેનો કદીપણ નાશ થતો જ નથી તે તત્ત્વ આત્મા આપણે છીએ. સર્વત્ર આત્મતત્ત્વ વિલસી રહ્યું છે. તો પછી કોણ મરી ગયું? ઝવેરબાઇ પણ આત્મા જ છે. અને જેને આપણે મરી ગયા માનીએ છીએ તે તો શરીરનો મોહ છે. એમનો વર કેવી રીતે મરી શકે? શરીરનો વર માની બેસીએ છીએ, એટલે પછી થોડા જ સમયમાં આપણને તેના તરફ મોહ થાય છે. અને પછી એ શરીર જે મૃગજળ જેવું છે તે છટકી જાય છે ત્યારે ભયંકર દુઃખ થાય છે. અને પુદ્ગલનો પણ નાશ થતો જ નથી. નાનું પંચમહાભૂત (પુદ્ગલ) વિશદ પંચમહાભૂતમાં લીન થાય છે. વિશદ પંચમહાભૂત એટલે આકાશ, જળ, તેજ, વાયુ, પૃથ્વી. તો હવે વિચાર કરો, આ આકાશ ઇત્યાદિનો કદી નાશ દેખાય છે? નહિ જ. એ તો હંમેશ છે, કાયમ છે. આકાશના રૂપે આપણામાં આપણો વર જ છે. જળ પીએ છીએ ત્યારે પણ આપણો પતિ જ આપણામાં પ્રવેશ કરે છે. એમ

દરેકે દરેક ભૂત આપણામાં જ છે. તો પછી ઝવેરબાઇને કહેજો કે શોક કરવો ઉચિત નથી. અરે! જેમ જેમ વિચારીએ છીએ તેમ તેમ આપણને જણાય છે કે એક સત્‌ વસ્તુ જ છે. કદી કોઈનો નાશ થતો નથી. કારણ કશું ઉત્પન્ન થયું જ નથી. ઝવેરબાઈ કોણ? એમનો વર કોણ? વેલાબેન કોણ? તમે કોણ? હું કોણ? જે ઝવેરબેન છે, તે જ તેનો પતિ છે. તે જ તમે છો. તે જ વેલાબેન છે. તે જ હું છું. આ બધાં એક જ સુવર્ણમાંથી બનેલા દાગીના છે. તો સર્વ દાગીનામાં સુવર્ણ છે. તો પછી સુવર્ણ કોના માટે રડે? હવે તો ઝવેરબાઈના વર ઝવેરબાઈ રૂપ થઈ ગયા! હવે જ એમનો ખરો સંયોગ થઈ ગયો છે. અરે! જુઓ તો ખરા! બે હતા તે હવે એક થઈ ગયા. અને માયાની દૃષ્ટિ જે તદ્દન ખોટી હતી તેથી જ બે જુદા દેખાતા હતા. માયાની દૃષ્ટિ દુઃખ દેનારી છે. માટે એમાંથી મન કાઢી નાખી નિત્ય શાશ્વત વસ્તુમાં મન લગાડવાનું છે. બસ! આજ સાચી શાંતિનો રસ્તો છે. એને જ જ્ઞાનીઓ સ્વરૂપ, સમ્યગ્‌–જ્ઞાન કહે છે. ખૂબ વિચાર કરવો. ભજન ગાવાં જેથી મન શાન્ત થઈ જશે. **"મેરે ઘર આવો પ્રીતમ"** એ ભજન મને બહુ પ્રિય છે. છેલ્લા ત્રણ મહિનાથી એ ભજન વધારે ગાઉં છું. ખૂબ ભજન કરો. શોક, હર્ષ મિથ્યા છે. એ તો શરીરના ધર્મ છે. હું સત્સ્વરૂપ છું. મારે શો શોક? એમ વિચાર કરી આત્માનો અનુભવ કરો જેથી બધું શાંત બની જશે. કોઈ વિધવા નથી. કોઈ વિધુર નથી. સર્વત્ર એક જ પ્રભુ જ વ્યાપ્ત છે.

અહોહા ! સર્વત્ર ભગવાન, ભગવાન, ભગવાન, નારાયણ. ૐ ૐ ૐ નારાયણ. સર્વત્ર આનંદ, આનંદ, આનંદ. ૐ.

પરમાનંદ

પત્ર–૬૨ તા. ૪–૬–૫૭

શ્રી કૃષ્ણપ્રિય........

તમારો કાર્ડ મને વડોદરે મળ્યો હતો અને તેની સાથે જ........નું લખેલું કવર પણ તે જ દિવસે મળ્યું હતું. જેમ તમે કાગળ લખતાં ચાવીનું ધ્યાન ધરતા હતા, અને તમને તરત ચાવી મળી ગઈ, તેમ........બહેન મને પત્ર લખતી; અને પત્ર લખી સરનામું ચાંદોદનું કરવાની હતી, ત્યાં તમે તેને મળી ગયા, અને મારું ખરું સરનામું બતાવી દીધું. એમ તેના કાગળમાં છેલ્લે લખેલું હતું. તમને મારા પર પ્રેમ થયો છે. એટલે તમે મારી બધી જ વસ્તુનો ખ્યાલ રાખો છો. એટલે તમારું ચાવી માટેનું ચિંતન પણ સેવારૂપ જ બની ગયું હતું. એટલે ચાવી પણ તમારે માટે તો ભગવદ્ સ્વરૂપ જ બની ગઈ અને તમને ઘરની ચાવીનો સાક્ષાત્કાર થયો. અને બેનને પણ એમ જ બન્યું. કારણ એને તમે મળી ગયા. અને મારું ઠેકાણું બતાવી દીધું અને તમે જ્યાં વૃંદાવનના નટવરનું કામ કર્યું. કેવી પરમાત્માની અદભુત લીલા છે ? પ્રેમથી શું નથી થઈ શકતું ? પ્રેમી દૂર હોવા છતાં નજીક જ પ્રેમીને જણાયા કરે છે; અનુભવાય છે.

કારણ કે પ્રેમીને સતત તેનું જ ચિંતન તેના પરના પ્રેમને લીધે આપોઆપ જ થયા કરે છે. ખરેખર જેને પ્રેમ થઈ જાય છે તેને કશું જ બળાત્કારે કરવાનું ન થી. ધન્ય છે તેના જીવનને કે જેણે આ દિવ્ય પ્રેમની કણિકા અનુભવી છે. અહા ! જેને આ અનુભવ થાય છે તેને દરેકે દરેક જડ ચેતનમાં પોતાનો પ્રેમી જ દેખાયા કરે છે. દરેક ક્ષણે એને પ્રેમીના જ ભણકારા વાગ્યા કરે છે. દિવસ–રાત્રી એ જ ખ્યાલ રહે છે. છેવટે એ ખ્યાલમાં તે તેના જ રૂપ બની જાય છે. અર્થાત્ એકરૂપ થઈ જાય છે. અને એકરૂપતા પણ ત્યાં વીસરાઈ જાય છે. પ્રેમી અને પ્રેમપાત્રના ભેદ તૂટી અભેદ થઈ જાય છે. કૃષ્ણના પ્રેમમાં રાધા પોતાને વિસરી ગઈ અને કૃષ્ણરૂપ બની ગઈ. મીરાંનું મીરાંપણું ચાલી ગયું ને ગિરિધર જ રહી ગયો. સીતા રામરૂપ બની ગઈ. જ્યાં પ્રેમની આગ લાગે છે ત્યાં બધું જ (અજ્ઞાન) બળીને ખાખ થઈ જાય છે. કોઈ ભાગ્યશાળીને જ આ પ્રેમની પ્રાપ્તિ થઈ જાય છે. અને વિના પ્રયત્ને ધ્યેયને પ્રાપ્ત થઈ ધ્યેયરૂપ બની જાય છે, આ જ સ્થિતિને જ્ઞાનીઓ અપ્રયત્નથી સ્વરૂપ-પ્રાપ્તિ કહે છે. સાંસારિક પ્રેમમાં વાસના અને સ્વાર્થ હોય છે. તેથી તે મોહનું સ્વરૂપ બની જાય છે. જ્યારે આ અમર-પ્રેમ, દિવ્ય પ્રેમમાં તો પ્રેમસ્વરૂપ થઈ જવાય છે. અર્થાત્ પ્રેમી ભગવદ્ રૂપ થઈ જાય છે. અને એ પ્રેમ સદ્‌ગુરુકૃપા વિના મળતો જ નથી. મહાત્મા અને સંતોની હાટડીમાં આ પ્રેમ વિના મૂલ્યે વેચાય છે. હરકોઈ તે મેળવી શકે છે. જે શ્રદ્ધાથી જાય છે, તે જરૂર પ્રાપ્ત કરે છે. ધન્ય છે

તેને કે જેના હૃદયમાં પ્રેમ ચિનગારી લાગી છે. અહાહા! આ પ્રેમ જ્યોતિ જ્યાં જ્યાં પ્રકટી, ત્યાં ત્યાં વૈંકુઠ બની જાય છે. પ્રેમ જ સર્વનો સાર છે. પ્રેમ જ પ્રભુ છે.

પરમાનંદ

પત્ર-૬૩ તા. ૪-૬-૫૭

પ્રભુ પ્રેમસ્વરૂપ........બ્હેન,

તારો કાગળ મને વડોદરા મળ્યો. આ કાગળ હું સુરતથી લખું છું. મારો પત્ર વાંચી તને હર્ષ અને શોક ઉભયની પ્રાપ્તિ થઈ. શોકનું કારણ એટલું જ હતું કે હું બધા પાસે કૃપાની ભીખ માગું છું તે છે. શું કરું હું બીજું? હું તો પ્રેમનો ભિખારી છું અને રહીશ. તેમાં તારે શોક ન કરવો જોઈએ, કોઈએ શોક ન કરવો જોઈએ. હું દરેક પાસે નિઃસ્વાર્થ પ્રેમની ભીખ માગું છું, અને ફરી પણ તમારી પાસે એ જ યાચના કરૂં છું. જો મને ભિખારીપણામાંથી બચાવવો હોય તો એક જ રસ્તો છે. અને તે કૃપાદાન, પ્રેમદાન. તમે બધા મને તમારા પ્રેમનું, કૃપાનું દાન કરો જેથી મારું ભિખારીપણું ચાલ્યું જાય, અને તમને પણ આનંદ આનંદ થઈ જાય. બસ! આ વિના બીજો કોઈ રસ્તો નથી. હું તો બધાનું બાળક છું. તમે બધાં મારી મા સ્વરૂપ છો. અને માને શું અશક્ય છે? મા તો સાક્ષાત પ્રેમસ્વરૂપ જ હોય છે. તમે બધાં મારે મન સાક્ષાત

નારાયણુ છો તું લખે છે કે હું તો ભયને લીધે ભજન પણુ કરી શકતી નથી. પણુ મારે મન એ નકામી વાત છે. મા ગરીબ કે તવંગર છે એ બાળકને મન વિચારવાની વાત જ નથી. એ તો મા, મા, મા, જ કરવાનો છે. અને મા જરૂર ગમે ત્યાંથી–બાળકની ભૂખ પૂરી કરવાની જ—કરે જ છે. તમારે મારી ભૂખ પૂરી કરવી જ પડશે. અરે ગમે તેવી અશક્ત મા હશે તો પણુ બાળકની એને જરૂર દયા આવશે. તો તમને પણુ મારી દયા આવવી જ જોઈએ. જો તમને હું ભિખારી રડતો લાગતો હોઉં તો તમારે મને રડતો શાંત કરવા માટે પ્રેમરૂપી દૂધનું પાન કરાવવું જ પડશે. તમારો છૂપાયેલો પ્રેમરૂપ ખજાનો ખુલ્લો કરવો જ પડશે. તમે બધાં શું છો તે મારે મન તો પ્રશ્ન જ નથી. એ તમારે વિચારવાનું છે. મારે તો એક જ નિશ્ચય છે, તમે બધાં નારાયણુ સ્વરૂપ જ છો. અને તમે બધાંરૂપ નારાયણુના ચરણો આગળ સદા ભિખારી બની રડતો જ રહું એમાં જ મને તો આનંદ આવે છે. મા, ગુરુ, નારાયણુ બધું મારે મન એક જ બન્યું છે, એટલે એ બધાંના ચરણોમાં મારું માથું હંમેશ નમેલું જ રહેશે. ચરણુ પકડવા દેવા કે લાત મારવી એ તમારું કામ છે. મારું કામ ચરણુ પકડવા એ જ છે.

**"મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણુ કમલ પર ઠરી"**

બસ! મારો તો એ જ આનંદ છે. મારો એ આનંદ હું હંમેશાં ભોગવતો રહું એ જ ભિક્ષા હું માગી રહ્યો છું. મારો ગુરુ હવે સર્વરૂપ બન્યો છે. જ્યોતિસ્વરૂપ બની ચૂકયો છે. તમે બધાં જ સગુણરૂપે મારે મન સાક્ષાત

નારાયણ છો. ॥ त्वमेव माता च पिता त्वमेव ॥ સર્વત્ર ગુરુ. શોક કરવાનું કાંઈ કારણ નથી. બાળકના સુખમાં જ માનું સુખ છે, મા સુખી છે. બાળક રડતું હશે તો મા કેવી રીતે સુખમાં રહી શકે? ખરેખર માના ખોળામાં જ બાળક નિશ્ચંત છે. ત્યાં જ આનંદ, આનંદ. મા, મા, નારાયણ, નારાયણી, પ્રેમભિખારી પરમાનંદ. ૐ મા, મા, ૐ ૐ ૐ મા નારાયણ.

પરમાનંદ

પત્ર–૬૪ તા. ૧૦-૬ ૫૭

**શ્રી આત્મપ્રિય......,**

મુંબઈ પહોંચી ગયા હશો. પણ રજાના દશ દિવસ લંબાયા છે. બીજું નટવરલાલને તા. ૪–ના રોજ કાગળ લખેલો, પણ કાંઈ જવાબ નથી. મુંબઈમાં તો બધા તાવના રોગમાં પટકાય છે. એ પણ ભગવાનની એક કૃપા જ ગણાય. ખેર, ગીતાનો સોળમો અધ્યાય લખવાને માટે ભગવાને તમને બીજા દશ દિવસ આપ્યા છે, તો એનો ઉપયોગ બરાબર કરી લેશો. ક્ષણ નકામી જવા દેવી નહિ. નહિ તો ભગવાનની કૃપા દરેક માટે તૈયાર જ છે. કારણ કઈ ક્ષણે કાળ–ભગવાન કૃપા કરશે તે કહી શકાતું નથી. માટે આ શરીરથી જેટલું પારમાર્થિક કામ થાય એટલું કરી લેવું જોઈએ. હું સુરતથી ગુરુવારે ફ્લાઈંગ રાણીમાં બેસી

ત્યાં દસ વાગે સવારે મુંબઈ આવીશ એમ નક્કી થયું છે, પણ પછી તો ભગવાનની મરજી જ્યારે મુંબઈ લાવે ત્યારે ખરું.

ગીતા લખવાનું કામ તમારે ભાગે આવ્યું. તે પણ મહાભાગ્યની વાત થઈ છે. બધાથી એ થઈ શકતું નથી. નિસ્વાર્થ ભાવથી જે કાંઈ થાય તે બધું ભજન છે. કોઈ બોલીને ભજન કરે, કોઈ ગાઈને ભજન કરે, કોઈ વાંચીને ભજન કરે. તો કોઈ લખીને ભજન કરે. તમને લખીને ભજન કરવાનું મળ્યું છે અને તમને તે પ્રિય પણ છે. અને જેની જેમાં એકાગ્રતા કેળવાય, તે જ તેનું ભજન બની જાય છે. ચિતવૃત્તિનિરોધને જ પાતંજલે યોગ કહ્યો છે. ગીતા- પણ એ જ કહે છે. સર્વશાસ્ત્રોનો સાર પણ ચિત્તવૃત્તિ- નિરોધ જ છે. એ જેનું થયું તેને વળી બીજું કયું સાધન કરવાનું રહે છે? દરેકમાં ચંચળ ચિત્તને વશ કરવા માટે ભાર મૂકાયેલ છે. મહાત્માઓ પણ એ જ કહે છે કે ભાઈ! મનને વશ કરો તો બધું જ ઠીક થઈ જશે; અને સંતો તો જે જીવને જેમાં રસ હોય છે તેવું જ સાધન તેને બતાવતા હોય છે. કોઈને પ્રભુકૃપાથી જ સાધન મળી જાય છે. તમને તો ઈશ્વરકૃપાથી સાધન મળી ગયું છે. એટલે જ તમને હું ભાગ્યશાળી ગણું છું. હવે એ સાધન(ભજન)ને તમારે મજ- બૂત રીતે પકડી પાર ઉતરવું, તે તમારા હાથની વાત ગણાય. અલબત્ત એ પણ ઈશ્વરકૃપા પર જ છે. તો પણ અહીં જીવ આ અવસ્થામાં પુરુષાર્થી ગણાય છે. જેવો પુરુષાર્થ તેવી કૃપા.

એ નિશ્ચિત છે. ગીતા એ ભગવાનનું સ્વરૂપ છે. એટલે એને લખવી એ ભગવાનનું ભજન થયું. અને પછી બીજાને સમજાવવી એ પણ ભગવાનનું ભજન ગણાય. અને એમ કરતાં જીવન ગીતામય એટલે કે ભગવાનમય થઈ જાય છે. ભગવાનમાં જીવન વણાઈ છે. જેમ સૂતર વણાઇને કાપડરૂપ થઈ જાય છે અને પછી સૂતર રૂપ રહેતું નથી. તેમ જીવ ભગવદ્રૂપ બની જાય છે, જીવપણું વિસરી જાય છે. જેમ સૂતર સૂતરપણું વિસરી જાય છે તેમ જ જીવ માટે પણ બને છે. અને પ્રેમ વિના આમ બનતું નથી. બધાં જ સાધનોના મૂળમાં પ્રેમ જ મુખ્ય વસ્તુ છે. પ્રેમ વિના જે સાધન થાય છે તેમાં નિષ્ફળતા જ હોય છે. કોઇપણ સાધન પ્રેમથી થવું જોઇએ. જ્યાં પ્રેમ થયો કે પછી જે સાધન મળ્યું હોય તેમાં મહેનત નથી લાગતી, થાક નથી લાગતો અને સહજ રીતે આપોઆપ ભજન સાધન થયા કરે છે. બળાત્કારે કશું જ કરવું પડતું નથી. અને પછી એ સાધન, સાધક અને સાધ્ય એ ત્રિપુટી એકરૂપ બની જાય છે. પણ એ બધું પ્રેમ પર જ આધાર રાખે છે. ગમે એટલી સુંદર રસોઈ હોય પણ એમાં જો મીઠું ન હોય તો રસોઈમાં રસ આવે ખરો કે? તેવી જ રીતે ગીતા કંઠસ્થ હોય પણ જો પ્રેમ ન હોય તો પેલી રસોઈ જેવી સ્થિતિ થાય. પણ તમને તો પ્રેમ થયો છે. એટલે તો ગીતા લખી શકો છો અને શ્રમ જેવું કાંઈ લાગતું નથી એ હું જોઈ શકું છું. જો કે પ્રેમની શરૂઆત છે. પણ એ ચિનગારી ભડકાનું સ્વરૂપ છે. હું કાંઈ તમારાં વખાણ

કરવા માંગતો નથી. પણ સાચું તો કહેવું જ પડે છે. સારી વસ્તુમાં બધાં જ ભાગ પડાવે. અને એ બાબતમાં હું સ્વાર્થી જ છું. કોઈ પાસે પ્રેમ દેખાય કે મને તેની પાસે માગવાનું મન થઈ જાય છે. શું કરું? મારો સ્વભાવ જ એવો છે. અલબત્ત ભિખારીને જોઇને બધાને ત્રાસ તો થઈ જ જાય છે. તો પણ કંઈ ને કંઈ તો ભિખારીને આપવું જ પડે છે. નહિ તો ભિખારી પીછો છોડે જ નહિ. "મૈં પીછો લીયો તુમ્હારો". સુરદાસની માફક જ ભીખ માગવી જોઇએ. મને પણ એ જ રીત ઘણી જ માફક આવી ગઈ છે. આ ભાવ થઈ ગયો છે. શું કરું? તમે બધાં જો થોડી થોડી ભીખ નાખશો તો પણ મારું પેટ ભરાશે. અને ધ્યાન રાખજો, મારો ખોરાક પણ સાધારણ માણસ કરતાં વધારે છે. હું બુભુક્ષિત છું અને તેમાં તમારું શુ બગડવાનું છે, કે ઘટવાનું છે? ભગવાન તમને વધારે આપશે. જે આપે છે તેને ભગવાન પણ અનેક ગણું આપે છે. એ તમે ક્યાં નથી જાણતા? વધુ શું લખું? પ્રેમનો એક એક ટૂકડો તમે બધા ફેંકશો તો પણ મારે માટે બસ છે.

પ્રેમ ભિખારી
પરમાનંદ

પત્ર–૬૫ ૨૯–૬–૫૭

શ્રી પ્રભુપ્રિય......,

મુંબઈ આવ્યો અને તમારો પત્ર મળ્યો. તરત જવાબ લખી શક્યો નહિ. આટલું હજી લખી રહ્યો છું ત્યાં એક બેન હમણાં જ સમાચાર લાવ્યાં કે આપણા કીંગ સર્કલ સ્ટેશન પર કોઈ માણસનું હાર્ટફેઈલ થઈ ગયું છે. સાથે કેરીનો ટોપલો અને બીજો સામાન પડેલો છે અને સ્ટેશન પર રને સુવાડેલું છે. આ સમાચારે તમને કાગળ લખતાં અટકાવ્યો. અને પછી ફરીથી આ કાગળ લખવો શરૂ કરું છું. આ શરીર ક્યારે શાંત થઈ જશે એની કોઈને ખબર જ પડતી નથી. ક્ષણવારમાં મૃત્યુ ઝડપી લે છે. ઉપરના મૃત્યુમાં એની કેરીનો ટોપલો ત્યાં જ પડી રહ્યો અને એનું પ્યારું શરીર એ પણ ત્યાં જ પડી રહ્યું. શું સાથે ગયું? બસ, એમ જ આ કેરીના ટોપલા જેવું સાંસારિક સુખ ત્યાં જ પડી રહે છે અને ચાલ્યા જવું પડે છે. ગમે એટલો જીવ સાંસારિક સુખમાં ગૂંથાઈ ગયો હોય, તો પણ કાળ કોઈને કંઈ છોડી દેવાનો છે? તમે કાગળમાં લખ્યું છે કે "સંસારના સુખોમાં હું ગુંચવાઈ ગઈ છું, અને એમાં જ ઘણો રસ પડે છે. કંઈ ઉપાય બતાવશો?" હું શું ઉપાય બતાવું? તમને કાગળ લખવા બેઠો ને ઉપરના સમાચાર આવ્યા. અને મને લખવાની પ્રેરણા મળી ગઈ. વિચાર કરો કે કોઈને ફાંસીની સજા થઈ હોય, તે માણસને કોઈ પણ ભોગ પદાર્થો સારા લાગશે કે? નહિ જ લાગે. બસ,

એવું જ આપણુને લાગે, કે આપણું શરીર કે જેને છોડવાનું જ છે, ફાંસીની સજા આપણુને થઈ ગયેલી જ છે. અને આપણુને તો તેની ખબર પણ નથી અપાતી અને ફાંસી થઈ જોય છે. જ્યારે કેદીને તો મુદત કહેવામાં આવે છે કે તમને આઠ દિવસમાં ફાંસી થશે. ઉલટી આપણી તો કફોડી સ્થિતિ છે. કાળ કયારે આ શરીર ખાઈ જશે એની કશી જ ખબર નથી. માટે દરેક ક્ષણે આપણે પ્રભુસ્મરણ, ભક્તિ કરવાં રહ્યાં. જ્યારે જ્યારે ભોગની ઇચ્છાઓ થાય, ત્યારે ત્યારે મૃત્યુને સમક્ષ રાખવું. જેથી ભોગ પરથી મન હઠી જશે. અને જેમ બને તેમ સમય ભજનમાં ગાળવો જોઇએ. પ્રભુને હંમેશાં પ્રાર્થના કરવી જોઇએ કે હે પ્રભુ, અમને આ વિષયોમાંથી કયારે છોડાવીશ. અને હે પ્રભુ! મારે કશું જ જોઈતું નથી. પણ જે કંઈ નાશવંત વસ્તુ તેં અમને આપી છે, તે હવે હે પ્રભુ! પાછી લઈ લે. અને તારું શરણ આપ. આમ રોજ પ્રાર્થના કરવી જોઇએ. જેથી મન ભોગોમાંથી નીકળી પ્રભુ તરફ વળશે. આપોઆપ જ જશે. સાચા મનની કરેલી પ્રાર્થના કદી અફળ જતી નથી. બસ, અને આપણું કામ થઈ જશે. પ્રભુ તો દયાળુ છે. આપણે સાચી ભક્તિથી, અંતરથી ભગવાનને સમર્પણ નથી કરતા એટલે જ ભગવાન દૂર રહે છે. બસ, આ જ ઉપાયથી સંસાર સંસાર ન રહેતાં ભગવાન બની જશે. ભોગ, યોગનું રૂપ લઈ લેશે. ભલે અર્ધો કલાક ભજન કરો, પણ સાચા મનથી પ્રભુને સમર્પણ કરો. સંસારને સુખરૂપ જોવાનો આપણુને અભ્યાસ થઈ ગયો છે. એટલે છૂટાતું નથી,

જ્યારે ખરેખર તો એ દુઃખરૂપ છે. અહીંની બધી વસ્તુઓ દગો દેવાની. આપણે હોઈશું તો વસ્તુઓ નહિ રહે, અને વસ્તુઓ રહેશે, તો આપણે ચાલ્યા જઈશું. આવી ખરાબ સ્થિતિ સંસારની છે. તો આના પર વિચાર કરતાં ખરી વસ્તુ સમજાય છે. અને પ્રભુભક્તિ પર મન લાગે છે. ખૂબ પ્રેમપૂર્વક ભક્તિ કરવી જોઇએ. અને એ વિના જીવને બીજો કયો આશરો છે? અને મનુષ્ય-શરીરને મળેલી આ તક જો ચાલી ગઈ તો કોણ જાણે શું થશે આપણું? માટે આવી મળેલી સુંદર તક એળે જવા દેવી કેમ પાલવે? હું તમને શું લખું? જે ક્ષણ જાય છે તે પાછી આવતી નથી કોણ જાણે બીજી જ ક્ષણે, એટલે આવતી ક્ષણે આપણે હયાતીમાં હઈશું કે કેમ? આવું ભરોસા વગરનું આપણું જીવન છે. અને એટલે જ ભક્તિ એ જ જીવનો એક જ આશરો છે. આપણી પાસે આ જ એક દવા છે. ઉપાય કરવામાં વિલંબ કરવા જેવું નથી. બાળક માને બીજું શું લખે? મા બાળકને આવું બધું સમજાવવા આ પૂછે છે. અને બાળકને હોશિયાર કરવા પ્રયત્ન કરે છે. મેં મારો પાઠ તમારી પાસે કર્યો છે. આવું જ હંમેશાં પૂછતા રહેશો કે જેથી હું હંમેશાં મારો પાઠ પાકો કરતો રહું. ખરેખર મા ઘણી જ દયાળુ હોય છે. મા અને પ્રભુ એમાં કશો જ ફરક નથી દેખાતો. અહાહા! મા તે પ્રભુ, અને પ્રભુ તે મા.

પરમાનંદ

પત્ર-૬૬ તા. ૮-૭-૫૭

શ્રી ભગવદ્દપ્રિય........,

તમારો પત્ર મળ્યો. ઘણો જ આનંદ થયો. બીજું ભજનના રાગો તો તમારે બેસાડી દેવા. એમાં શું ? આપણે તો ભજન ભગવાનને રીઝાવવા જ ગાવું છે એટલે અમુક રાગમાં જ ગાવું, એવું કશું જ નથી. ભાવની જરૂર છે. ભાવ વગર રાગ ગમે તેટલો સુંદર હોય, તોપણ નકામું જ છે. અને તમે તો જાણો છો કે મને તો રાગ જેવું કશું આવડતું નથી. તમે લખો છો કે "મન મરકટ જેમ દોડાદોડ કરે છે. એનો શો ઉપાય ?" તો એ વાત ચોક્કસ થાય છે કે તમે મનને જાણો છો. તો પછી એ કેમ વશ ન થઈ શકે ? તમે તો મનથી જુદા છો. એ તો નક્કી થયું જ. તો ભલે મન ગમે ત્યાં જાય તો જવા દેવું, પણ શરીરને ન જવા દેવું. જો શરીર ગયું, તો મનની જીત થઈ જાય છે. શરીર ભજનમાં બેઠું હોય, ત્યારે વિચારો આવે, તો તે પ્રમાણે આપણે તેની સામે ભજન ગાવાનો પ્રયત્ન કરવો. જેથી થોડા જ સમયમાં મન પાછું આવી જશે. કારણ, મન એકલું કશું જ કરી શકતું નથી. જો શરીર, મનને સાથ ન આપે તો પછી થોડા જ સમયમાં મન સ્થિર થઈ જાય છે. આ જ ખરી તપસ્યા છે. સંસારમાં બીજી બધી તપસ્યા કરતાં મન વશ કરવાની તપસ્યા શ્રેષ્ઠ છે. તો જ્યાં જ્યાં મન જાય, ત્યાં ત્યાં સદ્દગુરુને જોવો, પ્રભુને જોવો. આપણે ભજનમાં બેઠા હોઈએ, અને મન ત્યાંથી બહાર ગયું, તો

જ્યાં જ્યાં મન જાય, ત્યાં ત્યાં ભગવાનને જોવા અને શરીરને ઊઠવા ન દેવું. બસ થોડો સમય આ પ્રમાણે અભ્યાસ કરવાથી મન પછી કાયમને માટે સ્થિર થઈ જશે. અને મન સ્થિર થઈ જાય પછી શું કરવાનું છે? આપણું મન અસ્થિર રહે છે તેનું કારણ સંસારની આસક્તિ. બસ, જેવી આસક્તિ સંસારમાં છે, તેવી જ આસક્તિ પ્રભુમાં થવી જોઈએ. એટલે જેને આપણે સંસાર તરીકે જોઈએ છીએ, તેને પ્રભુ તરીકે જોવાનો અભ્યાસ કરવો; ભેદ ન રાખવો, અને ભજન કરતાં રહેવું. જેથી આપણી દૃષ્ટિ દિવ્ય બની જશે. અને જેને આપણે મન કહીએ છીએ, તે મન મનપણું મૂકી દેશે. અને આત્મા બની જશે. ખરું પૂછો, તો મન જેવું કશું જ નથી. કેવળ એક બ્રહ્મ, અને પરમાત્મા જ છે. પણ આપણી કલ્પનાનું જ મન બનેલું છે. મન, જીવ, જગત આ બધું આપણી જ કલ્પના છે. આપણી કલ્પનાનો આપણે જ નાશ કરવો જોઈએ. જે વખતે દૃષ્ટિ ભગવદ્‌મય થઈ જશે, તે વખતે જગત, મન, જીવ કશું જ રહેશે નહિ. અને કેવળ પ્રભુ જ રહી જશે. બસ, આને જ જ્ઞાનીઓ કેવળ જ્ઞાન કહે છે. બસ, બધું છોડી તું જ રહી જા. તું જ પ્રભુ બ્રહ્મ પરમાત્મા છે. અહાહા! સર્વત્ર તું જ, તું જ; તું જ. પ્રભુ પ્રભુ કેવળ પ્રભુ. કોણ મા ને અજ્ઞાની કહે? મા કદી અજ્ઞાની હોઈ શકે જ નહિ. સર્વત્ર મા જ છે. બીજું છે જ શું? અહાહા! મા, મા, મા, માં, મા, તે જ પ્રભુ, તે જ જ્ઞાન, તે જ બધું. સાગરમાં જેમ મોજાં, પરપોટા બધું જ પાણીનું. તેવું જ મા અને બાળક. મા, સાગર અને બાળક પરપોટો, બધું જ પાણીનું. આમાં

કોને જુદા કહીએ, મા જ બધું. અહાહા! મા, મા, નારાયણી, નારાયણી! મા જ નારાયણી, મા જ જગત, મા જ બાળક. ૐ

પરમાનંદ

પત્ર-૬૭ તા-૨૨-૮-૫૭

શ્રી ભગવદ્ભક્તપ્રિય........,

તમારો પત્ર મળ્યો હતો. પણ જવાબ તુરત ન લખી શક્યો કારણ કે મને સમય જ મળતો ન હતો. આજે સમય મળતાં લખું છું. તમે મન બાબતમાં લખો છો કે મનથી જ સ્મરણ કરવું એ ઉત્તમ છે. એ છે તો બરાબર. પણ કોના માટે? મનથી સ્મરણ ક્યારે થઈ શકે એ સમજવાની જરૂર છે. અને મન અને શરીરનો શો સંબંધ છે તે પણ સમજવાની ખાસ જરૂર છે. મન અને શરીર બન્ને એક જ અજ્ઞાન અવસ્થાને લીધે છે, અને જ્ઞાનકાળે તેમાંનું કશું નથી રહેતું. જો શરીરમાંથી મન કાઢી નાખીએ તો શરીર કોના આધારે રહેશે? અને મનમાંથી શરીર કાઢી નાખીએ તો મન કોના આધારે રહેશે. આ બન્ને વસ્તુ વાસ્તવિક તો છે જ નહિ. પણ અજ્ઞાનાવસ્થાને લઇને જ જણાય છે. અને આ જ વસ્તુ જાણવાની સાધકને જરૂર છે. સાધકાવસ્થામાં પહેલાં શરીરની સાધના શરૂ થાય છે. કોઈ દિવસ પહેલાં મનથી ભજન થઈ શકતું નથી. શરીરને તૈયાર કરવું પડે છે અને ત્યારબાદ મન તૈયાર થાય છે. જો

મનને મારવું હોય, તો પહેલાં શરીર પર આક્રમણ કરવું પડશે. કારણ, મન શરીરના કિલ્લામાં રહીને યુદ્ધ કરે છે. શરીર એ મનનું બહારનું રૂપ જ છે. એટલે શરીર વશ થતાં મન વશ થઈ જાય છે. એટલે પહેલાં સાધકે શરીરને ભજન સેવા, સત્સંગમાં પટકવું પડે છે. અને જ્યારે આ પ્રમાણે શરીર સેવા ભજનમાં લાગે છે ત્યારે મનને ગભરામણ શરૂ થાય છે. તે વખતે સાધકને મન અંદર બેહું બેહું ઘણું લલચાવે છે. સાધકે અહીં જ જાગ્રત રહેવાની જરૂર છે. મન જે કહે તે કશું જ ન કરવું અને શરીરને ભજન સેવામાં રાખવું. ભલે મન ગમે ત્યાં જતું, દોડતું. પણ ગભરાવું નહિ. ક્યાં જશે મન? કેટલું ભાગશે? કારણ ભાગી ભાગીને પણ પાછું જ્યાં શરીર હશે ત્યાં તો તેને (મનને) આવવું પડશે. એટલે જ બહારની એટલે કે શરીરથી ભજન સેવા કરવાથી મનને ખોરાક મળતો બંધ થઈ જશે. અને શરીર જો ભોગમાં રહ્યું, તો તો મનને બેઠો જ ખોરાક મળી જાય છે. માટે જ તિતિક્ષાની ખાસ જરૂર પડે છે. અનાદિ કાળથી શરીરને આ ભોગનો અભ્યાસ પડી ગયો છે. એટલે સ્વાભાવિક રીતે જ તે ભોગ તરફ ઘસડાઈ જાય છે. બસ એને ભોગ ન આપવો અને તેની જગ્યાએ ભજન નિષ્કામ સેવા આપવી. આનું નામ તિતિક્ષા થઈ જશે. જે અત્યારે શરીર કરે છે તેનાથી વિપરીત શરીર પાસે કરાવવું તેનું નામ તપ-તિતિક્ષા. માટે મનને વશ કરવાનું પ્રથમ પગથિયું જ શરીર છે. શરીર વશ થયું કે પછી મન હાથમાં આવ્યું જ સમજો.

સાધક પહેલાં કદીય મનને વશ કરી શકતો નથી. આ ખાસ સમજવાની જરૂર છે. "મન જાય તો જાને દે, મત જાને દે શરીર" (કબીર) માટે આ શરીરથી ભોગને બદલે ભજન કરવું. અને પછી ધીમે ધીમે શરીરને ભોગનો અભ્યાસ છૂટી જશે અને ભજનરૂપ થઈ જશે. આ જ અવસ્થાને સાધ્યાવસ્થા કહેવાય છે. જીવ કહો, મન કહો, શરીર કહો બધું એક જ છે. આ ત્રણમાંથી નીકળવા માટે શરીર જ આપણી પાસે સાધન છે. મન, જીવ દેખાતાં જ નથી, કારણ એ શરીરનું અંદરનું રૂપ છે-અશુદ્ધ રૂપ છે. એટલે જ એ મન, જીવ કહેવાય છે. અને જ્યારે એ ભજન( નિષ્કામ સેવા )માં શરીર લાગે છે ત્યારે એને સાધક કહેવાય છે. અને પછી જ્યારે એ પોતાની અશુદ્ધતા છોડતું જાય છે, શુદ્ધ થઈ જાય છે, ત્યારે એ વસ્તુ જીવાકાર, મનાકાર, શરીરાકાર છોડી આત્માકાર લઈ લે છે, અને સાધકને અપાર આનંદનો અનુભવ થાય છે. અને પછી કેવળ પોતે જ શુદ્ધ બુદ્ધ, નિરંજન આત્મા બની જાય છે. જો કે કેવળ આત્મા જ સર્વત્ર વ્યાપ્ત છે પણ આપણે અશુદ્ધ છીએ. એટલે જીવ મન ધારણ કરે છે અને પછી નામ રૂપથી પર થઈ જાય છે. આ છે સાધ્યાવસ્થા, જ્ઞાનાવસ્થા. માટે હંમેશાં શરીરને નિષ્કામ ભજન સેવામાં જ રાખવું. ઘર બહાર નહિ જઈ શકીએ તેથી શું થઈ ગયું ? ઘર જ આપણું મંદિર બનાવી દેવું. ઘરમાં બેસીને પણ સેવા ભજન થઈ શકે છે. ગમે તેમ પણ શરીર પાસે જેટલું બને એટલું ભજન સેવાનું સતત કાર્ય કરાવવું. પ્રાણીમાત્રની નિષ્કામ સેવા એ પણ ભજન જ છે.

ઘરના વડીલો, પતિ, બાળકો, એ બધા કોણ છે ? એ દરેકને નારાયણ સ્વરૂપે જોવા. એટલે તમે જે કાંઈ કરશો તે ભજન થઈ જશે. દરેકમાંથી મોહનો ભાવ કાઢવો. અને પ્રેમનો ભાવ કરવો. એટલે તમે જે કાંઈ કરશો, તે બધું ભજન જ થઈ જશે. અને જ્યારે ઘરના કામોમાંથી ફુરસદ મળે ત્યારે પ્રભુનું ભજન જે આપણે ગાઈએ છીએ તે કરવું. પણ યાદ રાખશો કે આ બધું નિષ્કામ ભાવે જ થવું જોઈએ. દરેકની સેવા, ભજન એમાં કાંઈ બદલાની આશા હોવી જોઈએ નહિ. કેવળ હું બધાનો દાસ છું એ ભાવે સેવા કરવાથી, પછી તે જીવ, જીવ નથી રહેતો. આત્મ-સ્વરૂપ, પ્રેમ સ્વરૂપ બની જાય છે. વહેવાર બધો જ શુદ્ધ અને નિષ્કામ ભાવે થવો જોઇએ. આસક્તિ પૂર્વકનો બધો જ વહેવાર જીવનું પતન કરાવે છે. તો હવે સમજાશે કે મનથી ભજન કરવું, એ શરૂઆતમાં થઈ શકતું નથી. પણ જ્યારે આ જ્ઞાન સમજમાં આવી જાય છે ત્યારે પછી મન ભજનરૂપ જ થઈ જાય છે—શુધ્ધ બની જાય છે અને જો કોઈની સ્થિતિ એટલે બધે ઊંચે થઈ ગઈ હોય, તેને માટે તો સવાલ જ નથી. કારણ કે મનથી ભજન થઈ શકતું હોય, તો પછી બધું જ વશમાં જ છે. તમે લખો છો કે "તમને ગમે તેમ લખી નાખું છું." પણ મા તો બાળકને ગમે તે લખી શકે છે–તેનો હક્ક છે. હું બાળક, મારે તો આજ્ઞા પાળવી જ રહી. નહિ તો એ પુત્રને પુત્ર કહી શકાય જ નહિ. મા તો બધું જ સમજે. બાળક તો અજ્ઞાની છે. હું તો હજી શરીરને જ વશમાં રાખી શકતો

નથી. કોશીશ કરું છું. કારણ કે બાળક છું. એટલે મારી આ બાળક અવસ્થામાં તમને લખી જણાવું છું. કદાચ કોઈ એમાં ભૂલ પણ હોય. તો પણ માએ જ સુધારવી રહી. તમારા બધાના આશીર્વાદ હંમેશ હું ઝંખું છું. મારી સ્થિતિ ક્યારે એવી બને (મનથી ભજન કરવાની) એ ઝંખના છે. મા કોણ જાણે ક્યારે કૃપા કરશે! મારે તો ગુરુ, મા, ભગવાન બધું જ એક જ છે. હું તો તેને ચરણે છું. એ જેમ રાખશે તેમ રહેવા કોશીશ કરીશ. હું શું કરી શકું ? તેને જ કરવું પડશે. તમારે જ કરવું પડશે. કારણ તે અને તમે એક જ છો. માટે જલદી જલદી કૃપા કરતા રહેશો –મોકલતા રહેશો. કંજુસ બની નહિ જતા. સંસારના કોઈ પદાર્થોની મને ઝંખના નથી. બસ એક તમારી કૃપાની ઝંખના છે. બધા પ્રભુભક્તો પાસે મારી આ એક જ પ્રાર્થના છે. બધાં જ મારી મા રૂપ, ગુરુરૂપ છે. બસ કૃપા કરવામાં હવે તમારે ઉતાવળ કરવાની છે. નહિ તો પછી તમારું જ ખરાબ દેખાશે. હું તો પતિત જ છું. પણ તમે તો પાવન છો. પતિતનો પાવનથી જ ઉદ્ધાર થાય છે. માટે પતિતને પાવન કરો. નહિ તો તમારી જ આબરુ જાય છે. મારે શું ? હું તો બચ્ચું છું. એ જ, બાળકના માને પ્રણામ.

પરમાનંદ

પત્ર–૬૮ તા. ૫–૯–૫૭

શ્રી ભગવદ્દપ્રિય........,

ઘણા વખતથી પત્ર લખવા સમય જ મળ્યો ન હતો. શું કરું? ચાણોદથી સોમવારે સવારે હું આવ્યો. અમે બધાં જ ચાણોદ કર્નાળી ગયાં હતાં. બાબુભાઈ, નટવરભાઈ ગાંધી, જયસુખભાઈ મહેતા વગેરે સર્વ આવ્યા હતા.

જીવનમાં શાંતિ માટે પ્રભુભક્તિ વિના કોઈનો પણ છુટકારો છે જ નહિ. જ્યાં સુધી હૃદયમાં પ્રેમ પ્રકટે નહિ ત્યાંસુધી કદી પણ શાંતિ મળી શકે નહિ. અને પ્રેમ ક્યાં મળે કે જ્યાં એવા પ્રેમીઓ હોય ત્યાં. તો એવા પ્રેમીઓને શોધી શોધીને પકડવા જોઇએ. તો આપણને પણ પ્રેમ મળી જાય, અને આ મહાદુઃખમાંથી પણ શાંતિમાર્ગે જઈ શકીએ. મને તો બીજો કોઈપણ રસ્તો અધૂરો લાગે છે. પ્રેમ વગર યોગ જ્ઞાન, કથા કીર્તન સર્વ નકામું થઈ પડે છે. મને તો પ્રેમ જ યોગ, જ્ઞાન તપ લાગે છે. પ્રભુપ્રેમી સંતો, ભક્તો પાસેથી આ પ્રેમ મળી શકે છે. અને પછી જે ભજન થાય છે તેમાં સંપૂર્ણ આનંદમય બની જવાય છે. રસોઈ સુંદર હોય પણ જો એમાં મીઠું જ ન હોય તો રસોઈ કોણ ખાય! તો પછી પ્રાણી માત્ર પર પ્રેમ કરી જ કેમ શકીએ! સેવા થઈ શકે જ નહિ. અરે પ્રેમ જ દિવ્યચક્ષુ છે. પ્રેમ ન હોય તો, પ્રભુનાં દર્શન દુર્લભ જ

છે. કારણ હું તો પ્રેમને જ પ્રભુ સમજતો થઈ ગયો છું. જ્યાં પ્રેમ પ્રકટ્યો કે સાક્ષાત્કાર થઈ ગયો સમજો. પ્રેમ જ યોગ, પ્રેમ જ જ્ઞાન, પ્રેમ જ ભજન, પ્રેમ જ કથા. પ્રેમ જ સર્વસારનો સાર જણાય છે; અને એ પ્રેમ આપણા હૃદયમાં કોઈ ઠેકાણે છુપાયેલો છે. એને પ્રગટ કરવાનો છે. કોઈ પ્રેમી પાસે જવાથી પ્રેમ આપોઆપ પ્રગટ થઈ જાય છે, અને પછી પ્રેમસ્વરૂપ બની જવાય છે. સાધનનાં બધાં દોરડાં ત્યાં ટૂંકાં પડે છે. અહાહા! પ્રેમ જ મોક્ષ, પ્રેમ જ પ્રભુ. આ બધું જે કંઈ છે તે પ્રેમ સ્વરૂપ જ છે. જ્યાં પ્રેમ પ્રગટ્યો કે બધાં કર્મો ભસ્મ.

"प्रेमाग्निः सर्वकर्माणि, भस्मासात्कुरुतेऽर्जुन ।

બધું જ સ્વાહા! ખરેખર, પ્રેમ એ યજ્ઞ જ—સર્વથી ઉત્તમ યજ્ઞ છે. ગમે તેમ કરી હૃદયમાં પ્રેમ પ્રકટાવવો. પછી અહંભાવ, દેહભાવ, વાસનાભાવ, મનોભાવ ષ રિપુઓ, આસુરી સંપત્તિઓ કશું જ રહેશે નહિ. શુભ અશુભ બધું જ ખાક થઈ જાય છે. આજે આનંદ, આનંદ અપાર વર્તી રહ્યો છે. જય જયકાર, પ્રેમ, પ્રેમ, પ્રેમ, પ્રેમ જ રૂપ. પ્રેમ જ નામ. સર્વત્ર પ્રેમ, પ્રેમ, પ્રેમ એ જ નારાયણ. એ જ શિવ, એ જ અલ્લા, એ જ ક્રાઈસ્ટ. બધું જ પ્રેમ. ૐ ૐ.

પરમાનંદ

પત્ર-૬૯ તા.-૨૭-૧૦-૫૭

પ્રભુપ્રિય શ્રી........,

તા. ૩-૧૦-૫૭નો પત્ર મળ્યો હતો. વાંચી ઘણો જ આનંદ થયો. આ પત્ર હું ચાણોદથી લખું છું. લગભગ ૪-૫ તારીખ સુધી હું અહીં રહીશ અને તા. ૧૦ લગભગ મુંબઈ જઈશ.

તમારી પ્રભુ પ્રત્યે વ્યાકુળતા જોઈ ઘણો જ આનંદ થાય છે. સાધુ થાઓ તો જ ભજન કરી શકાય છે એવું કશું જ નથી. શરીર ગૃહસ્થી હોય કે સાધુપણામાં હોય તેથી કંઈ ફરક પડતો નથી, કારણ એ તો પ્રારબ્ધનો ભોગ છે. એટલે એને ભગવા પહેરવાથી કે સફેદ પહેરવાથી કશો જ ફરક પડી જતો નથી. પણ એનું મહત્ત્વ પ્રીતિપૂર્વકના ભજન અને સેવામાં જ છે. આપણે ગૃહસ્થાશ્રમમાં હોઇએ તો પણ ભક્તિ કરી શકીએ છીએ, અને ભગવદ્ પ્રાપ્તિ કરી શકીએ છીએ. અલબત્ત શરૂઆતમાં કંઇક નિવૃત્તિ અને એકાંતની જરૂર પડે છે. પણ તેને માટે કંઈ બારે માસની નિવૃત્તિની જરૂર નથી. ગૃહસ્થાશ્રમમાં હોય એટલે પ્રવૃત્તિ તો હોય જ. મિત્રો હોય, કુટુંબ હોય, અતિથિ હોય ઇત્યાદિ દરેકનું જોવું પડે; અને સ્ત્રી જાતિને તો વિશેષ ફરજ હોય છે જ. તો તેમાંથી સમય કાઢીને ભક્તિ કરવાની હોય, તે જરા મુશ્કેલ તો છે જ. કારણ ભોગમાં રહી ભોગનો ત્યાગ કરવો એ સહજ તો નથી જ. પણ જેને પ્રભુ પર પ્રેમ થઈ જાય છે તેને તો બધું

જ સહજ થઈ જાય છે. ગૃહસ્થાશ્રમમાં એટલે કે પ્રવૃત્તિમાં રહી કેમ ભજન કરવું ? તે માટે સત્સંગ અને ગુરુકૃપાની જરૂર પડે છે જ. બસ ગુરુકૃપાથી બધું જ સરળ બની જાય છે. "બ્રહ્માનંદ સંતનકી સોબત, પ્રગટ મિલત હૈ મુરારિ. જગતમે સંત પરમ હિતકારી."

હવે આપણે જરા વિચાર કરીએ. ગૃહસ્થાશ્રમમાં પહેલી કુટુંબ ( પતિ–પુત્રાદિ ) સેવા આવે. પછી મહોલ્લો, શહેર, તાલુકો, પ્રાંત, દેશ અને પછી જગત. તો બધાની સેવા કેમ થાય ? અને પછી ભજન ક્યારે કરી શકાય ? વિચાર કરીએ કે શું ભક્તિ અને સેવા અલગ વસ્તુ છે ? આપણે ભક્તિને અને સેવાને અલગ સમજીએ છીએ ત્યાં જ પહેલી ભૂલ કરીએ છીએ. ભક્તિ તે જ સેવા છે. જો કોઈ નિષ્કામ ભાવે કોઈપણ સેવા કરે તે ભક્તિ જ ગણાય. કુટુંબને–જગતને દરેકને પ્રભુ ગણી નમવું અને આપણા શરીરથી જે બને તે સેવા કરવી. મારા તારાના ભેદ નહીં કરવા જોઈએ. કારણ કે જો ભેદથી સેવા કરીએ તો તે ભકિત નથી ગણાતી, સ્વાર્થ ગણાય, અને તેમાં આસક્તિ થઈ જાય છે. માટે પુત્રને, પતિને, સગાને, મિત્રોને, દુશ્મનોને–દરેકને પ્રભુના જ ગણવા અગર પ્રભુ માનવા, જેથી ભેદ નીકળી પ્રેમ વધશે અને તે ભક્તિ ગણાશે. બીજું વર્ષમાં ત્રણ મહિના પ્રભુના ભક્તો, સંતો વગેરેમાં રહેવું જેથી દરેકમાં પ્રભુ જોવાની ટેવ પડી જાય છે. અને નવ મહિના પ્રવૃત્તિમાં રહી—જગતમાં રહી, ગૃહસ્થાશ્રમમાં રહી પ્રાણીમાત્રની સેવા કરવી. બસ કામ થઈ જશે. દિવ-

સનો કાર્યક્રમ પણ એમ જ ગોઠવવો. દિવસના ચોવીસ કલાક હોય છે. એમાં રાત્રિના આઠ કલાક સૂવામાં જાય; અને દિવસનો સમય રસોઈ કરવી, ઘરના દરેકને જમાડવા ઇત્યાદિ સેવામાં સમય જાય તે બધું મળીને દસ કલાક વધારેમાં વધારે એમાં જાય; તો રહ્યા છ કલાક. તો તેમાં ઈશ્વર ચિંતન કરવું. સવારે, સાંજે અગર રાતે ત્રણ ત્રણ કલાક અગર બે બે કલાક જપ ભજન કરી શકાય. બે ત્રણ કલાક જપ કરવા અને બે ત્રણ કલાક પ્રભુના પ્રેમયુક્ત ભજનો સ્તોત્રો વગેરે ગુણગાન ગાવાં. અરિહંત કે ૐકાર અગર નવકાર મંત્ર—કોઈનો પણ જપ કરવો. આટલું જો થશે તો થોડા જ સમયમાં કામ સરળ બની જશે અને એ સુજબનું તમારું ચોવીસ કલાકનું ભજન થઈ જશે. તમારી ઊંઘ પણ ભજન જ ગણાશે. અઢાર કલાકની તમારી સેવા–ભલે ને તે વખતે તમારાથી પ્રભુનામ ન લેવાય તો પણ તે–સતત જપ ગણાશે. જે મનુષ્ય અનાસક્તિ પૂર્વક દરેકની સેવા કરે છે તે પ્રભુનું કામ કરે છે એમ ગણાય, એટલે એ નિષ્કામ કર્મ ભજન થયું. તે વખતે સુખથી નામ ભલે ન લેવાયું પણ શરીરના બીજા ભાગથી સેવા કરી. શું ભગવાનનું નામ કેવળ સુખથી જ લઈ શકાય છે? હાથ, પગ, કાન, નાક બધાં તે પ્રભુ નામનાં અધિકારી છે. હાથ, પગ, ઈત્યાદિ પ્રભુનું કામ કરીને નામસ્મરણ જ કરે છે. કાન પ્રભુના ગુણ સંભાળીને સેવા (નામસ્મરણ) કરે છે. પ્રભુનું નામ અને પ્રભુનું કામ અલગ નથી. કામ કરે છે તે નામસ્મરણ કરે જ છે, બલ્કે થઈ જ જાય છે.

પણ આપણે સ્વાર્થવશ થઈ સેવા કરીએ છીએ એટલે તે ભક્તિમાં ગણાતું નથી. બસ આપણે સ્વાર્થ છોડી નિષ્કામ ભાવે કોઈની પણ અને કોઈપણ સેવા કરશું તે પ્રભુભજન જ ગણાશે. એટલે આપણે પ્રવૃત્તિમાં નિવૃત્તિ અને નિવૃત્તિમાં પ્રવૃત્તિ સમજવી. લક્ષ ઈશ્વરમાં રાખીને કંઈપણ કામ કરીએ તે પ્રભુભક્તિ જ થઈ ગઈ. સતત ભજન જ થઈ ગયું. સતત ભજનનો અર્થ એવો નથી થતો કે ચોવીસે કલાક જપ જ કર્યા કરવો. ઉપર પ્રમાણે શરીરના જુદા જુદા ભાગો પાસેથી કામ (સેવા) કરાવવી અને એમ કરતાં સરવાળો ચોવીસ કલાકનો થઈ જશે. માટે નામ અને કામ એક જ એ ચોક્કસ સમજજો. અને તમને તો નિષ્કામ સેવા કરવાનું ઘણું મન હોય છે અને થોડી થોડી કરો ય છો. અને તમારે માટે એ જ ઉત્તમ રસ્તો છે. તમને પ્રભુ પર સંપૂર્ણ શ્રદ્ધા છે, પ્રેમ છે. અને એ પ્રમાણે કરતાં જાઓ એમાં જ શરીરની મહત્તા છે. અને મનને વશ કરવા માટે આ જ તમારે માટે સરળ રસ્તો છે. આતો બાળકે જે સમજ્યું તે માને લખ્યું છે. પાછળ ભજનો લખ્યાં છે. પ્રાણીમાત્ર પ્રભુ જ છે. જુઓ, સેવા કરો–નામ જપ કરો બધું જ ભક્તિ છે.

પરમાનંદ

પત્ર-૭૦ તા. ૧૨-૧૧-૫૭

ભગવત્પ્રિય........,

નવા વર્ષનું કાર્ડ મળ્યું હતું. મહીપતભાઈનું કાર્ડ આવ્યું હતું. પણ હું ૧૦ તારીખે મુંબઇ આવ્યો ત્યારે જ તમારાં કાર્ડ જોયાં. હું દિવાળીમાં મુંબઇ બહાર નર્મદા કિનારે ગયો હતો. ખેર, બધા મજામાં છે જાણી આનંદ. દરેક ભક્તને મારા નમસ્કાર કહેશો. મહીપતભાઈ, જગન્નાથ, રામરાવ, નરેન્દ્ર, દુર્લભભાઈ—દરેકને મારા પ્રણામ કહેશો. હૈદ્રાબાદ આવવા વિચારો આવે છે, પણ સંજોગોવશાત્ નથી આવી શકાતું. ઈશ્વર, ઇચ્છા વગર કશું જ થઈ શકતું નથી. જ્યારે ત્યાંનો યોગ હશે ત્યારે વિચાર પણ નહીં હોય ને ત્યાં અવાશે.

શરીરથી બધા અલગ અલગ જણાય છે પણ મનમાં જ્યારે સ્મરણ હોય છે ત્યારે કોણ જુદું હોય ? મન જ્યારે પણ જેનું સ્મરણ કરતું હોય ત્યારે તે તે રૂપ બની જાય છે અને પોતાનું વિસ્મરણ થઈ જાય છે. એટલે તે સ્થિતિમાં ભેદ રહેતો નથી. એ જ સ્થિતિ સાચી સુખદ સ્થિતિ છે ! બાકી તો વસ્તુ નજીક હોય તો પણ એમાં મન ન હોય તો તે વસ્તુ નજીક હોવા છતાં દૂર જ રહે છે. એ સ્થિતિ દુઃખમય છે. એટલે જ્યારે જ્યારે પણ સીંકદરાબાદનું સ્મરણ થઈ આવે છે ત્યારે હું મારી જાતને ત્યાં અનુભવું છું. અને ખરેખર એમ જ પ્રભુ સાથે ઓતપ્રોત થવું જોઈએ.

બસ મન જ્યારે પ્રભુમય થઈ જાય છે ત્યારે જ સાચો આનંદ પ્રાપ્ત થાય છે. અને એ જ સ્થિતિ તે વિજ્ઞાનમય સ્થિતિ કહેવાય છે. બાકી બહારથી ભજન કરીએ પણ મન જો ભટકતું હોય તો તે સ્થિતિ ભગવાનથી દૂર રાખે છે. ભગવાન નજીક હોવા છતાં પણ મન જો પ્રભુમાં નથી તો સમજવું કે હજી દૂર છીએ. નજીક છતાં દૂર અને દૂર છતાં નજીક. મન પ્રભુમાં નથી તો દૂર અને પ્રભુમાં તો નજીક. આ જ આનંદમય સ્થિતિ છે. અને એને જ જ્ઞાનીઓ આત્મસ્થિતિ કહે છે. હંમેશાં પ્રભુનું સ્મરણ, ભજન–કીર્તન કરવું જોઈએ. રોજનો અભ્યાસ થઈ જાય તો પછી સ્મરણ આપોઆપ જ થયા કરશે. માટે રોજ અભ્યાસ કરવો જોઇએ. આળસ ન કરવી જોઈએ. પ્રવૃત્તિનાં કામો કરતા હશો તો પણ સ્મરણ પછી થયાં જ કરશે. અભ્યાસ કરતા રહેવું જોઇએ.

નૂતનવર્ષે મારા સર્વેને ફરીથી વારંવાર નમસ્કાર કહેશો. દુર્લભભાઇને ખાસ નમસ્કાર કહેશો. શિવમોહન, શાંતિભાઈ અને એમની બેબી અને દરેકનાં કુટુંબીજન સર્વેને નમસ્કાર કહેશો. બધા જ નારાયણના રૂપો છે. માટે દરેકને મારા વારંવાર નમસ્કાર કહેશો. રત્નમના સમાચાર મળે તો લખશો. અગર ત્યાં જો હોય તો મારા નમસ્કાર કહેશો. હરિ ૐ નારાયણ નારાયણ નારાયણ નારાયણ નારાયણ નારાયણ નારાયણ.

પરમાનંદ

પત્ર-૭૨ તા. ૧૩-૧૨-૫૭

પ્રભુ પ્રિયશ્રી......,

બધા આનંદમાં હશો. અહીં સર્વે આનંદમાં છે. નારાયણ જયંતી ગયા શનિવારે માગશર પુનમે ભજન કીર્તનથી ઉજવી હતી. બધા ખૂબ આનંદમાં હતા. જ્યોત્સ્ના, દક્ષા, બાબુભાઇ, નટવરભાઇ, વગેરે બધાં જ આખી રાત ભજનમાં બેઠાં હતાં. કાર્યક્રમનો પત્ર તમને મળ્યો હશે. તમે વિરમગામ જવા વિચાર રાખો છો પણ હું ધારું છું કે મુંબઇ થઈને જ જશો. મુંબઇ તીર્થના દર્શને ઘણાં વખતથી નથી આવ્યા માટે જતાં આવતાં જ્યારે બને ત્યારે જરૂર આવશો. બધા તમને ઘણી વખત યાદ કરે છે.

પ્રભુભક્તિ વિનાનું જીવન ખરું જોતાં જીવન ગણાતું નથી. અમૃતમય બની જીવવું તે જ જીવન ગણાય. અને અમૃતમય સ્થિતિ ભક્તિ વિના સંભવતી જ નથી. નિઃસ્વાર્થ સેવા, ભક્તિ, તત્ત્વચિંતનથી જીવ અમૃતરૂપ બની જાય છે. મનુષ્ય અમૃતનો જ પુત્ર છે; પણ ઊંધે માર્ગે ચઢી ગયો છે, નરકગામી થઈ ગયો છે, અશુભ કર્મોમાં ઢળી પડ્યો છે, અને ભૂલી ગયો છે કે તે અમૃતપુત્ર છે. એટલે એ સ્થિતિ પ્રાપ્ત કરવા એવાં કર્મો કરવાં જ રહ્યાં. માટે ભક્તિ વિના છૂટકો જ નથી. એટલે જ એવા પ્રેમ ભક્તિ-વાળા જીવનને જ જીવન ગણ્યું છે. નિસ્વાર્થ ભાવે પ્રાણી માત્રની સેવામાં લાગી પડવું જોઈએ, અને પ્રાણીમાત્રમાં

રહેલા નારાયણુનો સાક્ષાત્કાર કરવો એજ જીવનની અમૂલી લ્હાણુ છે.

પરમાનંદ

પત્ર-૭૨ તા. ૬-૨-૫૮

**શ્રી ભગવાનપ્રિય........,**

હું મોડાસાથી નીકળી વડોદરા થઈ સુરત થઈ મુંબઇ રવિવારે જ પહોંચી ગયો. વડોરામાં મનહરબેન, ચુનીકાકા વગેરે મળ્યાં હતાં અને પછી મુંબઈ આવ્યા અને તુરત જ પૂના (આળંદી) જવા નીકળવું પડયું. જગન્નાથ અને ચંદુભાઈ હૈદરાબાદથી સોમવારે જ મુંબઈ આવ્યા ને એમને આળંદી જવું હતું એમને માટે નીકળવું પડયું. હું બરોબર સમયસર જ મુંબઇ આવી ગયો હતો. કેસની તા. ૨૫-૨-૫૮ પડી છે. એકાદશી આળંદીમાં કરી અને શનિવારે રાત્રે સાત વાગે પાછા મુંબઈ આવી ગયા, અને શનિ-રવિવારનું ભજન મુંબઈમાં કરી રવિવારે રાત્રે તા. ૨૭ એ અમે પાછા નીકળ્યા તે નાસીક ગયા. મારી સાથે ઇંદુબેન, વિજય, જગન્નાથ અને બીજી એક ઇંદુબેનની બાજુ રહે છે તે છોકરી મળી પાંચ જણુ હતાં. નાસીકમાં બે દિવસ રહી શીરડી પહોંચ્યા ને શીરડીથી બુધવારે નીકળી આજે ગુરુવારે પંઢરપૂર આવ્યા ને મને તમને કાગળ લખવાનુ યાદ આવ્યું. અને બજારમાંથી નોટબુક લઈ કાગળ લખું

છું. બધા મજામાં તો હશે જ. ચીમનભાઈ ગામ ચાલી જ ગયા હશે. હું મુંબઇ વિષ્ણુકાકાને પણ મળી શક્યો નથી, પણ બધાં ઠીક હશે. અહીંથી અમે સોમવાર લગભગ મુંબઈ પહોંચી જઈશું. જો હું રવિવારે મુંબઇ ન પહોંચ્યો હોત તો બિચારા જગન્નાથ અને ચંદુભાઈ બહુ જ નિરાશ થાત, કારણ ઘણા જ પ્રેમસહ અને વ્યાકુળતાપૂર્વક એ મને મળવા આવ્યા હતા. જો કે એ લોકો શનિવારે જ મુંબઈ આવી જતે પણ એમની ગાડી કંઈ મોડી પડી હતી. ગમે તેમ કંઈ કારણસર જે ગાડી શનિવારે આવવી જોઈએ તે ગાડી રવિવારે આવી એટલે મળાયું. નહિ તો બિચારા નિરાશ થઈ જતે. હું મુંબઇ આવ્યો અને એ લોકો પણ આવ્યા અને બધું ઠીક ગોઠવાઈ ગયું. ભગવાનની લીલામાં આપણે શું સમજીએ ? એ બધું જ આગળથી ગોઠવી રાખે છે. જેમ નાટકમાં ડાયરેક્ટર બધું આગળથી ગોઠવે તેમ. પછી એક્ટર કામ કરે, કરવું પડે છે, છૂટકો જ નથી થતો; તેમ આ જગતનો તખતો ભગવાને રચીને તૈયારી કરી જ રાખ્યો છે. એમાં આપણે બધાએ આપણા માટે આપણને સહજ રીતે આવી મળ્યા હોય છે તે પાત્ર ભજવવાં જ રહ્યાં : એમાં રડવા હસવાથી કંઈ છટકી શકાય એવું છે જ નહિ. આટલી સમજ જો આપણે કેળવીયે તો પછી સાક્ષાત્કાર માટે બીજું શું કરવાનું રહે છે ? હરિ ૐ નારાયણ નારાયણ નારાયણ !

૧૯૫૧ મા હું પહેલવહેલો પૂ. નારાયણ સ્વામી સાથે અહીં આવ્યો હતો. શીરડી છોડી બસમાં બેઠો તે

વખતે રાત્રે ૭–૧૫ થયા હશે અને મારાં એમની સાથેનાં સ્મરણો શરૂ થઈ ગયાં. ઘણું જ મનને વશમાં રાખવા ધાર્યું, પ્રયત્ન કર્યો, પણ મારી આંખો આપો આપ જ બંધ થઈ ગઈ અને એક ચિત્રપટની માફક બધાં જ સ્મરણો ઊભાં થઈ ગયાં. બાર માઈલનો બસનો રસ્તો ક્યાં ગયો એની કશી જ ખબર ન રહી અને મેં મારી જાતને સાત વર્ષ પહેલાં અનુભવી. ૧૯૫૧ જ પછીનાં સાત વર્ષો મારાં અદૃશ્ય બની ગયાં. નારાયણ સાથેના એ ત્રણ દિવસ મૂર્તિમંત બની ગયા. ૧૯૫૮ માં મેં ૧૯૫૧ જોઈ. કાળનો થોડા વખત માટે ક્ષય થઈ ગયો. બહુ જ ઉત્તમ અવસ્થા ઘણા જ આનંદસહ અનુભવી. પ્રેમાશ્રુ આંખોમાં ઊભરાવા લાગ્યાં. પણ હું અંદર જ પી ગયો: બહાર ન નીરખી શક્યાં. એવા સુખદ સ્મરણોનું શું વર્ણન કરું ?

ચંદ્રભાગાનો કિનારો, સામે પુંડલિકનું ભવ્ય મંદિર અને વિઠોબાનું ભવ્ય વિશાળ મંદિર, અને ખાસ વિશેષતા તો તે માટે નારાયણનો સંગ જ કહેવાય. એમને લીધે મારે માટે તો પંઢરપૂર ભવ્ય અને મહાન લાગતું હતું. અને ૧૯૫૧ માં મેં જે આનંદ અનુભવ્યો તેના કરતાં અત્યારે વધારે માણી રહ્યો છું. તે વખતે તો નારાયણ સાથે હતા—સગુણરૂપે. એટલે બીજી કશી જ ખબર નહોતી પણ અત્યારે તો ધર્મશાળાથી માંડી નદી કિનારાના રસ્તાઓ બધા જ નારાયણનું ખૂબ જ સ્મરણ કરાવી રહ્યા છે. અત્યારે હું નારાયણને વધારે નિકટ અનુભવી રહ્યો છું. મને નારાયણની સગુણ ગેરહાજરી ઉલટું વિશેષ સ્મરણ કરાવી

રહી છે. કુકુંવાડીથી સવારે ટ્રેઈનમાં ૬ા વાગે બેઠા અને પંઢરપૂર સુધી ભજન કરતાં જ ટ્રેનમાં આવ્યા અને આજે રાત્રે પણ ભજન કરીશું. ઇંદુબેન રસોઈ બનાવી રહ્યાં છે. અત્યારે બપોરના ૩–૩૦ વાગ્યા છે. એક વખત સાંજના જમીશું. બધા જ ઘણા જ આનંદપૂર્વક પંઢરપૂરનો આનંદ લઈ રહ્યા છે. વધુ શું ? જય હરિ, નારાયણ નારાયણ નારાયણ નારાયણ !

પરમાનંદ

પત્ર–૭૩ તા. ૨૧–૪–૫૮

ભાઈ......અને સર્વ ભક્તમંડળ......,

પત્ર મળ્યો. મને જ્યોતિષનો અભ્યાસ હવે રહ્યો નથી. અને જ્યોતિષ જીવનમાં શું કામ લાગે છે ? ઉલટું જીવનમાં પુરુષાર્થ કરવાને બદલે પ્રારબ્ધવાદી બની જઈ માણસો આળસુ અને કલ્પનાવાદી બની જાય છે. દેહના સુખમાં શું વળવાનું છે ? અને એ નાશવંત દેહના સુખ માટે જ્યોતિષી પાસે જવું પડે છે. પણ એક વાત તો નક્કી જ છે કે મૃત્યુ તો થશે જ, અને સંસારમાં ગમે તેટલા ગ્રહો સારા હોય તો પણ આજ સુધી કોઈ સુખી થયાં હોય એવું સાંભળ્યું નથી. સંસારમાં સુખી થવું હોય તો પ્રભુભજન, તત્ત્વચિંતન, જ્ઞાન, ભક્તિ કરો અને સત્સંગમાં રહો–આવો કોઈ પુરુષાર્થ કરો તો જરૂર સુખ મળે. માટે પ્રભુકૃપા–

પ્રાપ્તિ માટે પુરુષાર્થ કરો, તો બધા ગ્રહો સારા થઈ જશે.
"જાનકીનાથ સહાય કરે તબ કૌન બિગાડ કરે નર તેરો."
માટે પ્રારબ્ધના ભોગમાં લુબ્ધ થવા જેવું નથી. ગ્રહો અને ભવિષ્ય જોવામાં મૂળ મુદ્દા પરથી રખડી પડાશે. માટે બધી ચિંતાઓ છોડી પ્રભુભજનમાં લાગી જાઓ એ જ મારી સલાહ છે. તમારા મિત્રોને મારા નમસ્કાર. નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ.

પરમાનંદ

પત્ર–૭૪ તા. ૨૩–૪–૫૮

પ્રભુપ્રિય શ્રી........,

તમારા સમાચાર અવારનવાર મળતા રહે છે. ગયા રવિવારે જ્યોત્સ્ના ભજનમાં આવી હતી. અને તમે બધા મજામાં છો એમ સમાચાર મળ્યા. ઘણા વખતથી હું પણ તમને કાગળ નથી લખી શકયો. આજે સમય મળી ગયો અને આ પત્ર લખું છું.

શરીરના સમાચાર તો આપણે અનંતકાળથી પૂછતાં આવ્યાં છીએ. પણ આત્માના સમાચાર જાણવા આપણે કશું કરતા નથી. કેવી વિચિત્ર સ્થિતિ છે! અનંતકાળથી જેની પૃચ્છા કરતા આવ્યા છીએ તે શરીરો–આપણાં અનંત શરીરો અનંત કાળમાં લીન થઈ ગયાં, છતાં આપણે

શરીરનું જ ધ્યાન કરતા આવ્યા છીએ. કેવું આશ્ચર્ય ! દરેક જન્મમાં શરીરને સાચવવા પ્રયત્ન કરીએ છીએ, ને કાળ એને ખાઈ જાય છે. આ છે આપણો કાર્યક્રમ. મહાન યોગીઓ, રાજાઓ, સિદ્ધો કોઈ જ કાળથી પોતાને બચાવી શક્યા નથી. એ આપણે જોઈએ છીએ છતાં એના પર સહેજ પણ વિચાર કરતા નથી. ચાર દિવસની ચાંદની જેવું આ દેહસુખ પ્રાપ્ત કરવા આપણે અનંત જન્મોથી કેટકેટલો પ્રયત્ન કર્યો. પણ શું પ્રાપ્ત કર્યું ? મૃત્યુને જન્મ. બસ આ જ પરંપરા. મોટા મોટા દેવો, ગંધર્વો, ઇન્દ્રો, બ્રહ્મા ઇત્યાદિ બધા જ કાળના ખપ્પરમાં હોમાઈ ગયા; અને હોમાતા જાય છે.

"સબ હી જીવ કાલકે મુખમેં ઘુમ રહે દિનચારી,
અહો પ્રભુ ! કાલ બડો બલકારી...."

બ્રહ્માનંદનું આ સુંદર ભજન–એમાં કાળનું કેવું સરસ વર્ણન કરેલું છે ?

"અહો પ્રભુ કાલ બડો બલકારી.
બ્રહ્મા રુદ્ર ઇન્દ્ર ગણ ખાયે, ખાયે દૈત્ય હજારી,
બડે બડે પૃથ્વી કે રાજા, ખાયે જિમ તરકારી. અહો પ્રભુ૦
સુર, ચાઁદ સિતારે નદિયાઁ, સાગર પર્વત ભારી,
કાલચક્રમેં સબ પીસ જાવે, અપની અપની બારી. અહો પ્રભુ૦
જલચર, નભચર, વનચર, ભૂચર, લઘુદીર્ઘ તનધારી,
સબ હી જીવ કાલકે મુખમેં ઘુમ રહે દિનચારી. અહો પ્રભુ૦
નામ તુમ્હારો અમર નિરંતર, કાલપાશ ભયહારી,
બ્રહ્માનંદ શરણ તેહારી, કીજિયે ભવજલ પારી. અહો પ્રભુ...

કાળના મુખમાં બધું જ હોમાઈ જાય છે તો પછી જે કાળનો ખોરાક છે તે શા માટે હસતે મુખે તેને ન સોંપવો? બસ આજ આપણી ભૂલ છે. આ ભૂલ સુધારીએ તો પછી કાળ આપણો મિત્ર બની જાય. આપણે અને કાળ પછી એક થઈ જઈશું, અને પછી મૃત્યુનો ભય આપણે માથેથી કાયમને માટે નીકળી જશે. તો આ ભૂલ સુધારવા, કાળને મિત્ર બનાવવા અગર કાળરૂપ થઈ જવા આપણે શું કરવું જોઈએ? તો જવાબ એ નીકળે છે કે પ્રેમ કરો. પણ પ્રેમ કોની સાથે કરવો? તો પ્રેમ આપણે પ્રભુ સાથે કરવાનો છે. પણ પાછો સવાલ એ થાય છે કે પ્રભુ ક્યાં છે તે આપણે એની સાથે પ્રેમ કરીએ? ત્યારે આનો જવાબ ગીતામાતામાંથી મળે છે કે ઈશ્વરઃ સર્વ ભૂતાનાં.... ઉપનિષદમાંથી નીકળે છે કે ઈશાવાસ્યમિદમ સર્વં: વાસુદેવઃ સર્વમિતિઃ....તો આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પ્રાણી માત્ર એ પ્રભુ જ છે. એટલે પ્રાણી માત્ર પર પ્રેમ કરવો, જેથી પ્રભુ પર પ્રેમ થયો ગણાય. જેવી રીતે પત્ની પતિસેવા કરે છે ત્યારે તે પ્રતિપ્રેમ પ્રાપ્ત કરે છે તેમ સર્વની સેવામાં જીવન સમર્પણ કરવું તો પ્રભુપતિનો પ્રેમ જરૂર સંપાદન થાય. આત્મૌપમ્યેન સર્વમ—બધાને પોતાના જ જાણે. આમ કરવાથી કાળ સાથે મિત્રતા થશે, કાળ ઉપર વિજય મેળવી શકશો અગર તમે જ કાળરૂપ થઈ જશો. પછી સંસારમાં કશો જ ભય રહેશે નહીં—અભય થઈ જઈશું. કાળ ઉપર જય મેળવવા નિષ્કામ પ્રેમ-સેવા એ જ એક ઈલાજ મળી આવે છે, અને તે આપણે બધા જ કરી શકીએ

એમ છીએ. સ્વાર્થમાં મૃત્યુના દુઃખો ઊભાં જ છે. નિઃસ્વાર્થ પ્રભુસેવા–ભક્તિમાં અનંત સુખો ઊભાં છે. ક્યાં જવું એ આપણે હવે નક્કી કરી લેવું જોઈએ, કારણ કે આ તક ગઈ તો પછી કોણ જાણે ક્યારે તક મળશે. આજે અત્યારે જ આ પુરુષાર્થ કરવા જેવો છે. એમાં પ્રમાદ કરશું તો પછી કાળ ખાઈ જશે. નારાયણ, નારાયણ. હરિ ૐ. નારાયણ, નારાયણ, નારાયણ. હરિ ૐ.

પરમાનંદ

પત્ર–૭૫ તા. ૧૦–૫–૫૮

**શ્રી ભગવાનપ્રિય.......,**

× × × ×

બધાં જ દુઃખોનું મૂળ સંસારમાં આસક્તિ જ છે. જેટલી આસક્તિ ઓછી કરીશું તેટલું સુખ મળશે. પણ, આપણે ઉલટું જ કરીએ છીએ. ઉલટું ભગવાનનું ભજન આપણે આસક્તિ વધારવા જ કરીએ છીએ, એટલે દુઃખ વધતું જ જાય છે. સાંસારિક આસક્તિના કામો માટે આપણે સેવાને છોડી દઈએ છીએ, અને સેવા છોડીએ છીએ અને સંસારને ભજીએ છીએ તેથી દુઃખના ડુંગર વધતા જાય છે. જીવ કર્મના બોજા હેઠળ દબાતો જ જાય છે. આસક્તિ– પ્રભુસેવા–જ્ઞાનપ્રાપ્તિ માટે હોવી જોઈએ. પણ, આ સત્ય આપણને ગળે ઉતરતું જ નથી. નગદ ધર્મ તરફ આપણને પ્રીતિ થતી જ નથી કારણ આપણે એ માટે કોઈ સાચો

પ્રયત્ન જ કરતા નથી. સંસાર–આસક્તિરૂપી ભયંકર રોગ કાઢવો હોય તો ઓષડ કડવાં (ત્યાગ) પીવાં જ પડશે. નકામી વસ્તુ જે આપણને પ્રિય થઈ પડી છે તેને છોડવી પડશે. મનમાં ભરેલો સંસાર, એને કાઢવો જ પડશે, અને ત્યાં ભગવાનને બેસાડવો પડશે. એને માટે નિષ્કામ પ્રેમ-પૂર્વક ભક્તિ કરવી પડશે.

"રમાપતિ ભક્તિ વડે વશ થાય"—
અને, તે ભક્તિ પણ કેવી ?—

"ભક્તિ વિના જપ તપ વ્રત આદિક અફળ અનેક ઉપાય"—

જડ ભક્તિ ન ઘૂસે તેવું ધ્યાન રાખવાનું છે. પ્રાણી-માત્રને તન, મન, ધન, જ્ઞાન જે આપણી પાસે આપણે આપણું કરીને રાખ્યું છે, તેને સોંપી દેવાનું છે. મારું કશું જ નથી. પ્રભુ! સર્વ તમારું છે. મારા સહિત (શરીર) સર્વ તું જ છે—તારું છે: હે પ્રભુ! ત્હારામાં જ, ત્હારા ચરણોમાં જ મારું સ્થાન છે. એટલે તું જ છે, હું છું જ નહિ: આપણે બે સાથે કેવી રીતે જીવી શકીશું? માટે આપણે સમજી જઇએ અને તું રહે, હું નહિ રહું: અહાહા! સર્વત્ર તું જ, તું જ! તૂ હી, તૂ હી! ૐ નારાયણ નારાયણ નારાયણ નારાયણ નારાયણ ૐ! આ પ્રાર્થના સહ બધું જ ભગવદ્–ચરણમાં મૂકી દેવાનું છે. અહંભાવથી આ બધું આપણને આપણું લાગે છે. જ્યાં અહંભાવ ભગવદ્ચરણમાં મૂક્યો કે પછી શું રહ્યું? જે કંઈ રહે છે તેનું નામ જ

શાંતિ, જ્ઞાન, મોક્ષ—આવું સેવાભાવી પ્રભુમય જીવન જીવવું એનું નામ જ જીવન: એ જ પ્રભુભક્તિ—એ જ મોક્ષ—નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ !

× × × × × × × × બધાને મારા નમસ્કાર કહેશો. હરિહર.

પરમાનંદ

પત્ર ૭૬ ૧૮-૫-૫૮

પ્રભુપ્રિય શ્રી......,

તમારો પત્ર મળ્યો. ઘણો જ આનંદ. બીજું સવિતાબ્હેન ત્યાં રહેવા ગયાં છે. ચાલો ! ઠીક થયું. હું લગભગ તા. ૧-૨ની આસપાસ મુંબઈ આવીશ. આપણા ઘરની ચાવી તમારે ત્યાં મૂકી ગયા હશે.

અનન્ય શરણાગતિ એ અસરકારક ઇન્જેકશન છે એમ તમે લખો છો. એ વાત સાચી પણ એ માટે સૌથી પહેલાં એ સાધન પર વિશ્વાસ કેળવવો પડે છે. વિશ્વાસ નહિ હોય તો પછી કશું જ થઈ શકતું નથી. જ્યારે વિશ્વાસ જાગૃત થાય છે ત્યારે જ શરણાગતિ શું છે તે સમજાય છે. બુદ્ધિથી સમજાય એ સમજાયું ન કહેવાય. એ માટે આચરણની જરૂર પડે છે. બુદ્ધિથી સમજાયેલું થોડા દિવસમાં પાછું જેમનું તેમ થઈ જવાય છે. પથ્થરના પથ્થર જ રહીયે છીએ. હૃદયને અનુભૂતિ થવી જોઈએ

દૃઢ ગાંઠ વળી જવી જોઇએ. પછી સાચું ભજન શરૂ થયું ગણાય. પછી જે કર્મો થાય છે તે બધાં જ સેવાનાં કર્મ હોય છે. ખાવું, પીવું, રહેવું, ફરવું, બધું જ ભજન, પણ અનન્યતા આવી ગયા પછી જ; પહેલાં તો દુઃખ જ ભોગવવું પડે છે. અનન્યતા એટલે જ પરમસુખ. એ પરમસુખ પ્રાપ્ત કરવું હોય તો આપણે શ્રદ્ધાપૂર્વક વિશ્વાસસહ ભજન–કીર્તન સેવા કરવાં પડશે. ગુરુવિશ્વાસથી પ્રભુવિશ્વાસ આવી જાય છે. ગુરુએ વસ્તુ પ્રાપ્ત કરી છે અને એ જે કહેશે તેમ આચરશું તો આપણને તે વસ્તુ પ્રાપ્તિ થઈ જ જવાની છે, એવો વિશ્વાસ પહેલાં કરવો પડે છે. એવી શ્રદ્ધામય સ્થિતિ જ પ્રભુપ્રાપ્તિ કરાવી દે છે. પણ, આપણે હંમેશ સંશયમય સ્થિતિમાં જ રહીયે છીએ. ઘણું વાંચ્યું, ઘણું સાંભળ્યું, ઘણો સત્સંગ કર્યો, પણ આપણે જે શ્રદ્ધા પ્રાપ્ત કરવાની છે તે માટે કશું જ કર્યું નથી–કશું જ કરતા નથી. છે બહુ નાની વાત, પણ આપણું એ તરફ ધ્યાન નથી, એટલે બહુ મોટી વાત લાગે છે. આપણી શ્રદ્ધા માયાના કાર્યો, માયાના સુખો પર જ છે. બસ! આ જ આપણું દુઃખ છે. દૃષ્ટિ બદલવાની છે. શ્રદ્ધાપૂર્વક ભજન–સેવા કરવી જોઈએ, તો તત્કાળ આનંદનો આવિર્ભાવ થઈ જશે. એટલે આપણે શરણાગતિ ઇત્યાદિ બુદ્ધિથી જાણતા હોવા છતાં પણ આપણે નથી જાણતાં, કારણ હજુ શરણાગતિ હૃદયે નથી ઊતરી. બુદ્ધિમાં ઉતર્યા પછી હૃદયમાં ઉતારવાનું છે. જ્યાં આસુરી સંપત્તિએ સત્તા જમાવી છે ત્યાંથી રાગ, મોહ, ક્રોધ ઇત્યાદિ ચોરોને કાઢવા પડશે અને

દૈવી સંપત્તિ ધારણ કરવી પડશે. અભય, સરળતા, પ્રેમ, દયા ઇત્યાદિ ગુણો કેળવવા પડશે અને ત્યારે જ જગત અને બ્રહ્મનો ભેદ ઉકલશે. બાકી "જગત મિથ્યા છે અને બ્રહ્મ સત્ય છે" એમ બોલીએ છતાં સમજાવાનું નથી. આપણા માટે તો ભગવાન સત્ય હોવા છતાં અસત્ય છે. કારણ, અનિત્યમાં જ પ્રેમ છે. મૃગજળમાં જ રાચવું છે. એમાં સહેજ અડચણ આવે એ આપણને સહેજ પણ ગમતું નથી. માયાની વસ્તુ જ્યારે આપણાથી દૂર જાય છે ત્યારે તેને આપણી પાસે રાખવા આપણે ભગવાનને પ્રાર્થીએ છીએ: "ગોપાલા! મેરી કરુણા કયોં નહીં આવે!" પણ, એ જ પ્રાર્થના આપણે સાચું સુખ પ્રાપ્ત કરવા માટે કરવાની છે. તો, આપણું તો ભાઈ! કામ જ ઉલટું છે. આંખની દવા પીવા માંડી છે અને પીવાની દવા આંખે લગાડીએ છીએ. એટલે, રોગ કેમ સારો થાય? તમે જ કહો! કયાં સુધી આપણે આંખ આડા કાન કરીશું? સમય આપણી પાસે કેટલો બાકી છે? જીવનનું મોટા ભાગનું આયુષ્ય શાને માટે ગુમાવ્યું? અને, શું મળ્યું? જરાક વિચાર કરવાની જરૂર લાગે છે! હવે જો ચૂકયા તો ખેલ ખલાસ! દુઃખના ડુંગર ઉલટશે. હજુ આપણી પાસે સમય છે. ભગવાને શરીર આપ્યું છે અને હજી શક્તિ પણ છે. હવે એની શક્તિ એના કામ માટે જ વાપરવી એવો નિશ્ચય થવો જોઈએ. ભજન તો આપણે કરીએ છીએ, પણ, એમાં કયાં પ્રભુપ્રાપ્તિ માટે કશું જ કરીએ છીએ! ઇચ્છા ને કામનાપૂર્તિ માટે જ ભજન થાય એમાં કેવી રીતે પ્રભુ મળે?

ભગવાન પણ શું કરે ? હરિ ૐ ! નારાયણ ! નારાયણ !

હવે તો પ્રભુપ્રેમ માટે પોકારો કે—

" હમ પતિત, તુમ પતિત ઉધરન. "

હે પ્રભુ ! અમારો જલ્દી જલ્દી ઉદ્ધાર કરો. તમારા પ્રેમનો હું ભિખારી છું. એમ નિષ્કામ પ્રાર્થના કરો. ભલે અત્યાર સુધી ભૂલ થઈ ગઈ પણ પ્રભુ દયાળુ છે—દીનબંધુ છે. એ બધું જ ભૂલી જાય છે.

" क्षिप्रं भवति धर्मात्मा "—

એ એમણે ગીતામાં જીવને આપેલું વચન છે. પણ હવે સાચા મનથી પ્રભુનું ભજન સેવા અને રોજ પ્રાર્થના થવી જોઈએ. બસ ! પછી શું ? આનંદ આનંદ પ્રસરી જશે. પ્રભુ શરણમાં લઈ લેશે. " હરિહર બ્રહ્મા સદ્ગુરુ દેવા ! " નારાયણ નારાયણ નારાયણ નારાયણ ! હરિ ૐ વિઠ્ઠલા ! વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ ! " सदा माझें डोळा जडो तुझी मूर्ति " " तुका म्हणे कांही न मागे आणीक तुझे पायीं सुख सर्व आहे. " જય જય વિઠ્ઠલ જય જય વિઠ્ઠલ !

પરમાનંદ

પત્ર–૭૭ તા. ૫–૬–૫૮

શ્રી ભગવદ્પ્રિય.......,

મંગળવારે રાતે ૯–૪૫ અમે મુંબઈ પહોંચી ગયા. વચમાં પૂના ઊતરી ત્યાંથી જ્ઞાનેશ્વર દર્શન કરી આવ્યા હતા.

ગાડી વાડી પર ચાર કલાક મોડી (late) થઈ હતી, એટલે અમે પૂના બપોરે એક વાગે પહોંચ્યા હતા. આજે ગુરુવાર છે એટલે મહીપતભાઈને ત્યાં ભજન હશે. અહીં પણ રાતે ભજન છે. અને આ કાગળ મળશે ત્યારે એટલે કે શનિવારે તમારે ત્યાં પણ ભજન હશે. તમે બધા મને ખૂબ જ યાદ આવો છો. ખરેખર જગત આખું જ પ્રેમ-સ્વરૂપ, પ્રભુનું સ્વરૂપ જ છે; પણ આપણે અજ્ઞાનવશ ભૂલી જઈએ છીએ, અને પ્રેમને (સુખને) બદલે દુઃખ ભોગવીએ છીએ. પ્રેમ એ હૃદયગત વસ્તુ છે. પ્રત્યેક પ્રાણીમાત્રમાં પ્રેમ ભરેલો છે. પણ આપણે જોતા નથી. તો બધે જ વ્યાપ્ત એવો પ્રેમ આપણે કેમ પ્રાપ્ત કરી શકીએ?

જો બધે જ વ્યાપ્ત છે તો પછી એને પ્રાપ્ત કરવો છે એમ કહેવું પણ ખોટું ગણાય. 'વદતો વ્યાઘાત' થશે. પ્રાપ્ત વસ્તુને શું પ્રાપ્ત કરી શકાય? અહીં જ આપણાં બધાં જ હથિયાર (મન, બુદ્ધિ) હેઠાં પડી જાય છે. જે વસ્તુ નિત્ય છે તેને વળી કઈ બુદ્ધિ પ્રાપ્ત કરી શકે? અને જો બુદ્ધિથી પ્રાપ્ત કરવા નીકળીએ તો આપણી હાંસી થાય એવું છે. જરા આપણે વિચારીએ કે બુદ્ધિ કોના વડે પ્રકાશે છે? મન કોના વડે પ્રકાશે છે? દરેક ઇન્દ્રિય કોના વડે પ્રકાશે છે? તો આપણને લાગે છે કે એ બધાં જ આત્મા વડે (પ્રેમ વડે) પ્રકાશે છે. અને આત્મા પ્રેમ-સ્વરૂપ છે. જ્યારે બધું જ તેના વડે પ્રકાશે છે ત્યારે તેને મન, બુદ્ધિ ઇત્યાદિથી કેવી રીતે જાણી શકાય? આંખના પ્રકાશથી ચશ્મા જોઈ શકાય છે પણ ચશ્મા આંખને કેમ

જોઈ શકે ? નહીં જ જોઈ શકે. જ્યારે સર્વ સ્થૂળ દૃશ્યમાન પદાર્થો પ્રભુથી પ્રકાશે છે ત્યારે બિચારી બુદ્ધિ તો તદ્દન પાંગળી જ ગણાય. હા, એટલું ખરું કે બુદ્ધિમાં તેનો પ્રકાશ પ્રગટે અને બુદ્ધિ જ્ઞાનસ્વરૂપ (પ્રેમસ્વરૂપ) બને તો તો વાત જુદી છે. પણ એ ક્યારે બને ? કે જ્યારે આત્મ સાક્ષાત્કાર થાય અને પ્રેમસ્વરૂપ બને, ત્યારે જ બને. અને આત્માનો અનુભવ—એ મહાપ્રેમનો અનુભવ–પરમાનંદનો અનુભવ ક્યાં અનુભવાય છે ? હૃદયમાં. અહાહા કેટલો આનંદ ! હૃદયમાં હૃદયનો આનંદ ! જય સદ્ગુરુ, જય સદ્ગુરુ, નારાયણ નારાયણ જ્ઞાનદેવ જ્ઞાનોબા. એને જ સાચું સમાધિસુખ કહ્યું છે. અહાહા ! હૃદયમાં બાલમુકુંદ અંગુષ્ઠમાત્ર જ્યોતિ સ્વરૂપ થઈ બિરાજી રહ્યો છે. બાલમુકુંદ કૃષ્ણ કૃષ્ણ ! શાસ્ત્રોમાં (પુસ્તકોમાં) એ કેવી રીતે મળે ? જે હૃદયમાં સાક્ષાત્ વિરાજમાન છે તેને કોઈ ક્યાં શોધશે ? અને શોધશે તેને બરાબર જડશે કેવી રીતે ? એને તો થાકીને હૃદયમાં જ આવવું પડશે. "ગ્રંથ ગરબડ કરી વાત ન કરી ખરી." એક ડોશીમા દીવો લઈને કંઈ શોધવા નીકળ્યાં. રસ્તામાં એક મહાત્મા મળ્યા. તેમણે પૂછ્યું, "ડોશીમા, શું શોધવા નીકળ્યાં છો ?" ડોશીમાએ કહ્યું, "મારી સોય ખોવાણી છે તે શોધવા હું જંગલમાં જાઉં છું." મહાત્માએ પૂછ્યું, "ખોવાણી કઈ જગાએ ?" ડોશીએ કહ્યું, "ઘરમાં." મહાત્મા હસી પડ્યા, અને કહ્યું, "માજી, તે તમને ઘરમાં જ મળશે. બહાર ક્યાંથી મળશે ? જ્યાં ખોવાણી છે ત્યાં જ શોધો."

આમ આપણે પણ બહાર દોડાદોડ કરીએ છીએ. પણ જો આપણામાં જ શોધીએ તો તુરત જ જણાશે. પણ એને માટે આપણે પ્રેમનો દીપક પ્રગટાવવો પડશે. બુદ્ધિના અંધારામાં આપણે એને નહીં જોઈ શકીએ, કારણ જ્યાં સુધી પ્રેમ પ્રગટે નહીં ત્યાં સુધી બુદ્ધિ એ અંધકાર છે. ખરેખર જેના હૃદયમાં એકવાર પ્રેમરૂપી આ જ્યોત ઝળહળી ઊઠે છે તેના જીવનને ધન્ય છે! રામ–કૃષ્ણ, નરસિંહ, ચૈતન્ય, તુકારામ, રામતીર્થ ઇત્યાદિ મહાત્માઓએ પહેલાં હૃદયમાં આ પ્રેમજ્યોતિ પ્રગટાવી અને પછી પ્રેમજ્યોતિ વડે એમણે સારાએ જગતને પ્રેમસ્વરૂપ જોયું, અનુભવ્યું. શાસ્ત્રોના બધા જ અર્થો એમની સમક્ષ વગર શાસ્ત્ર જોયે નાચવા લાગ્યા. શાસ્ત્રોનો જે ભાવ તે તેમણે અનુભવ્યો. અને અર્થવાદથી છટકી ગયા. અને જગતને ઉપદેશ આપ્યો કે બધું જ પ્રેમસ્વરૂપ પરમાત્મા જ છે. બધા પર પ્રેમ કરો એટલે પ્રેમસ્વરૂપ બની જશો. અહાહા કેટલો બધો આનંદ, આ તમને લખું છું ત્યારે મને થાય છે! હું શું વર્ણન કરું? એ આનંદનો અનુભવ હૃદય અનુભવે છે પણ હાથ લખી શકતા નથી. હું તમને બધાને જ મારી સમક્ષ અનુભવી રહ્યો છું. અહાહા! કોઈ જુદું નથી. તમે જ તમે. હું પણ ક્યાં છું? કશું જ ન રહ્યું. કેવળ પ્રેમસ્વરૂપ પ્રેમ–પ્રેમ–પ્રેમગુરુ સદ્‌ગુરુ પ્રભુ નારાયણ નારાયણ નારાયણ નારાયણ નારાયણ નારાયણ કૃષ્ણ નારાયણ એ જ પરમાનંદ.

સબસે ઊંચી પ્રેમસગાઈ,
દુર્યોધનકો મેવા ત્યાગો, સાગ વિદુર ઘર પાઈ—સબસે...

જૂઠે ફલ શબરી કે ખાયે, બહુવિધ ભોગ લગાઈ.
પ્રેમકે વશ નૃપ સેવા કીની, આપ બને હરિ નાઈ—સબસે....

રાજસૂયયજ્ઞ યુધિષ્ઠિર કીનો, તામે જૂઠ ઊઠાઈ.
પ્રેમ કે બશ અર્જુન રથ હાંકયો, ભૂલગઇ ઠકુરાઈ—સબસે....

ઐસી પ્રીત બઢી વૃંદાવન, ગોપીજન નાચત ગાઈ.
સુર ક્રૂર ઇસ લાયક નાહીં, કહ લગ કરો બડાઈ—સબસે....

કેટલું સુંદર ભજન સૂરદાસે ગાયું છે! આ ભજન શનિવારે ખાસ ગાજો અથવા કોઇને ગાવા કહેજો. મહીન-પતભાઈ અગર સુધા પાસે-કોઈ પાસે જરૂર ગવડાવજો. બધાને આ કાગળ વંચાવજો. ચંદુભાઈ, બાપાલાલ, જયંતિલાલ, જગન્નાથ સર્વે પ્રેમી ભક્તોને કહેજો કે મને આશીર્વાદ મોકલતા રહે. આ બાળકને ભૂલતા નહીં. ગાંડું ઘેલું પણ એ તમારું બાળક છે. એને તમારી ગોદથી અળગું ન કરતાં બલ્કે એને હૃદયમાં જ રાખજો. નહીં તો જો એનું કંઈપણ ખરાબ થયું તો બધો જ દોષ માબાપને જ લાગશે રશ્મી, સુધા, મુક્તાબેન, બધાં જ આશીર્વાદ મોકલતાં રહેજો. અરે! માજીને ખાસ કહેજો કે બાળક તમને બહુ યાદ કરે છે. મા, મા, નારાયણી, મા, મા, મા. પ્રેમ સ્વરૂપ મા, જ્ઞાનસ્વરૂપ મા, હૃદયસ્વરૂપ મા, સર્વત્ર, મા. જયમા.

પરમાનંદ

પત્ર-૭૮ તા.-૬-૬-૫૮

પ્રભુપ્રિય શ્રી.......,

જત સર્વ મજામાં છો જાણી આનંદ. હું મંગળવારે રાતે જ સીકંદરાબાદથી આવ્યો છું. લગભગ એક મહિનો અમે સીકંદરાબાદ હતા. મારી સાથે જયસુખભાઈ, રસીકભાઈ તથા એમની બા-એમ ચાર જણ અમે સીકંદરાબાદ એક મહિનો રહ્યાં. ગીતા અધ્યાય ૧૭-૧૮ રસીકભાઈએ એ પૂરા કર્યા.

ગીતા આપણે વાંચીએ છીએ, સાંભળીએ છીએ, બધું જ કરીએ છીએ. પણ ગીતામાં ભગવાને જે પ્રેમ સ્વરૂપનું વર્ણન કર્યું છે તેનો લાભ આપણને થાય ત્યારે જ સાર્થકતા ગણાય. અને જો એ પ્રેમની પ્રાપ્તિ ન થઈ તો બધું જ વાંચેલું, સાંભળેલું નકામું ગયું ગણાય. કેમ એની આપણને પ્રાપ્તિ નહીં થતી હોય? શું કારણ છે? અને કારણ પણ આપણી પાસે સ્પષ્ટ છે. દુનિયાના અનિત્ય પદાર્થો પર આપણને પ્રેમ થઈ ગયો છે, એટલે આ દિવ્ય પ્રેમ પ્રગટતો નથી. નિત્ય પદાર્થના પ્રેમથી દિવ્યતા (પ્રેમ) પ્રગટે અને અનિત્ય પદાર્થના પ્રેમથી દુઃખ પ્રગટે. આમ છતાં પણ, આપણે આટલું જાણવા છતાં પણ, આપણે નાશવંતને જ પ્રેમ કરીએ છીએ, એટલે આપણને દિવ્ય પ્રેમની ઝાંખી થતી નથી. જો આપણે પ્રયત્ન કરીએ તો જરૂર આપણે પણ પ્રેમરૂપ બની જઈએ. કારણ આપણું એ મૂળ

સ્વરૂપ જ છે. હવે આપણો જે પ્રેમ નાશવંત તરફ વળ્યો છે તેને શાશ્વત તરફ વાળવાનો પ્રયત્ન કરવો પડશે. તો એને કેવી રીતે વાળવો એ એક સવાલ ઊભો થાય છે. પ્રેમ કરવો એ દરેક પ્રાણીનો સ્વભાવ છે. પરસ્પર પ્રેમભાવના જગાડવી એટલે જ પ્રભુપ્રેમદર્શન સરળ બની જાય છે. આપણે બધા સાથે સ્વાર્થવશ પ્રેમ કરતા હોઈએ તો એ ભાવના છોડવી પડશે. પ્રેમમાં સ્વાર્થ આવે એટલે પ્રેમ મોહનું સ્વરૂપ લઈ લે છે. માટે એ ધ્યાન રાખવાનું છે. માટે જો પ્રભુનાં દર્શન કરવાં હોય તો પ્રેમ કરો. અને જ્યારે આપણે કોઈને હૃદયથી પ્રેમ કરીએ છીએ ત્યારે આપણને પણ હૃદયમાં પ્રેમના ઊભરા આવે છે, અને પ્રેમનો અનુભવ કરીએ છીએ. એ જ દર્શન, બસ. જો એ પ્રમાણે પ્રાણીમાત્ર પર પ્રેમ થઈ જાય તો દર્શન નિત્ય બની જાય, અને આપણે પ્રેમમય બની જઈએ. આપણામાં પ્રેમ છે. સર્વમાં પ્રેમ છે. પ્રેમ વિના કશું જ નથી. એટલે દરેક પર પ્રેમ-દૃષ્ટિ કેળવીયે તો પછી મુક્તિ માટે બીજું શું કરવાનું છે? દરેકના હૃદયમાં પ્રેમ (પ્રભુ) બિરાજેલો છે. એને કયાં દૂર શોધવા જવું પડે એમ છે? પ્રાપ્ત વસ્તુ છે. જુઓ તો દેખાશે. પ્રેમ કરશો તો પ્રેમ અનુભવશો પ્રેમ તો અનુભવાય. ગમે ત્યાં એ અનુભવ કરી શકો છો અને કરાવી શકો છો, એમાં કોઈ બંધન નથી. કારણ એ અસીમ છે, અમાપ છે, દિવ્ય છે; અજર છે, અમર છે, નિત્ય છે, સર્વત્ર છે. મીરાં, સૂરદાસ, તુલસીદાસ ઇત્યાદિ આ દિવ્ય પ્રેમ પ્રાપ્ત કરી મતવાલાં બની ગયાં—ઉન્મત્ત બની ગયાં—પ્રેમ સ્વરૂપ બની

ગયાં. સદ્‌ગુરુ, સદ્‌ગુરુ નારાયણ નારાયણ. નારાયણ હરિ ૐ જ્યાં પ્રેમ સ્વરૂપ થાય તો પરમાનંદ.

પરમાનંદ

પત્ર–૭૯ તા. ૧૦–૬–૫૮

**શ્રી ભગવદ્‌–પ્રિય........,**

બધા આનંદમાં હશો. હું સીકંદરાબાદથી મુંબઈ આવ્યા પછી સુરત જઈ શક્યો નથી અને હમણાં જઈશ પણ નહીં. હવે સુરત જવાનો વિચાર માંડી વાળ્યો છે.

ગુરુવાર અને શનિવાર ભજન કરતા હશો. નહીં શરૂ કર્યાં હોય તો જરૂર શરૂ કરજો. નામસંકીર્તનથી હૃદયમાં પ્રેમ પ્રગટે છે. જેમ જેમ નામસ્મરણ વધશે તેમ તેમ પ્રેમ વધતો જ જશે. પણ યાદ રાખજો ભાવ શુધ્ધ હોવો જોઈએ. ભગવાનને બધું જ શુધ્ધ જોઈએ છે. કારણ કે અશુદ્ધતામાંથી મોહ પ્રગટે છે, શુદ્ધતામાંથી પ્રેમ પ્રગટે છે. બધા સાથે મળીને પ્રેમપૂર્વક ભજન ધૂન કરવાથી એક જબરદસ્ત અસર હૃદયમાં થાય છે, અને ત્યાં ભગવાનનો વાસ થઈ જાય છે. ભગવાનપ્રાપ્તિની આ સરળ ચાવી છે. જો કે બીજા અનેક રસ્તા છે, પણ છેવટે સર્વેને પ્રેમ વગર છૂટકો જ નથી. પ્રેમ વગર પ્રભુના દરબારમાં કોઈને સ્થાન મળતું જ નથી. અને જેના હૃદયમાં પ્રેમ પ્રગટે છે તેને સર્વ

ઠેકાણે પ્રેમના-પ્રભુનાં દર્શન થયા જ કરે છે. કારણ કે પ્રેમ હૃદયમાં પ્રગટે અને એ જ પ્રેમ (પ્રભુ)થી બીજામાં પ્રભુ દેખાય છે. એટલે પ્રેમથી (પ્રભુથી) પ્રેમ (પ્રભુ) દેખાય. માટે જેટલું હૃદય સરળ તેટલો જલદી જીવ પ્રભુ તરફ વળે છે. સરળતા જ્યાં સુધી આવે નહીં ત્યાં સુધી પ્રેમ પ્રગટશે જ નહીં. ગમે તેટલી બુદ્ધિ હશે તો પણ કશું જ નહીં પ્રાપ્ત થાય. કેવળ તર્ક વિતર્ક અને વાદવિવાદ એટલે ખાલી બડબડાટ જ રહે છે. અને સરળતા પ્રભુનું સ્મરણ નિષ્કામ ભાવે કરવાથી આવે છે. અને મુખ્ય એમાં શ્રધ્ધા જ કામ કરી જાય છે. શ્રદ્ધા ન હોય તો પ્રભુનામ પર વિશ્વાસ જામતો નથી. પેલી અંદરની બુદ્ધિ કહેશે કે આ બધું શું બૂમબરાડા અને ઘોંઘાટ! એ પેલી બુદ્ધિ નામ પર શ્રદ્ધા જામવા જ દેતી નથી. એટલે પ્રભુ નામ-સ્મરણ પહેલાં શ્રધ્ધા ખૂબ કેળવવી અને સાથે સાથે નામ પણ લેતાં જવું. જેથી હૃદયમાં સરળતા આવતી જશે. અને કામ થઈ જશે. શરૂઆતમાં સાધકે ઘણું જ જાગ્રત રહેવાનું હોય છે. જો કે એકદમ શ્રદ્ધા જામતી જ નથી. પણ જો સદ્દગુરુ વાક્ય, અગર જેણે શ્રદ્ધા કેળવી છે એવાના સંબંધથી પણ કામ થઈ જાય છે. સંગ બહુ જ અસર કરી જાય છે. કોઈનું જોઇને સ્વાભાવિક જ આપણને એવું કરવાનું મન થઈ જાય છે. અને તેના સંગથી આપોઆપ જ શ્રદ્ધા પણ થઈ જાય છે. અને પછી શ્રદ્ધા પ્રેમનો આકાર લઈ લે છે. અને પ્રેમ જ પરમેશ્વર છે. "श्रद्धवान् लभते ज्ञानम्" માટે ભાઈ, પ્રેમપૂર્વક શ્રધ્ધાથી ધીરજ રાખી પ્રભુ નામ

સંકીર્તન કરો. કોઈપણ જાતની શંકાઓ કર્યા વગર લાગી પડો.

મહીપતભાઈ, ચીમનભાઈ, જસવંત, જયંતીલાલ, સર્વે ભક્તોને કહેજો કે મને આશીર્વાદ મોકલતા રહે. કુસુબેન, સુધા, રશ્મિ, તમારી નીચે પેલાં લલીતાબેન, બીજાં બેનોના નામ નથી જાણતો—એ સર્વેને કહેજો બાળક બધાંને યાદ કરે છે. અગિયારસને દિવસે ખાસ આશીર્વાદ મોકલવા કહેશો. અગિયારસને દિવસે બપોરે બધાં ભજનમાં ભેગાં થશે, ત્યારે ખાસ યાદ કરી આશીર્વાદ મોકલે, ભૂલતા નહીં. બધાને કહેજો, કુસુબેનને ખાસ જઈને કહેજો કે તમે ભૂલી કેમ ગયાં છો? જો આમ મને બધાં ભૂલી જશો તો પછી મારું શું થશે? તમે બધાં તો મારાં ગુરુરૂપ છો, ગુરુસ્વરૂપ છો. જો ગુરુ જ છોડી દેશે તો–ભૂલી જશે તો પછી બાળકનું શું ગજું? મા જ ઊઠીને છોકરાને તરછોડી દેશે તો પછી બિચારું બાળક ક્યાં જઈ પડશે! એનું કંઈ જ ઠેકાણું નહીં રહે.

"સંત પરમ હિતકારી જગતમેં સંત પરમ હિતકારી
પ્રભુપદ પ્રગટ કરાવત પ્રીતિ ભરમ મિટાવત ભારી
પરમ કૃપાળુ સકળ જીવન પર હરિ સમ સબ દુઃખહારી
ત્રિગુણાતીત ફિરત તન ત્યાગી રીત જગત સે ન્યારી
બ્રહ્માનંદ સોબત સંતનકી પ્રગટ મિલત હે મુરારિ....

ખરેખર સંત અને પ્રેમીઓના સંગથી આપણને તૈયાર ભગવાન મળી જાય છે. 'પ્રગટ મિલત મુરારિ' એટલે

તમે તો બધા મારા પ્રગટ મુરારી છો. તમે બધા મારા કૃષ્ણ છો. હું તમને બધાને કેમ ભૂલી શકું ! અહાહા ! બધામાં કૃષ્ણ ને કૃષ્ણમાં બધું ! જય કૃષ્ણ પ્રભુ ! સચ્ચિદાનંદ ! કૃષ્ણ ૐ કૃષ્ણ ! ૐ, શ્રીકૃષ્ણઃ શરણં મમ, નારાયણ નારાયણ સદ્‌ગુરુ સદ્‌ગુરુ; એ જ. સર્વને નમસ્કાર.

પરમાનંદ

પત્ર–૮૦ તા. ૧૩–૬–૫૮

શ્રી કૃષ્ણ પ્રિય........,

અચાનક જ ગુરુવારે ભદ્દેલી ગામ ગયો છું. પ્રભુના ભક્તોને જોઉં છું ત્યારે મને ઘણો જ આનંદ થાય છે. મારા તો ભક્તો જ ભગવાન છે, ગુરુ છે. જે કહું તે બધું મારે મન ભક્તો જ છે. હંમેશાં મને એમ જ થાય છે કે કેવી રીતે ભક્તોની સેવા કરું ? પણ શું કરું મારાથી કશું જ થઈ શકતું નથી. હું હંમેશાં ભક્તોની પાસે દયાની ભીખ માગતો ફરું છું. પણ કોઈ દાદ જ દેતું નથી. એવું મારું નસીબ કઠોર છે "મેરે કર્મ કઠોર, વિનતિ કરત ભઈ ભોર, કબ દેખો મેરી ઓર." આશામાં ને આશામાં દિવસ વ્યતીત કરી રહ્યો છું. તમે બધાં ભક્તો જો કૃપા કરો તો જ મારો ઉદ્ધાર થશે. નહીં તો કોણ જાણે મારું શું થશે ? તમે જો શક્તિ નહીં આપશો તો ભજન કેવી રીતે કરી શકીશ ? હું તો બાળક છું. કશું જ સમજતો નથી. ભક્તિ,

પ્રેમ, સેવા એમાંનું કશું જ મારાથી થઈ શકતું નથી. મા જ્યાં સુધી બાળકને નહીં શીખવે, નહીં કૃપા કરે ત્યાં સુધી બાળક શું કરી શકવાનું હતું? બાળક પાસે કામ લેવું એ માના હાથમાં છે. મા જ જો તરછોડશે તો પછી બાળક કેમ જીવી શકશે? બાળક તો માનો દિવ્ય પ્રેમ ઝંખે છે. એને માટે અંતરની આશિષ ઇચ્છે છે. શું આટલું કરવા માટે મા કૃપણ બનશે? કદાચ મારી આ વાત તમારા હૃદય સુધી નહીં પહોંચતી હોય. ગમે તેમ પણ હું મારા પોકાર તમારા હૃદયો સુધી પહોંચાડીશ. તમને કદાચ મારી આ વાત નહીં સાંભળવામાં આનંદ આવતો હશે. તો પણ, તમારે મારી વાત સાંભળવી જ પડશે. હું મારો સતત પ્રયત્ન જીવન પર્યન્ત ચાલુ રાખીશ. મારું શું ખરાબ થશે? અને ખરાબ થયું તો પણ એ દૂષણ તમારું જ રહેશે. બાળક સારું ખરાબ જાણતું જ નથી. બધો જ દોષ માનો જ જણાશે. અરે, જરા વિચાર તો કરો! આ દોષમાંથી બચવું હોય તો જલદી જલદી કૃપા કરો. જેથી મારું હૃદય પ્રેમથી છલોછલ થઈ ઉભરાય જાય.

હું તો સમજતો હતો કે ભગવાન જ કઠોર છે અને ભક્તો ઘણા જ દયાળુ હોય છે. અને એ આશામાં ને આશામાં ઘેર ઘેર ભક્તો પાસે ભટકતો ફરું છું, અને એમને શોધું છું, અને દયાની યાચનાઓ કરતો રહું છું. પણ મને તો હવે જુદો જ અનુભવ થતો જાય છે અને એમ લાગવા માંડયું છે કે ભક્તો ભગવાનથી પણ કઠોરતામાં ચઢી જાય એવા છે. હૃદયહીન કેવળ ભગવાનને સમજતો હતો પણ

મારી ભૂલ હવે ભાંગતી જાય છે. મને લાગે છે કે ભક્તો પણ ભગવાન કરતાં વધારે હૃદયહીન છે. જો આ આરોપથી બચવું હોય તો હજુ પણ મોકો છે, બાજી હાથમાં છે. જલદી જલદી આ બાળક પર કૃપા કરો. પ્રેમ–ભૂખ્યું આ બાળક કયાં સુધી ટળવળશે ? શું એ ટળવળાટ જોવામાં તમને ભગવાનની માફક આનંદ આવે છે ? તો બનો નિષ્ઠુર અને દૂરથી જોયા જ કરો. હું પણ રડતો રહીશ–ટળવળતો રહીશ. એને જ મારો આનંદ સમજીશ. ભક્તોને જેમાં આનંદ આવે તેમાં મારે આનંદ માનવો જ રહ્યો. તમને બાળવામાં આનંદ આવે છે તો મને બળવામાં આનંદ આવે છે.

શું મા બાળકના ગુણ અવગુણ જોતી હશે ? તો એ પણ વસમું છે. બાળકના ગુણ અવગુણ એ પણ માના જ છે. અરે મા તો અવગુણી બાળક હોય તો પણ એને કદી તરછોડશે નહીં, એવું સાંભળ્યું છે તે શું ખોટું છે ? શું તમે તમારું બિરુદ પણ છોડી દેશો ? મને મારી હવે ફિકર નથી, પણ મને એ ફિકર થાય છે કે તમારા દયાળુ-પણાના બિરુદનું શું ? ભક્ત, સદ્‌ગુરુ, મા, મા. બિરુદ ભરોસે બહુનામી. બિરુદ તો સાચવો ! સદ્‌ગુરુ સદ્‌ગુરુ, જો તમારું બિરુદ જશે તો પણ એ મારાથી કેવી રીતે સહન થશે ? જગત પર થતી તમારી હાંસી હું કેવી રીતે જોઈ શકીશ ? અને આ તમારી બદનામી જોઈ હું જીવી પણ કેવી રીતે શકીશ ! માટે હે ગુરુદેવ, તમે ગમે તેમ પણ દયાળુતાનો તમારો ગુણ ના છોડો, ના છોડો ! બધા જ

ભક્તો મારા તો ગુરુદેવ છે. મારો ગુરુ સર્વ ભક્તોમાં ફેલાયો છે. હવે બધા ભક્તો જ મારા માટે તો મારૂપ, પિતારૂપ છે. શા માટે દયા કરતા નથી ? જો મારામાં અવગુણ દેખતા હો તો શા માટે એને તમે કાઢતા નથી ? ક્યાં સુધી મારે રડવાનું રહેશે ? આંખમાં આંસુ સૂકાતાં જ નથી. ગુપચુપ છાનોમાનો રડતો રડતો પડી રહ્યો છું. બાળકનાં આંસુ જોઈ કઈ હૈયાફૂટી મા ચૂપ બેસી શકે ? હૈયાફૂટીનું બિરુદ લેવું છે ? ના, ના. એવું તો નહીં જ બને. નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ. " ક્યું તરસાવો અંતર્યામી આઈ મિલો કૃપા કરી સ્વામી. દાસી મીરાં જનમ જનમકી પડી તુમારે પાય. " " દર્શન દીનો આય " નારાયણ, ભક્ત, સદ્‌ગુરુ, મા, હું શું જાણું ? તમે કેવી રીતે કૃપા કરો છો એ તમે શીખવશો તો જ હું સમજીશ. શું મારા નસીબમાં હંમેશને માટે આક્રંદ જ કરવાનું છે ? તો તો યાદ રાખજો, તમે પણ કેમ સુખેથી બેસી શકશો ? બાળક જો રડતું જ રહેશે તો મા પણ કેવી રીતે શાંતિથી બેસી શકશે ? સદ્‌ગુરુ, સદ્‌ગુરુ, માવડી, કૃપાળુ, સદ્‌ગુરુ બધાં જ નામરૂપ લઈ તું એમાં સંતાયો છો. સદ્‌ગુરુ, સદ્‌ગુરુ, માવડી. એટલે તને એમાં હું શોધું છું, એ શું ખોટું છે ? ખરું, ખોટું હું જાણતો નથી. હું તો તને પોકારવું જાણું છું. બાળક બીજું શું કરે ? નારાયણ નારાયણ માવડી, મા, મા, શું તું તો નિર્મોહી બની ગઈ છે ! એટલે બાળકનું આક્રંદ જોઈ તને દયા આવતી નથી ? પણ એ તો ખબર હશે કે બાળહઠ બહુ ભયંકર હોય છે.

અને મને આશા છે કે તારે મારી ઉપર કૃપા કરવી જ પડશે. સદ્‌ગુરુ, મા, બાળક વગર મા એકલી રહી જ કેમ શકશે? તમારી ગરજે તમારે બાળકને શાંત કરવું પડશે. બસ એ જ આશાએ બાળક રડી રહ્યું છે. કૃપા કરો, કૃપા કરો, હે સદ્‌ગુરુ, માવડી! હવે તો તમે તમારી શાંતિ માટે બાળક પર કૃપા કરો. ૐ સદ્‌ગુરુ....બેન તું પણ મારે મન તો સદ્‌ગુરુ જ છે. તું પણ ભક્ત છે. મારી સાક્ષાત મા છે. સદ્‌ગુરુ, માવડી,....બેન પણ તે જ. અહાહા! સદ્‌ગુરુ, નારાયણ, નારાયણ, પ્રેમથી આ રડતા અને પ્રેમ વિહાણા બાળકને–પ્રેમથી ભરી દો, આશીર્વાદ આપો. તમે બધા નારાયણ છો. મા, મા, મા, સદ્‌ગુરુ, સદ્‌ગુરુ, સદ્‌ગુરુ, તમે બધા શા માટે મને તમારા હૃદયથી અલગ રાખો છો? શા માટે દર્શન દેતા નથી? કૃપા કરો. હું તો દિવ્ય પ્રેમ યાચું છું. મા, મા.

પરમાનંદ

પત્ર–૮૩ તા. ૧૩–૬–૫૮

શ્રી સદ્‌ગુરુપ્રિય........,

હું ભદ્દેલી ઉપડ્યો છું તે કદાચ ખબર પડી હશે. મેં એક કાગળ લખ્યો છે. સવારે જ એને કાગળ લખ્યો છે અને અત્યારે તને કાગળ લખું છું. અત્યારે બપોરના બાર વાગ્યા છે. મનમાં એક જ ઝંખના ચાલ્યા

કરે છે. એ તમે બધાં ક્યાં જાણતાં નથી? અને તેમાં પણ તારાથી શું અજાણ્યું છે? મારું કશું જ છૂપું નથી. પ્રભુનું ભજન-ભક્તિ થતી નથી. આમતેમ ભટકું છું અને હવે મેં એક આશા બાંધી છે કે પ્રભુના ભક્તો જ પ્રભુના સ્વરૂપ છે, તો પછી એ સગુણ બ્રહ્મને શા માટે ન પકડવું? એટલે તમે બધા મારી આશા બન્યા છો. તમને બધાંને જોઈને મારું મન આનંદથી નાચી ઊઠે છે. પણ તમે લોકો મારો એ ભાવ જાણીને પણ મને કોણ જાણે કેમ અપનાવતા નથી! કેમ ઉદાર થતા નથી? શું તમને બધાંને મારી સહેજ પણ દયા નથી આવતી? હું ભજનહીન, જ્ઞાનહીન, શક્તિહીન, ક્રિયાહીન, ભક્તિહીન હું ભક્તોનો શરણાગત છું. બધાંને શરણે છું અને હું માગું પણ શું છું? મારે દેહનાં સુખો નથી જોઈતાં. રિદ્ધિ-સિદ્ધિ નથી ઇચ્છતો. હું માત્ર કૃપા ઇચ્છું છું. માત્ર ચરણકમળની શુદ્ધ ભક્તિ માગું છું. અને જગતની માયામાં મારું મન ન ફસાઈ પડે તેટલા માટે બધા ભક્તો પાસે આશીર્વાદ માગું છું. શું તમે મને આશીર્વાદ નહીં આપો? બધાની સેવા કરવા માટે જ હું બધા પાસે આશીર્વાદ માગું છું....બેન, તમારે આશીર્વાદ આપવા જ પડશે. અત્યંત કરુણભાવથી અવિરત અશ્રુધારા આંખો વરસાવી રહી છે. રડી રડીને આંસુઓ પણ આંખમાં જ હવે સૂકાવા મંડયાં છે. આંખો પણ નાની થઈ જાય છે, સુઝી જાય છે. આ મારો ગુપ્ત ભાવ પણ તમારી પાસે ખુલ્લો કરી દઉં છું. મારી સાથે ફરનાર પણ આ ભાવ કદાચ નથી જાણી શક્યા. પણ તમારી પાસે આ લખાઈ જાય છે.

રાતે ઊંઘ નથી. દિવસે ચેન નથી. કોઈ વખતે હસું છું, કોઈ વખતે રડું છું. ગાંડા જેવું મારું મન બની ગયું છે. અને ખરેખર મારી વાતો પણ તમને ઘણી વખત ગાંડા જેવી જ લાગે છે. ખરું કે નહીં? મારી વાત સાંભળવા તમે કોઈ તૈયાર જ નથી થતા. બધાં મારાથી દૂર ભાગો છો. તમે ભાગી શકો છો કારણ કે તમે શક્તિશાળી છો. હું શક્તિહીન છું. પણ યાદ રાખજો, ભાગશો તો તમે જ કાયર કહેવાશો. તમારી ગણતરી પણ શક્તિહીનમાં થશે, માટે જલદી આશીર્વાદ આપો. તમે બધા ભક્તો એટલે મારે મન સદ્ગુરુ, માવડી. હું તમારો ચેલો, બાળક, જે કહો તે. પણ ચેલા બનવાની હિંમત હું કરી જ કેવી રીતે શકું? હું બાળક બની શકું. શિષ્ય બનવાની યોગ્યતા મારામાં છે જ ક્યાં? હું તમારું ગાંડું ઘેલું બાળક. ઓ સદ્ગુરુ, માવડી, જલદીથી આ તારા બાળકને કૃપા અને પ્રેમની વર્ષાથી ભીંજવી દે. સદ્ગુરુ, નારાયણ, જ્ઞાનદેવ, જ્ઞાનેશ્વર, માવડી, મા, મા, મા, સદ્ગુ,રુ ગુરુદેવ, તારી કૃપાથી મા, નવરાવી દે મને. નારાયણ, નારાયણ, નારાયણ, નારાયણ,

બાળક તો કેવળ માનો દિવ્ય પ્રેમ જ માગે છે. મારે બીજી કશી જ ઇચ્છા નથી. બધાં જ ભક્તોના ચરણકમળની શુદ્ધ અહેતુક ભક્તિ જ રહે એ વિના બીજી કશી જ ઈચ્છા નથી. એને માટે મારી પાસે પ્રેમ નથી. એટલે એ પ્રેમનો ભિખારી બની હું દરવાજે દરવાજે ભટકું છું—ભટકીશ. શું તમારે બારણે આવેલો ભિખારી ખાલી હાથે પાછો જશે?

યાદ રાખજો, તમારી જ આબરૂ જશે અને આ ભિખારી પણ હઠીલો છે. મરી જશે પણ દરવાજામાંથી ઊઠશે નહીં. માટે જરા દયાળુ બનો. શા માટે કંજૂસ બનો છો ? તમારી પાસે ઘણું છે તેમાંથી થોડું આપશો તો ઘટશે નહીં. ભક્તો પાસે શું નથી ? ભગવાન તો ભિખારી બની ગયો છે. એટલે એની પાસે તો શું જઈને માગું ? કારણ એણે બધું જ એનું ભક્તોને સોંપી દીધું છે. એટલે ભક્તો પાસે જ માગવું રહ્યું. અને તમે તો દયાના સાગર પ્રેમના સાગર છો. તેમાંથી એકાદ બિંદુ આપશો તો બાળક રાજી રાજી થઈ જશે. અને બાળક શાંત થશે, તો તમને પણ સુખે બેસવા મળશે. બાળકના સુખમાં તમારું સુખ પણ સમાયેલું છે. નારાયણ. મારે મુક્તિ-બંધન સાથે હવે કશો જ રસ રહ્યો નથી. મારી મુક્તિ બંધન જે કહો તે હવે ભક્તોના હાથમાં છે. 'પ્રેમાનંદ મારો કે તારો સમરથ અંતર્યામિ,' તમે બધા સમર્થ છો. તમારું સમર્થપણું શું મને નિરાશ કરવામાં જ વાપરશો ? આટલા દયાહીન શું તમે થઈ શકશો ? નહીં, નહીં, એવું તમે નહીં જ કરી શકો. હું જ શંકાશીલ છું. મને શ્રદ્ધા નથી. એમાં તમારો શો દોષ ? પણ શું કરું ? લખાઈ જાય છે. હું મારા વશમાં નથી. મારો દોષ તમે તો શાના જ જુઓ ? સદ્દગુરુ તમે તો જાણો છો કે હું ગુણહીન, મતિહીન છું 'કુટિલ, ખલ, કામી,' અનેક બિરુદ છે. પણ હું, હે ગુરુદેવ, માવડી, તમારા ગુણ પણ જાણું છું. જો તમે તમારા ગુણ (બિરુદ) ભૂલી ગયાં હો તો હું તમને યાદ દેવડાવું છું. જુઓ, તમે પતિત

પાવન, દીનબંધુ, દીનાનાથ, દયાના સાગાર, ભક્તવત્સલ છો. ગુણવાનને હંમેશાં પોતાના ગુણની યાદ રહેતી જ નથી. પણ તારે બિરુદ સંભાળવું જ પડશે. તારી આબરૂ સાંભળીને હું તારી પાસે દોડી આવ્યો છું. હવે શા માટે તારા ચરણકમળથી અલગ રાખે છે? જલદી આં પતિતનો ઉદ્ધાર કર. "મી દીન પતિત અન્યાયી ઠાવદેઈ ચરણપાસી." સદ્‌ગુરુ, માવડી, ભક્ત, માવડી, નારાયણ, નારાયણ. તમે બધાં મારી માવડી છો. હું તો દશબાર મહિનાનું નાનું બાળક છું. કશું જ જાણતું નથી. મા, મા, મા, મા, મા, જલદીથી કૃપા કરો. તમારી ચરણરજ મારા મસ્તકે ચઢાવો. તમારા ચરણ ધોઈ જલદી જલદી એ જળ મને પિવડાવો જેથી મારા આક્રંદ કરતા હૃદયને શાંતિ મળે. બેનને પણ કહેજે કે જલદીથી ચરણજળ મોકલી આપે. નમસ્કાર, પ્રણામ. નારાયણ, નારાયણ.

પરમાનંદ

પત્ર–૮૨ તા. ૧૩-૬-૫૮

**શ્રી ભગવતીપ્રિય........,**

તમને કદાચ ખબર તો પડી જ હશે કે હું ભદેલી ગયો છું. તમારી નીચેવાળાં ગજરાબેન સાથે હું ભદેલી ગયો છું.

અહીંનું કુદરતી વાતાવરણ ઘણું જ સુંદર છે. ઔરંગા

નદીના કિનારે આ ગામ આવેલું છે. ખુલ્લી હવા, નદી-કિનારો, અને ગામના લોકો પણ આમ તો કંઈ ખાસ દુઃખી જણાતા નથી. મોટાં મોટાં ઘરો અને બધા ખેતીપ્રધાન લોકો છે. એક મંદિર પણ ભગવાન કૃષ્ણનું અહીં છે. અને એક શંકરજીનું મંદિર પણ છે. બધું જ સુંદર છે. પણ ભકતો જણાતા નથી. ભકતો નહીં હોય એવું મારું કહેવું નથી, પણ મને કોઈ દર્શન દેતું નથી. એટલે મને એ અતૃપ્તિ રહે છે. મારું નસીબ જ એવું છે. કોણ જાણે ક્યારે આ અતૃપ્ત મનને શાંતિ થશે? મારે ભગવાનને નથી જોવા પણ એના ભકતોને જોવા છે. ભગવાન તો બધે જ છે એમાં શું જોવું? મનને શાંતિ નથી. એટલે તમારા તરફ ધ્યાન ગયું. અને તમને આ કાગળ લખું છું.

તમારા જેવા એકનિષ્ઠ ભકતો જો ધારે તો શું મારું દુઃખ બહુ મોટું છે? પણ કોણ જાણે કેમ તમે પણ ચૂપ થઈ ગયા છો! શું તમને મારી દયા નથી આવતી? હું બીજું કશું જ નથી માંગતો. ફકત પ્રેમપૂર્ણ આશીર્વાદ માગું છું. તમારા ચરણની ધૂળથી મને શાંતિ થશે. મારો રોગ જ એવો વિચિત્ર છે. મારે ભકત-દર્શન જોઈએ છે. હંમેશાં ભકતોની વચમાં હું રહું એ મારી ઇચ્છા છે. એટલા માટે જ તમારા આશીર્વાદ ચાહું છું. મારામાં શુષ્કતા આવી ગઈ છે. નીરસતા ખૂબ થઈ ગઈ છે. અને ભક્તોના ચરણોદક વિના હવે કેવી રીતે શાંતિ મળી શકે? એટલે એવો આશીર્વાદ આપો કે જેથી મને પ્રભુના મહાન ભકતો હંમેશાં મળતા રહે. ને મારું શુષ્ક જીવન રસવાળું અને પ્રેમપૂર્ણ બને. મારે

સંસારમાં બીજું કશું જ જોઈતું નથી. કોઇ જ ઇચ્છા રહી નથી. ફક્ત એક જ આશામાં હવે જીવન વ્યતીત કરી રહ્યો છું, અને તે ભકતદર્શન. એટલે હું ચારે તરફ રખડુ છું. ભક્તો મળે છે ને પછી છટકી જાય છે—આઘા ખસી જાય છે. અને મને તરસાવે છે. હું શું કરું? મારામાં એવી કોઈ શકિત પણ નથી કે જેથી એમને હું બાંધીને મારી પાસે રાખી શકું. છેવટે અસહાય થઈ ને પડી રહું છું. રાતદિવસ વિતાવવા બહુ કઠિન થઈ પડ્યા છે. કશી સૂઝ પડતી નથી. આંખો આતુરતા સહ કશું શોધતી ફરતી હોય છે. પણ એને નિરાશા વિના બીજું કશું મળતું નથી. થાકીને કોઈ વખત રડે છે, તો કોઈ વખત સ્થિર થઈ બાવરા જેવી બની જાય છે. શું આ બાળકને ભક્ત–પ્રેમ નહીં મળે? શું ભક્ત–પ્રેમવિહોણું ટળવળતું આ બાળક તમને યાદ નથી આવતું? તમારામાં માતાજીનો અથાગ શક્તિ પ્રેમ ભરેલો છે. તેમાંથી થોડો પ્રેમ શું બાળકને નહીં મળે? શું થોડી શક્તિ પ્રેમની ભેટ મને આપવી એ તમારે માટે બહુ જ મોટી વાત છે? જલદી કરો. તમારી કૃપાથી આ બાળકનું દુઃખ દૂર થઈ જશે. ખૂબ આશીર્વાદ મોકલો. બધા ભક્તોને હું કહું છું. પણ બધાં મને હસી કાઢે છે. બધાં જ લોભી છે—કૃપણ છે. તમે પણ એ લોકો જેવાં નહીં થતાં....બેનને તમારી સાથે આશીર્વાદ મોકલવા કહેશો. ....બેન પણ દયાવિનાનાં બની ગયાં છે. એમને પણ કહેજો. તમારાં બધાંની સમક્ષ મારી આ ટેલ છે. મને ભીખ માંગતો જોવામાં શું તમને બધાને ખૂબ આનંદ આવે છે? હું દિવ્યપ્રેમનો ભિખારી

છું. તમારા પ્રેમપૂર્ણ આશીર્વાદથી મારું કામ થઈ જશે. એમાં તમારે શું ગુમાવવાનું છે? સદ્‌ગુરુ, મા, મા, મા, માવડી, નારાયણ, નારાયણ! હું ભક્તિહીન છું-પ્રેમહીન છું. તમારી કૃપાથી ભક્તિપ્રેમ મને જરૂર મળશે. સદ્‌ગુરુ, માવડી, શું તું આટલી બધી નિષ્ઠુર બની ગઈ છો? ગુરુદેવ, ગુરુદેવ, દયા કરો! દયા કરો! તમે હવે સર્વત્ર બની ચૂકચા છો. ભક્તોમાં વિશેષ ભાવે રહ્યા છો. એટલે ભક્તોના હૃદયમાં હું તમને શોધું છું. પણ મને નિરાશા જ મળે છે. મારું નસીબ જ ફૂટેલું લાગે છે. તમે સર્વત્ર છો, પછી મારા માટે જ કેમ અદૃશ્ય રહો છો? મારામાં પ્રેમ નહીં હોય તો પ્રેમ ભરો, ભક્તિ ભરો જે કાંઈ ઊણપ હોય તે બધી તમે જ દૂર કરો, જેથી હું તમારે લાયક બનું. તમારે લાયક મને બનાવવો એ પણ તમારું જ કામ છે. હું કશું જ કરી શકું એમ નથી. તમારે શરણે છું. મા, મા, મા, સદ્‌ગુરુ સદ્‌ગુરુ. જગતનાં સુખો-માયાનાં સુખો હું નથી માગતો. તો તમે મને તમારાથી દૂર કરી તે સુખો તરફ શાને ફેંકો છો? તમારી ગોદથી મને શા માટે દૂર કરવાનો પ્રયત્ન કરો છો? મારે તમારી માયાની વસ્તુ જોઈતી જ નથી. હું હાથપગ પછાડતો જ રહીશ, કલ્પાંત કરીશ અને તમને પણ નહીં ઝંપવા દઉં. બાળક કલ્પાંત કરતાં ફરતું હોય તો મા પણ કેમ શાંતિથી બેસી શકશે? બાળકની એક જ ઇચ્છા છેઃ ગોદથી અલગ ના કર. મા વિના બાળકને બીજું કોણ છે? સદ્‌ગુરુ, માવડી, જો બાળકને બહુ રડાવશો તો પછી, હે મા! દુઃખ પણ તને

જ વધારે થશે. એને છાનું રાખવા તારે જ પછી વધારે પ્રયત્ન કરવો પડશે: તને જ મહેનત ખૂબ પડશે. માટે પહેલાંથી જ વિચાર કરીને જો, અને જલદી કૃપા કર, અને મને શાંત કરી તું મારા પર કૃપા કર. તને વધુ કષ્ટ પડે તે બાળક કેમ સહન કરી શકે? સદ્‌ગુરુ, સદ્‌ગુરુ, જ્ઞાનેશ્વર જ્ઞાનોબા. ભક્તોની ચરણરજથી મારો જરૂર ઉદ્ધાર થશે એની મને ખાત્રી છે. એમાં જ મારી શાંતિ છે. હે માવડી, હું ઘેર ઘેર ફરી ભક્તોને શોધીશ અને ચરણકમળની ભક્તિ કરીશ ત્યારે જ હવે મને શાંતિ મળશે. એના માટે મને તમારા આશીર્વાદની જરૂર છે. તમે તો મારી મા છો, ભક્ત છો. જે કોઈ ભક્ત હોય તે મારે મન ગુરુરૂપ છે બસ એ ગુરુના આશીર્વાદ, કૃપા, પ્રેમ હું માગું છું. માટે માતાજી કૃપા કરો. આ દીન, મલીન, હીન બાળકને શા માટે કૃપાથી વંચિત રાખો છો? હું તો તમારી શુદ્ધ ભક્તિ માગું છું. તમારા બધાના ભક્તોના ચરણકમળમાં સેવા કરતાં કરતાં જીવન પૂરું થઈ જાય. બસ એ જ મારી મુક્તિ છે. માટે તમે મારા પર અમીવર્ષા જલદીથી કરજો....બેનને પણ કહેજો, ....બેનને પણ કહેજો. પ્રેમનો એક એક ટૂકડો માગું છું. તમે બધા બહુ દયાળુ છો એમ સમજીને ભીખ માગું છું. રડાવવો, હસાવવો તમારા હાથમાં છે. સદ્‌ગુરુ સદ્‌ગુરુ તમારું રડતું બાળક પ્રેમની ભીખ માગતું ભિખારી બાળક.

પરમાનંદ

પત્ર-૮૩ તા. ૧૩-૬-૫૮

ૐ નમો ભગવતે વાસુદેવાય

શ્રીકૃષ્ણ પ્રિય........,

જીવનમાં ગુરુકૃપા ન ઝીલી શકયા તો જીવન ફોગટ છે. હવે ગુરુકૃપાનો વરસાદ આપણા પર વરસતો હોય છે. સદ્‌ગુરુની અમીદષ્ટિ આપણા પર સતત હોય છે જ. પણ આપણે હતભાગી એને નથી સમજી શકતા. આ હું મારી વાત કરી રહ્યો છું. મારું હૃદય ખુલ્લું કરું છું, અને તમારી પાસે દયાની ભીખ માગું છું. તમારા આશીર્વાદથી મારું હૃદય જે કઠોર છે, ગુરુકૃપા ઝીલતું નથી, અને હંમેશાં માયાનાં સુખો તરફ દોડતું હોય છે તે કંઈક સુધરશે. સરળતા મારામાં બિલકુલ નથી. પ્રેમહીન છું -ભકિતહીન છું—સ્વાર્થી છું. શું લખું? એટલા બધા મારામાં અવગુણો છે કે લખવા બેસું તો પુસ્તક ભરાઈ જાય. તમે દયાળુ છો, સમજુ છો, ભક્ત છો, ભગવાનના પ્રિય છો. મને સરળ બનાવવો સેવાભાવી ને ગુરુકૃપા-પાત્ર બનાવવો એ શું તમારે માટે બહુ મોટી વાત છે? ના, ના, ભકતોને તો તે રમત વાત છે. તમે પ્રભુના પ્રિય છો. તમે સહેજ મારે માટે સદ્‌ભાવના કરશો તો મારું રઝળતું જીવન ઉત્તમ બની જશે. સદ્‌ગુરુ કૃપાપાત્ર, ભગવાનના કૃપાપાત્ર ભકતો મારે માટે તો ભગવાન કહો, સદ્‌ગુરુ કહો જે કહો તે બધું એક જ છે. ભક્ત એટલે મારે માટે તો હવે સદ્‌ગુરુ. હું હવે બીજા કયા સદ્‌ગુરુ પાસે જાઉં? તમે બધાં ભગવાનનાં પ્રિય એટલે મારાં ગુરુ-

મહારાજ. હું મારી જાતને શિષ્યપદ નથી આપી શકતો કારણ એટલી લાયકાત મારામાં છે જ નહીં. પણ તમને ગુરુ તો જરૂર કહીશ, તમે ગુરુ. અને હું તમારું ગાંડું અવગુણથી ભરેલું નાનું બાળક. સદ્‌ગુરુ, સદ્‌ગુરુ, નારાયણ, નારાયણ! જ્ઞાનેશ્વર, જ્ઞાનેશ્વર! હે ગુરુદેવ દયા કરો. બીજી મારી આપની પાસે શી માગણી છે? ફક્ત પ્રેમ, શુધ્ધ–દિવ્ય પ્રેમ કે જેનાથી હું આપની સેવા કરી શકું, આપને જાણી શકું. તમને જાણવા માટે, હે ગુરુ, તમારી કૃપાની જ જરૂર છે. હું તમને નથી સમજી શકતો તેમાં હું શું કરું? તમે સમજાવશો, કૃપા કરશો ત્યારે જ તમને જાણી શકીશ; તમારાં દર્શન કરી શકીશ, તમારી દૃષ્ટિથી જ હું તમને જોઈ શકીશ. અને તેટલા માટે તમારે જ દિવ્ય દૃષ્ટિ આપવી રહી. નહીં આપશો તો આંધળો કેવી રીતે તમને જોશે? માની કૃપા વિનાનું બાળક દેખતું છતાં આંધળું જ ગણાય. મને આંધળો રાખવામાં તમને શું લાભ થવાનો છે? ઉલટું તમારેજ સહન કરવું પડશે. આંધળું બાળક માને જ બોજા રૂપ થઈ જશે. હે સદ્‌ગુરુ, માવડી, તને હું ક્યાં સુધી બોજારૂપ રહીશ? એ બધું હવે તો તારી કૃપા પર જ છે. હે ગુરુદેવ, તારે તારો બોજો જ હલકો કરવાનો છે –મારા ઉપર કૃપા કરવાની છે. હું આવો મૂર્ખ રહીશ તો તેમાં તારી હાંસીનો મને ભય. છે તારી જગતમાં હાંસી થાય તેમાંથી બચવા માટે—એ આક્ષેપથી બચવા માટે તો હે ગુરુદેવ! તું મારા પર પ્રેમની વર્ષા વરસાવ? બાકી મારી તો સહેજ પણ લાયકાત નથી, એ નિર્વિવાદ વસ્તુ છે. જ્ઞાનેશ્વર, જ્ઞાનેશ્વર,

માવડી, સદ્દગુરુ, માવડી, હે માવડી, એવી કૃપા કર કે મારું અસ્તિત્વ જ ન રહે. કારણ જ્યાં સુધી હું રહીશ ત્યાં સુધી તું નથી રહેતો. મારું હૃદય તારું બનો, એમાં તું જ રહે. એ તારું જ છે, પણ હું મૂર્ખ એને મારું માની રહ્યો છું. મારું શું તારું નથી? બધું તારું જ છે. તુંહી, તુંહી, તુંહી, તું જ રહે. મને હજુ શા માટે રાખી મૂકયો છે? તારે જ રહેવાની જરૂર છે. તારા વિના હું કેમ જીવી શકીશ? તારામાં રહી શકીશ? તારામાં હું સમાઈ રહું એ જ શોભા છે. 'હું'માં તું કેમ રહી શકે? એક જ રહી શકે. અને હે ગુરુદેવ, તારે જ રહેવું પડશે. તું જ તું જ સદ્દગુરુ, આનંદસ્વરૂપ સદ્દગુરુ, પ્રેમસ્વરૂપ માવડી, મા, મા, મા, નારાયણ, જલદી જલદી તું બની જા. તું રહી જા, આ હૃદય મંદિરમાં. સૂના પડેલા આ હૃદયમાં ચેતના જગાડ, પ્રેમ જગાડ, નહીં તો, જો! મોડું થઈ જશે અને હૃદય વધુ બગડશે. તો પછી હું શું કરીશ? માથે મા, ગુરુ, ભક્તો હોવા છતાં, જો મારી આવી સ્થિતિ બગડી તો પછી એમાં કોનું ખરાબ દેખાશે? અરે હે ગુરુ-દેવ, મને મારી તો હવે ફીકર નથી, પણ તમારી આબરૂની ફીકર જ મને કોરી રહી છે. હું શું કરું? એમ થાય છે કે માથું પછાડીને પ્રાણ ત્યાગ કરું કે જેથી મારા સદ્દગુરુનું આ કલંક મારે જોવું ન પડે. મારી કેવી ખરાબ સ્થિતિ છે! પ્રાણ પણ જતા નથી, કૃપા પણ થતી નથી. શું થતી નથી? શું ઝીલી શકતો નથી? શું કરું? ક્યાં જાઉં? સદ્દગુરુ, સદ્દગુરુ, ગુરુદેવ, પ્યારા સદ્દગુરુ, માવડી, જલદી દોડ,

જલ્દી દોડ, આ મૂર્ખને—ગાંડાને ગુરુકૃપાપાત્ર બનાવ, નહીં તો આ ગાંડો આ તારી કીર્તિને ધૂળમાં મેળવી દેશે. મૂર્ખ બીજું શું કરે? કંઈ સમજાતું નથી. શું તારા કાન આ મારો પોકાર નથી સાંભળી શકતા? શું હું ખાલી ખોટો બકવાટ કરું છું, એમ તને લાગે છે? તારે જેમ સમજવું હોય તેમ તું સમજી શકે છે. તારા પર મારું ચાલી જ શું શકવાનું છે? તને તો હે ગુરુદેવ, પ્રેમથી ભરપૂર કહ્યો છે. શું થોડો પ્રેમ મારે માટે તું નહીં આપી શકે? ખજાનામાંથી શું ખૂટી જવાનું છે? દયા કર, દયાળુ દીનબંધુ, દયા કર, શું કામ તરસાવે છે? બાળક ત્હારૂં રસ્તામાં પડયું છે. તેને શા માટે હે માવડી, તું ગોદમાં લેતી નથી? શું તેને પરાયું બાળક સમજે છે? તારામાં પણ હે સદ્‌ગુરુ, માવડી શું ભેદ ભરેલો છે? ના, ના, એવું તો બને જ કેમ? પણ બળાપામાં એમ કહેવાઈ જાય છે. મને જરૂર ખાત્રી છે કે તું મને અપનાવશે. પણ કયારે તે ખબર નથી. એટલે ધીરજ રહેતી નથી. જેવી તારી મરજી. તું મોટો છે. હું શું છું તે હું જાણતો જ નથી, પણ મૂર્ખ છું, એટલું તો જાણું છું. તું ભલે હસતો રહે. હું રડતો જ રહીશ. શું હું રડતો રહું, મૂર્ખ રહું, પ્રેમહીન, જ્ઞાનહીન રહું એ તને શોભા આપશે? જો તને એમ ઠીક લાગે તો હું તેમ જ રહીશ. તારા આનંદમાં હું શા માટે વિક્ષેપ બનું? પણ માનો આનંદ તો બાળક જ ગણાય. ઠીક છે કે થોડો વખત માને બાળકને રુદન કરાવવામાં જ આનંદ હોય. પણ જો આ બાળકને

વધારે વખત રુદન કરાવીશ તો હે સદ્‌ગુરુ માવડી, બાળક રડી રડીને મરી જશે, અને પછી તારે માથે પાછું બાળ-હત્યાનું વંધ્યત્વનું પાપ લગશે. એટલે હે કૃપાળુ, ગુરુદેવ, હવે સમજી જા. આપણે બન્ને અંદર અંદર સમજી જઇએ એમાં જ શોભા છે. નહીં તો આપણો ઝઘડો જોઈ, જગત હસશે. ગુરુદેવ, ગુરુદેવ, ....બેન, તમે બધા ભક્તો મારા તો ગુરુદેવ જ છો. જલદી આશીર્વાદ આપો, કૃપા કરો. ........ ........બેન, દરેકને મારા પર કૃપા, આશીર્વાદ મોકલવા કહેશો. મા, મા, ગુરુદેવ.

પ્રેમની ભીખ માગતો
પરમાનંદ

પત્ર-૮૪ તા. ૧૩-૬-૫૮

શ્રી પ્રભુપ્રિય........,

જત તારો કાગળ મળ્યો. વાંચી ઘણો જ હર્ષ થયો છે. એક કાગળ મેં ચંદુભાઈ પર પણ લખ્યો છે. અને ચીમનકાકા પર પણ લખ્યો છે. તો તેમની પાસેથી કાગળ લઈ વાંચવો. તમે બધા શનિવાર, ગુરુવાર, એકાદશીએ ભજન કરો છો એ ઘણું જ ઉત્તમ છે. એમ જ કરતાં રહેવું જોઈએ. પરમહંસ રામકૃષ્ણ-કથામૃત ઘણું જ ઉત્તમ પુસ્તક છે. એનું વાચન, મનન ઘણું જ ફાયદાકારક નીવડશે એમાં કાંઈ ન સમજ પડે તો જરૂર પૂછાવજો. અને ત્યાર પછી ચૈતન્ય મહાપ્રભુનું પુસ્તક પણ વાંચવું. આ પુસ્તકોથી આપણા નીરસ જીવનમાં

રસજાગૃતિ થઈ મન પ્રભુ તરફ વળે છે. બીજું તારે જે પૂછવું હોય તે કોઇપણ પ્રશ્ન મને પૂછી શકે છે. શું મને પૂછવામાં કંઈ સંકોચ હોઈ શકે ? માટે ગમે ત્યારે પત્ર લખી પૂછી શકે છે. ખરેખર ફોટો ખોળિયાનો છે એમ રામકૃષ્ણે કહ્યું છે તે તદ્દન જ સાચું છે. કારણ કે શરીર—ખોળિયું તે આપણે નથી. કારણ એ તો આવે છે ને જાય છે, પણ આપણે નિત્ય છીએ. માટે આપણે શરીર નથી, આત્મા છીએ એમ સમજવું: જેવી રીતે બાળક અવસ્થા ગઈ, પણ રશ્મિ કંઇ એની સાથે ગઇ કે ? કારણ કોઈ પણ અવસ્થા આવશે તેમાં તારે તો રહેવાનું જ. તું તો રહીશ જ. બાલ્યકાળ ગયો, કિશોરાવસ્થા પણ જશે. યુવાની પણ ચાલી જશે. વૃદ્ધાવસ્થા પણ આવશે ને જશે. પણ એ બધા સાથે આપણે કાંઈ જ જવાનું આવવાનું નથી હોતું. બાલ્યમાં પણ તું જ, યુવાનીમાં પણ તું જ. તેમ સર્વકાળમાં સમરસ એક તું જ છે; પ્રભુ જ છે. એ જ જ્ઞાન, એ જ દર્શન. એ જાણવું એનું નામ જ મુકિત. પ્રેમપૂર્વક ભજન કરતાં રહેવું, ભાવ નિષ્કામ રાખવો, કોઈપણ પ્રકારની ઇચ્છા રાખવી નહીં, કેવળ પ્રેમપ્રાપ્તિ માટે ચિંતન મનન કરવું. શરીરને પ્રભુસેવામાં સમર્પિત કરવું એજ શરીરની ઉત્તમતા છે. આ આસકિત અને મોહથી ભરેલા સંસારમાં કંઈ જ કોઈપણ ઠેકાણે ફસાવા જેવું નથી. કારણ ઉપરથી મોહક દેખાતો આ સંસાર અંદરથી બહુ જ ભયંકર છે, એ નક્કી માનજે. માટે બહેન રામકૃષ્ણે બરોબર જ કહ્યું છે કે શરીરનો ફોટો એ તો ખોળિયાનો ફોટો છે. એમાં મોહ પામવા જેવું નથી. બધાં જ શરીર નાશવંત છે, દુઃખદેનારાં છે, એ નક્કી

સમજવું. પ્રેમ તો શરીરમાં રહેલા ચેતન તત્ત્વ પર થવો જોઈએ. એ જ પ્રભુ દર્શન છે. અને તે ભક્તિથી, પ્રેમથી, નામ સંકીર્તન કરવાથી બહુ જ સરળ રીતે થાય છે. ....બહેન, મને તું બધું જ પૂછી શકે છે. તું જાણે છે કે તમે બધાં તો મારી માતા છો, ગુરુ છો. બાળકને બધું જ પૂછી શકો છો. જો તમે મને પૂછશો તો મારી ભક્તિ દૃઢ થશે, અને હું આગળ વધી શકીશ. માટે હંમેશાં પૂછતાં રહેવું. જેથી બાળક મજબૂત બની શકે. મને તો તમારાં બધાંનો પ્રેમ જોઇએ. હું તો પ્રેમનો ભૂખ્યો છું. કસુબેન, સુધાબેન, મુક્તા-બેન, ચીમનભાઈ, ચંદુભાઈ, મહીપતભાઈ, સર્વ ભક્તોને કહેજો કે થોડો થોડો પ્રેમનો ટૂકડો મોકલતા રહે. બધાંને મારા નમસ્કાર કહેજે. કસુબેન ને સુધા તો જાણે ભૂલી ગયાં હોય એમ લાગે છે. મને તો બધાનું ખૂબ સ્મરણ રહે છે. જે કોઈ મારા પ્રભુના ભક્તો છે એ મને ભગવાનથી પણ વિશેષ પ્રિય લાગે છે. ભક્તોની હું કેવી રીતે સેવા કરી શકું? મારામાં એવી કોઈ શક્તિ નથી, જ્ઞાન પણ નથી, કે જે વડે બધાની સેવા કરી શકું. એટલે બધા ભક્તો પાસે હંમેશાં શક્તિ માટે—પ્રેમ માટે ભીખ માગતો ફરું છું. અને એમના આશીર્વાદથી હું સેવા કરી શકું, કલ્યાણ સાધી શકું. ....બહેન, જલદી જલદી આશીર્વાદ મોકલજે. અને જે મળે તે બધાને—ત્યાંના ભક્તોને કહેજે કે આશીર્વાદ મોકલતા રહે. ........ને કહેજે કે એકદમ આશીર્વાદ મોકલે. શું નાનાભાઈને બિલકુલ ભૂલી ગઈ છે? નાનોભાઈ તો હજુ બિલકુલ બાળક છે. કશી જ સમજ વગરનો છે. મોટો

થાય પછી ભલે ભૂલી જજે. પણ હમણાં દયા રાખજે. માજીને પણ કહેજે કે બાળક બહુ યાદ કરે છે. માના સ્મરણમાં હંમેશાં રડતું રહે છે. આંસુ પણ રડી રડીને આંખમાં હવે ઓછાં થઈ ગયાં છે. મા, મા, જલદી જલદીથી આ તારા બાળક પર કૃપા કર. અમીદૃષ્ટિ કર. બસ

દિવ્ય પ્રેમ ભિખારી બાળક
પરમાનંદ

પત્ર–૮૫ તા.–૧૮–૬–૫૮.

શ્રી કૃષ્ણપ્રિય........બહેનો,

પત્ર મળ્યો છે.....બેનનો કાગળ પણ મળ્યો છે. 'મા બંધનમાં છે—બેડી પહેરેલી છે.' પણ એ માન્યતા જ ઠીક નથી. કોઈ કોઇને બંધનમાં રાખી જ શકતું નથી મા, મા, સદ્ગુરુ, ગુરુદેવ, નારયણ. શરીર ઉપર કોઈ બેડી પહેરાવી શકે પણ આત્માને, કોણ બાંધી શકે છે? મનને માં રાખી શકે છે? દેહના બંધનને બંધન માની જ કેમ શકાય? અને દેહની સ્વતંત્રતા તે સ્વતંત્રતા કહી જ કેમ શકાય? શું હું આટલી વાત સમજતો નથી?

મા પાસેથી હું આટલું તો જરૂર શીખ્યો છું. માનો સ્વભાવ હંમેશાં ગમેતેમ બાળકને દૂર કરવાનો–કંઈક રમકડાં બતાવવાનો હોય છે, કે જેથી બાળક શાંત બની છાનુંમાનું પડી રહે. પણ હું કંઈ એ રમકડાંમાં ફસાઉં એવો નથી. સદ્ગુરુ, મા, માઉલી, જ્ઞાનેશ્વર, ગુરુદેવ,

શું તમે મને આશીર્વાદ આપવાને બદલે—તમારી ગોદમાં ઉંચકવાને બદલે આમ દૂર કરવા પ્રયત્ન કરો છો? અગર શું મારી કસોટી કરતાં હશો! જેવી તમારી ઇચ્છા. પણ હું પણ ક્યાં જાઉં એમ છું? હે પ્રેમસાગર! કૃપાસાગર! તમારે દયા કરવી જ પડશે. ગુરુદેવ, માવડી! જો તું જ બંધનમાં છો, તો હું છૂટો થઈને શું કરૂં? અને જો તારે બંધનમાંથી છૂટવું હોય તો પણ તારે મારા પર કૃપા કરવી જ રહી. કારણ તું શક્તિ આપે ત્યારે તારી શક્તિથી, કૃપાથી હું તને છોડવી શકું. આમ હે ગુરુદેવ, બધું તારા હાથમાં જ છે. મચ્છેન્દ્રનાથ કામરૂ દેશમાં જઈ બંધનમાં પડ્યા—લીલા-કરી, ને ગોરખનાથને કહ્યું કે મને છોડાવ. શક્તિ એમણે જ આપી, ત્યારે ગોરખ ગુરુદેવને છોડવી શક્યો. એમાં શું ગોરનાથે મચ્છેંન્દ્ર નાથને છોડાવ્યો ગણાય? ખરેખર તો કંઈ બંધન જેવું છે જ નહીં. પણ એ તો માની લીલા છે. બાળક સમજી ચૂકયો છે. જાગતાને ઊઠાડી કેમ શકાય? મા, મા, સદ્ગુરુ, ગુરુ, ॐ સદ્ગુરુ નારાયણ, જ્યાં સુધી મા માથે બેઠી હોય તો પછી બાળકે શું સાચવવાનું છે? બાળક શું ભોગ આપે? મા એ જ કેમ ભોગ આપવો એ બાળકને સમજાવવું પડશે, શીખવવું પડશે. અને બાળકને બંધન શું ને મુક્તિ શું? હું તો માતૃકૃપા યાચતો, શોધતો, અથડાતો, કુટાતો, કકળતો, રડતો પડી રહીશ. બીજી બાળકની શક્તિ પણ કોણ? કરો કૃપા ગુરુદેવ, સદ્ગુરુ, નારાયણ, નારાયણ. "તુઝી કીતી દયાવંત દીને બહુ આવડતી." તમારું દયાવંતનું બિરુદ શું ખોટું પાડવું છે? શું માથી બાળક અલગ

રહી શકે ? મા પોતાની જાતને ગમે તે સમજે તેથી બાળકને શું ? શું માને ચાહવાનો બાળકનો હક્ક મા છીનવી શકશે ? કૃપા કરવી કે ન કરવી એ માના હાથની વાત છે. પણ માને ચાહવી કે નહીં તે બાળકના હાથનીજ વાત છે. મારો હક્ક હું કેવી રીતે છોડી શકું ? કદાચ ઈચ્છું તો પણ છોડી શકું એમ નથી. ગુરુદેવ, સદ્‌ગુરુ, કૃપાળુ, દીનબંધુ ભગવાનની કૃપા થતી હશે કે નહીં થતી હોય તેની મને પરવા નથી; પણ ગુરુદેવ, હે મા, તું તો કૃપા કરેજ છે એ હું સારી રીતે જાણું છું. તું ભૂખે મરીને પણ બાળકને જરૂર ખવડાવશે. અને પછી એ જ કૃપાથી મોટું થયેલું બાળક તને જો બંધનમાં ગમે તે સ્થિતિમાં (લીલામાં) હશે તો તે તારી શક્તિથી જ તને છોડાવશે, એ પણ નક્કી છે. કોઇ શ્રીમંત શેઠ પાસે જ્યારે કોઈ ગરીબ માણસ પૈસા ઉધાર લેવા જાય ત્યારે શ્રીમંત શેઠ હંમેશાં એમજ કહેતા સાંભળ્યા છે કે ભાઈ, મારી પાસે છે જ શું ? મારી પાસેજ ખાવાના વાંધા છે તે તને ક્યાંથી આપું ? આ એ શ્રીમંત શેઠની લીલા માત્ર જ છે. કારણ ધન હોવા છતાં, એ ગરીબને માટે કૃપણ બને છે. શું હે ગુરુદેવ ! તું પણ ને ગરીબ, દીન બાળક સમજી. આમ પેલા શ્રીમંત શેઠની માફક તરસાવે છે ? હું તારી સાખ સાંભળી તારી તરફ દોડયો છું. જ્ઞાનેશ્વર, માવડી, મા, મા,....બેન તમારામાં હું મારા વ્હાલા ને એક માત્ર પ્યારા ગુરુદેવનું દર્શન કરું છું. તમારી આંખોમાં મ ગુરુની આંખ જોઇ છે. એટલે તમે મારાં ગુરુદેવ, માતા, શું શું કહું ! મને ભક્તોમાં બધે ગુરુદેવ જણાય

છે, અને એ ગુરુદેવ પાસે હું ભીખ માગુ છું. તમે કેમ નારાજ થાઓ છો? હું મજાક નથી કરતો. હું ગુરુનો બાપ કેમ બની શકું? બાળક જ ગુરુ પાસે રહેશે.

બેન, હવે કંઈક મારું હૃદય સમજી શકીશ. મને આ જગતમાં ગુરુથી શું વધુ પ્રિય કોઈ વસ્તુ છે? બસ, આમ તમે બધાં મારાં ગુરુરૂપ છો–પ્રેમ સ્વરૂપ છો–હૃદય સ્વરૂપ છો. શું શું કહું? કહી શકતો નથી. કેટલું લખી શકું? ગુરુનું વર્ણન કેવી રીતે કરું? મા, મા, સદ્‌ગુરુ, નારાયણ, જ્ઞાનેશ્વર, ગુરુકૃપા ભિક્ષુ છું. આ બાળકને કયાં સુધી આમ તરસાવશો? જરા મધુર હાસ્યસહ મને દર્શન આપો. દર્શન આપો છો ને છટકી જાઓ છો. પણ હવે હુ તમારી પાછળ જ પડયો છું. "પ્રભુ મૈં પીછો લિયો તુમ્હારો" "સૂર વરકી યહી બિનતિ લે ચરણન મેં ડારૌ." હું દુષ્ટ, ક્રૂર, પાપી, અધમ, તમારે લાયક તો નથી જ પણ તમે જ લાયક બનાવી તમારા ચરણકમળમાં રાખો. નહીં તો બધો જ દોષ તમને જ લાગશે તમારે શું ઓછું થવાનું છે? બહુ જ શીઘ્રતાથી આ બાળકને–રડતા બાળકને શાંતિ આપો. એ હવે કયાં જશે? એને કોણ સંઘરશે? એ શું તમે નથી જાણતાં? બધું જ જાણો છો, છતાં દૂર રહેવા ઇચ્છો છો. મા, સદ્‌ગુરુ, માવડી, નારાયણ, નારાયણ, નમસ્કાર. સદ્‌ગુરુ પ્રણામ. જય સદ્‌ગુરુ, સર્વત્ર તું જ છે. હું છું જ કયાં તું જ લખાવે છે, તું જ લખે છે, તું જ વાંચ. તું જ બધું. મને શા માટે રાખે છે? તારે જ રહેવું પડશે. મા જ રહેશે. બાળક ભોગ આપી માને રાખશે. સદ્‌ગુરુ, સદ્‌ગુરુ.

પરમાનંદ

પત્ર-૮૬ તા. ૧૯-૬-૫૮

પરમ પ્રિય સદ્ગુરુપ્રિય........,

બધા મજામાં જ હશો. ગઈ કાલના જયસુખભાઈ વલસાડ ગયા છે. હજુ આવ્યા નથી. રત્નપ્રભાબેન અને ગજરાબેન પણ સુરત તરફ ગયાં છે. હમણાં અહીં તદ્દન એકાંત છે. મને એ લોકો લઈ જવા માગતા હતા પણ જવાની કંઈ પ્રેરણા ન થઈ એટલે હું તો અહીં જ પડી રહ્યો છું. કદાચ સોમ-મંગળ આસપાસ મુંબઈ અવાશે. પછી તો હરિ—ઇચ્છા. સદ્ગુરુ, ગુરુ.

ગઈકાલે સાંજે નદીકિનારે હું ગયો ત્યારે એક અદ્ભુત દર્શન થયું. જયસુખભાઇના ભાગ્યમાં નહોતું એટલે બિચારા વલસાડ ચાલ્યા ગયા. ઘણું જ અદ્ભુત અને પ્રેરક એ દર્શન હતું, સદ્ગુરુનું. નારાયણ, નારાયણ, જ્ઞાનેશ્વર, જ્ઞાનોબા, ૐ. રોજ સવાર સાંજ હું નદીકિનારે ચાલ્યો જાઉં છું. સવારે તો હું એકલો જ જતો અને સાંજે જયસુખભાઇ વગેરે મારી સાથે આવતા. સોમવારે સવારે જ્યારે નદીકિનારે ગયો ત્યારે હું એકલો જ હતો. કોઈ જ નહોતું. બહુ જ અદ્ભુત, શાંતિમય એ જગા હતી. અને ત્યાં હું બેઠો. આસન વગેરે કર્યાં અને પછી પદ્માસન લગાવી આંખ બંધ કરી ધ્યાનમાં બેઠો. જેમ જેમ ધ્યાન ઊંડુ થતું ગયું તેમ તેમ મને લાગવા માંડયું કે મારી બંને બાજુએ કોઈ આવી બેઠું છે. પણ ધ્યાનમાં વૃત્તિ એટલી ઊંડી ઉતરી

હતી કે આંખો હું ખોલવા ધારું તો પણ ખૂલે એમ નહોતી. ખૂબ જ આનંદદાયક એ સ્થિતિમાંથી આંખ કેમ ખૂલે? એમ લગભગ એક કલાક નીકળી ગયો હશે અને જ્યારે વૃત્તિ ધીમેધીમે બહાર આવવા માંડી ત્યારે સહસા જાણે મારી આજુબાજુથી કોઈ સરકી જતું લાગ્યું ને મારી આંખ એકદમ જ ઉઘડી ગઈ અને આજુબાજુ જોયું તો કંઈ જ જણાયું નહીં, પણ સહેજ ગંધ ગઈ કે જરૂર કોઈક હોવું જ જોઈએ પણ કોણ તે સમજાયું નહીં અને હું ઘેર આવ્યો. હશે કોઈ, આપણે શું? આ વાત સોમવારે બની. મેં અહીં કોઈને કશું જ કહ્યું નહીં. શું કરું કહીને? પણ એમાં કહેવાનું પણ શું હોય?

પછી ગઈકાલે જ્યારે અહીંથી ગીતાપ્રવચન પૂરું કરી સાંજે ૭—૧૫ હું એકલો ખૂબ જ ઉન્માદભાવમાં નદી તરફ લગભગ દોડતો જેવો જ ગયો. કારણ આજે હું એકલો જ હતો. જયસુખભાઈ વલસાડ તરફ ગયા છે ને સાંજે આવવાના હતા, પણ આવી શક્યા નહોતા; એટલે હું નદીકિનારે જઇ રોજની બેસવાની જગાએ ટેકરા પર જઈ બેઠો. ખરેખર એ જગા ઘણી જ સુંદર છે. એકાંત જગા છે. ત્યાં કોઈ આવતું જતું નથી. સામે જ નદી છે. આમ તો એ જગાએ કોઈ મૃત્યુ પામે ત્યારે બાળવા લોકો આવે છે. એને ગામનું સ્મશાન પણ કહેવાય. ખેર, પણ મને જગા ઘણી જ રમણીય લાગી. લોકોને એ જગા ગમતી નથી. ત્યાં કોઈ બેસતું નથી. પણ એ જગાએ જાઉં છું ત્યારે ખૂબ જ શાંતિ અને એકાગ્રતા આપોઆપ સહજ

રીતે થઈ જાય છે, એટલે હું ત્યાં જાઉં છું. હવે શુ બન્યું તે જોઇએ. સદ્‌ગુરુ, સદગુરુ.

હું જેવો ત્યાં જઇ બેઠો કે આજે મને ભજન ગાવાનું મન થયું અને સહજ રીતે "મારો શામળો ઘરેણું સાચું રે." એ ભજન ગાવા માંડયું. વારેવારે ઉલટાવી ઉલટાવીને એ ભજન મારાથી ગવાયા કર્યું. ખૂબ જ ઉન્માદ આપતું એ ભજન હતું, સામે નદીમાં ભરતી પણ ખૂબ આવી હતી. આંખો મારી અર્ધખુલ્લી હતી. કંઠ ગદ્‌ગદ બની ચૂકયો હતો, શબ્દો અસ્પષ્ટ રીતે નીકળતા લાગતા હતા, અર્ધુંભાન અને અર્ધુંભાન નહીં એવી મારી સ્થિતિ હતી. આંખમાં કિનારી પર અશ્રુબિંદુ ઝાકળની માફક વળગી રહ્યાં હતાં, અને હૃદયમાં પ્રેમનો સ્રોત વહેવા માંડ્યો હતો. અને છેલ્લી લાઈન "સાસરવાસો સજીને બેઠી હવે નથી કાંઈ કાચું રે, બાઈ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, હરિચરણ હું તો યાચું રે" આવી અને મારા મુખમાંથી સહસા સદ્‌ગુરુ સદ્‌ગુરુ નીકળી પડયું. અને એ ભવ્ય દર્શન મારી અર્ધ જાગૃતાવસ્થામાં મેં જોયું કે જાણે નદીની જગાએ સાક્ષાત્ સદ્‌ગુરુ પડ્યો છે. ઘનશ્યામ રંગ, રાત્રિની લગભગ તૈયારી અને સદ્‌ગુરુદર્શન. અહાહા! ગુરુ કેટલો દયાળુ! કેવી પરમ કૃપા કરે છે! હમણાં તો રોજ હું ગુરુકૃપા ગુરુકૃપા કરતો ચારે તરફ જોતો ફરું છું. થોડી થોડીવારે ચમકયા કરું છું, અને એમ લાગ્યા કરે છે કે હમણાં મારી પાસે કોઇ બેઠું હતું તે કયાં ગયું? અને પછી મારું મન ખૂબ જ વ્યાકુળ થઇ જાય છે. શું શું લખું? જયસુખભાઈ

સાથે છે પણ એમને પણ કહી શકતો નથી. એ મને પૂછે છે કે આ બધું શું છે? હું ચૂપ થઈ જાઉં છું. આવું આવું ઘણી વખત બન્યા કરે છે. ખેર, પછી તો થોડીવાર થઈ અને સહેજ એ દર્શન અદૃશ્ય બન્યું અને મને એકદમ થયું કે મારી બાજુમાં કોઈ બેઠું છે, અને મારી આંખ સહજ રીતે ફરી. શરીર સ્થિર હતું અને મેં બીજું દૃશ્ય જોયું. એક કાળો નાગ મારી પાસે બેઠો હતો. મારી આંખ એના પર સ્થિર થઈ. આવો ભયંકર સ્વરૂપનો નાગ હોવા છતાં મને તો ન કંઈ ગભરાટ થયો કે ન ઊઠવાની વૃત્તિ થઈ. પણ જાણે ઉલટું આસન વધુ સ્થિર બન્યું અને સહસા મારા મુખમાંથી શ્રીમન્ નારાયણ નારાયણ નારાયણ, એ ધૂન નીકળી. ખૂબ જ આનંદ! અદ્ભુત દર્શન! અને મેં કહ્યું, "પ્રભુ આવા રૂપે શું આ જંગલમાં મારું રક્ષણ કરવા તમને આવવું પડયું કે ભજન સાંભળવા બેઠા હતા? કૃપાળુ, તમારે મારે માટે કેટલી તકલીફ લેવી પડે છે? અને હું તમારી કશી જ સેવા કરી શકતો નથી!" બસ જ્યાં આ શબ્દો મારા મુખમાંથી નીકળ્યા કે સદ્‌ગુરુએ ચાલવા માડયું. મેં ફરી કહ્યું, "મહારાજ, બેસો બેસો, હવે આવું નહીં બોલું." મેં જે સેવાની વાત કરી તે એમને ન ગમી કે શું? સેવા આપવી જ નથી. સેવા કરવી છે ભક્તની, બાળકની. મા, મા, મા, સેવા કરે છે, સેવા કરવા દેતી નથી. કેવો અદ્ભુત્ ભાવ! અને જતાં જતાં મેં કહ્યું, "પ્રભુ, સદ્‌ગુરુ, મને પણ તમારા જેવા ભાવ કયારે મળશે? હું કયારે ભક્તોની સેવા કરી શકું? તમારી સેવા તો હું

શું કરી શકું ? પણ ભક્તોની સેવા તો કરી શકું. હું એ જ માગું છું. ગુરુદેવ, સદ્ગુરુ, જ્ઞાનેશ્વર, જલદી કર–કૃપા કર. અને બસ તે નાગરૂપે સદ્ગુરુએ સડસડાટ પ્રયાણ કર્યું.

હું થોડીવાર ત્યાંને ત્યાં જ દિગ્મૂઢ જેવો બેસી રહ્યો. ઊઠવાનું મન જ ન થયું. અને પછી લથડતે પગલે પાછો ઘર તરફ આવવા નીકળ્યો. વચમાં પાછો એક ઠેકાણે બેઠો અને પછી ઘેર આવી, ખાટલા પર નીચે બેસી ગયો. અને યંત્રવત્ જમી લીધું. અને આજે એટલે ગુરુવારે સવારે તમારી યાદ આવતાં પ્રેરણા થઈ અને પાછું એ દર્શન આંખ સમક્ષ ખડું થયું, ને તમને કાગળ લખવા બેઠો. તમે બધા પ્રભુના ભક્ત છો. તમારા બધાના સહકારથી મને ભક્તિમાં સાથ મળે છે. હું કશું જ કરી શકતો નથી. કોઈની સેવા મારાથી થતી નથી. બાબુભાઈ, નટવરભાઈ, જયસુખભાઈ બધાં જ મને ખૂબ જ મદદ કરે છે. પણ હું તમારે માટે શું કરી શકું છું ? કશું જ નહીં. હું તમારા બધામાં ગુરુસ્વરૂપ જોઉં છું. તમે બધા મારા ગુરુનાં જ રૂપો છો. એ જાણીને પણ, સમજીને પણ, હું કંઈ જ સેવા કરી શકતો નથી, બલ્કે હવે તો ભારરૂપ થતો જાઉં છું. તમારે બધાંએ મળીને આશીર્વાદ આપવા જોઈએ જેથી તે આશી-ર્વાદથી જ હું બધાંની સેવા કરી શકું. તમે બધાં મારા ગુરુદેવ જ છો. સદ્ગુરુ, સદ્ગુરુ, નારાયણ, નારાયણ. હવે તો હે ગુરુદેવ સ્વરૂપ, તમારા બધાના ચરણોદકથી જ મને શાંતિ થશે. તમારા ચરણની રજ આ શરીર પર લગાડીશ ત્યારે જ કંઈક શાંતિ મળશે એમ લાગે છે. તમે બધાં તમારી

ચરણરજ અને ચરણોદક જલદી જલદી મોકલી આપો. બધા જ ભક્તોને કહેજો કે તમારું બાળક કૃપા ઇચ્છતું ભદેલી ગામમાં પડયું છે. સદ્‌ગુરુ, જલદી કરો, પ્રેમ પ્રગટાવો. ભક્ત સ્વરૂપ ગુરુદેવ જલદી દોડ, જલદી દોડ.

પરમાનંદ

પત્ર-૮૭ તા-૨૦-૬-૫૮

સદ્‌ગુરુ પ્રિય.......,

તમારા કાગળો મળ્યા છે. હું મુંબઈ આવ્યો પછી મારે વલસાડ નજીક ભદેલી ગામ છે ત્યાં જવું પડયું છે. દશ દિવસથી હું ભદેલી ગામમાં છું. અને રશ્મિને મેં એક કાગળ લખ્યો છે. તે પણ ભદેલીથી જ લખ્યો હતો. મુંબઈથી તમારા કાગળો મને અહીં મલી જાય છે. હું સોમવારે મુંબઈ પહોંચી જઈશ.

સુધા, તમે બધા ઈશ્વરનું ભજન કરો છો એ તમારો પ્રભુપરનો પ્રેમ તમારા કાગળમાં સ્પષ્ટ જણાય છે. ચીમનભાઈ, રશ્મિ, આપણાં માજી, મુક્તાબેન, બધાં ખૂબ ઈશ્વર ચિંતન—ભજન કરે છે જાણી મનને ઘણો જ આનંદ થાય છે. બહુ જ ભાગ્યશાળી જીવ જ એ તરફ વળે છે. ખરેખર તમારાં ભાગ્ય પર ઈર્ષા આવે છે. ભગવાનની તમારા પર કેટલી બધી કૃપા ઉતરી છે ! બસ એટલે જ તમે બધાં મને પ્રિય થઈ પડયાં છો. સદ્‌ગુરુ, સદ્‌ગુરુ. સુધા, હું ત્યાં હતો તે દરમિયાન મારો પ્રિય સદ્‌ગુરુ મેં તારામાં જોયો અને હું

વ્યાકુળ બની ગયો હતો, તે રાત્રે. એ કંઇ ખબર પડે છે? હું અંદરની રૂમમાં જઈ ખાટલા પર બેઠો બેઠો રડ્યા કરતો હતો તે શું હતું? મેં તારી જગાએ નારાયણનાં દર્શન કર્યાં; સદ્ગુરુને જોયો. ગુરુદેવ, ગુરુદેવ, તું ઘણી જ ભાગ્યશાળી છે અને ત્યારપછી અવારનવાર તારામાં એને નિહાળતો. અને છેલ્લે સ્ટેશન પર ગાડી મોડી કરાવી તે પણ એ જ ગુરુદેવ. અને ડબ્બા બહાર તું ઊભી હતી, હું અંદર ડબામાં બેઠો હતો અને ચીમનભાઈએ કહ્યું હતું કે જરા કેમ ઊભા રહેવું, વાત કરવી તે સમજવું જોઈએ, એવી શિખામણ આપી હતી ત્યારે પણ હું એને જોતો હતો. તારી આંખમાં મેં સદ્ગુરુની આંખનું તેજ જોયું હતું. તું પણ તારા વશમાં નહોતી. એ શું યાદ આવે છે? અહાહા, સદ્ગુરુ, કેટલો દયાળુ છે! સુધા, તારા પર સદ્ગુરુની સંપૂર્ણ કૃપા ઉતરશે, ઉતરી છે. એમાં મને તો કંઈ શંકા જ નથી. આ વાત બધાને સમજાય એવી નથી. હું તને ખરેખર ભાગ્યશાળી ગણું છું. રશ્મિ પણ એવી જ ભાગ્યશાળી છે. માજી પણ એ જ ભાગ્યવાળાં છે. અને એટલે તમે બધાં ભક્તો મારે ગુરુરૂપ છો, માતૃરૂપ છો, પ્રેમ સ્વરૂપ છો. હું તમારા બધાની ચરણરજ છું. તમારા બધાનો દાસ છું. તમારા બધાનો બાળક છું. આ ગાંડાઘેલા બાળકને સદા નિભાવજો. મારામાં ગુણ કંઈ નથી, અવગુણથી ભરપૂર છું. પણ તમે મારા અવગુણ તરફ ન જોતા. આ નાનો ભાઈ, સુધા, હજી ઘણો જ નાનો બાળક છે. દયા રાખજે, કૃપા કરજે, જેથી જલદી જલદી મોટો થઈ બેનની પડખે ઊભો રહી શકે અને બેનને કામ લાગે. બસ આટલું યાદ રાખજે. ગીતામાં

જાઓ છો તે સારું છે. પણ ગીતાનો સાર તો કૃષ્ણ જ છે, શબ્દો તો ખાલી ખોખાં જ છે. અને શબ્દોમાં છુપાયેલ પ્રાણ તે જ કૃષ્ણ. જોજે શબ્દ પાછળ જતી, અર્થ પાછળ જતી. ભાવ જ મુખ્ય છે. એ જ. સદ્ગુરુ, સદ્ગુરુ. ગીતાનું હાર્દ ભગવાન છે, એ સમજવા. એ પ્રેમ પ્રાપ્ત જે કરે છે તે ભાગ્યશાળી. ગીતાનો કૃષ્ણ તો હૃદયમાં છુપાયેલો છે. હૃદયમાં જ શોધજે. પુસ્તકમાં નહીં મળે. પુસ્તક માર્ગ બતાવશે પણ શોધવો તો હૃદયમાં જ પડશે. હૃદય જ પ્રભુ. હૃદય જ કૃષ્ણ. શ્રી કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ.

પરમાનંદ

પત્ર-૮૮ તા.-૨૦-૬-૫૮

શ્રી કૃષ્ણપ્રિય,........,

જત તારો કાગળ મળ્યો છે. ખૂબ આનંદ થયો તને મેં એક કાગળ બુધવારે લખ્યો છે તે કદાચ તને આજે ત્યાં મળ્યો જ હશે અને તારો બીજો કાગળ પણ મને આજે મળે છે. તું મારો કાગળ વાંચતી હોઈશ અને તારો કાગળ વાંચી હું આ જવાબ લખું છું. આ છે નીકટતા! પ્રેમમાં શું અશક્ય છે! તારા ત્રણ પ્રશ્નો વાંચ્યા અને તે માટે નીચે મુજબ લખું છું.

૧. દુનિયામાં મનુષ્યે જન્મ લઈ સારાં—શુભ કર્મો જ કરવાં જોઈએ. પણ તેમ નથી થતું તેનું કારણ **અજ્ઞાન** છે. અજ્ઞાન એટલે શું? નિત્ય વસ્તુને છોડી અનિત્ય વસ્તુને પકડવી તેને અજ્ઞાન કહેવાય છે. નિત્ય પ્રભુ છે, અને

અનિત્ય સાંસારિક દેહાદિ પદાર્થો છે. દેહ, ધન,–પુત્ર–પરિવાર ઇત્યાદિ આમાંનું બધું જ નાશવંત છે. અને દુનિયાના લોકો આ બધી વસ્તુઓ માટે પોતાનું અમૂલ્ય જીવન વેડફી નાખે છે, ને દુઃખી થાય છે. અને પરિણામે દુઃખ જ આમાંથી મળે છે તો પણ, જ્ઞાન ન હોવાને કારણે મનુષ્ય દુઃખી થાય છે. માટે સુજ્ઞ મનુષ્યે ચેતી જવું જોઈએ, અને ભગવાન જે શાશ્વત છે–નિત્ય વસ્તુ છે તેની પાછળ લાગવું જોઈએ. ત્યાં નિરંતર સુખ મળે છે. કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ.

"મનકી મનહી માંહી રહી;
ના હરિ ભજ્યો, ના તીર્થ સેવ્યો ચોટી કાલ ગહી. મનકી૦
દારા, મીત, પુતર સંપત્તિ, ધનજન પૂર્ણ નહીં;
ઔર સકલ મિથ્યા યહ જાનો, ભજન રામ સહી.
ફિરત ફિરત બહુત જુગ આયો મનુષ્ય દેહ લઈ,
નાનક કહત મિલનકી બિરિયા સુમરત કહા નહીં. મનકી૦

કેટલું સુંદર આ ભજન છે! ....બહેન, આ દુઃખપૂર્ણ સંસારમાં બધે જ સ્વાર્થવશ લોકો દોડે છે. અને દુઃખ જ પ્રાપ્ત કરે છે. એક પ્રભુ જ (ભક્તિ) સુખ તરફ લઈ જાય છે.

૨. પ્રકૃતિ ત્રણ ગુણવાળી છે–સત્ત્વ, રજ અને તમ, ને તેમાં આખું જગત જ સમાયેલું છે. જેટલા ઈશ્વર–ભજન કરે, પાપ તરફ ન ઢળે તે બધા સત્ત્વમાં રમણ કરે છે. રજોગુણવાળા ધન, મોજ, વૈભવ તરફ દોડે છે. અને તમોગુણવાળા લૂટફાટ, ચોરી, બીજાને દુઃખ દેવું, એવાં કર્મ કરે છે. પ્રભુભક્તિમાં લીન થઈ જઈએ ત્યારે

આ બધા ગુણો રહેતા નથી અને પ્રભુમય થઈ જવાય છે. ભક્તને આ કોઈ ગુણ બાંધી શકતો નથી. માયાના ગુણોથી આ જગત આખું ગ્રસ્ત થએલું છે. માટે શુભ કર્મો કરી, સરળ થઈ પ્રભુભક્તિ કરવી જેથી આ ગુણથી (જગતથી) આપણે છૂટી જઇએ. એનું જ નામ મુક્તિ. ભક્ત હંમેશાં શુદ્ધ સત્ત્વગુણમાં રહેતો હોય છે. અને ભાવસમાધિમાં ભજન કરતાં કરતાં લીન થઈ જાય છે, ત્યારે તેનાથી પણ આગળ જઈ પ્રભુસ્વરૂપ બને છે. ભક્ત હંમેશાં સમાધિમાંથી નીચે ચાલી સત્ત્વગુણમાં રહે છે. અને અંતકાળે તે પ્રભુમાં લીન થઇ, એ ગુણથી પણ પર થઈ જાય છે; અને શરીરની હયાતીમાં પણ અવારનવાર ત્રિગુણાતીત સ્થિતિનો અનુભવ કરે છે. માટે ત્રણ ગુણ એટલે ભવાટવી—સંસારમાયા, એનાથી પર થવા ભજન કરવું.

૩. ગ્રંથો તો ખાલી ખોખાં છે. શબ્દો તો ખાલી બીબાં છે. એનો સાર પ્રભુ છે. એને પકડવો જોઈએ. પણ આપણે ચોપડીઓ વાંચી, આપણી સમજ પ્રમાણે અર્થ કરી, ઉલટે રસ્તે ચઢી જઇએ છીએ. માટે ખરું તો સદ્ગુરુ મુખથી શ્રવણ કરી, તેના પર વિશ્વાસ રાખી, આગળ વધી શકાય છે. પુસ્તકથી એ જ્ઞાન થતું હોય તો આજે પુસ્તકો તો ઘણાં છે; વાંચે છે પણ ઘણા. પણ જ્ઞાન (પ્રભુદર્શન) કોને થાય છે? આત્માથી આત્માનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે, એટલે સદ્ગુરુ જ મુખ્ય વસ્તુ છે. એટલે ગ્રંથ તો બુદ્ધિ વધારે. પણ પ્રભુ પાસે તો સદ્ગુરુ જ લઈ જાય. બુદ્ધિ વધે તો તર્ક વધે, શંકાઓ વધે અને શ્રદ્ધાનો અભાવ થતો જાય, અને ઉલટો પ્રભુથી (પ્રેમથી) દૂર થઈ જાય છે. આજે બધાં

ગીતા, કુરાન, બાયબલ, શાસ્ત્રો વાંચે છે. પરંતુ ખાલી શબ્દો, વાક્યો, વ્યુત્પત્તિ, ભાષા અને ધર્મના શુષ્ક અર્થ પાછળ જ દોડતા જણાય છે. "શબ્દજાલં મહારણ્યં ચિત્ત-ભ્રમણકારણમ્" શબ્દજાલ એ મોટું અરણ્ય છે અને પછી એમાંથી નીકળવું બહુ મુશ્કેલ થઈ જાય છે. અને બધું ....બહેન પંડિતોને માટે વાદવિવાદના આનંદ માટે છે. આપણું એમાં કામ જ નથી, કારણ કે એમાં આધ્યાત્મિક જ્ઞાનનો વિકાસ થતો જ નથી. આનાથી પંડિત તરીકે તમારી જગતમાં કદાચ પ્રતિષ્ઠા જામે પણ પ્રભુથી તો દૂર જ થઈ જવાય છે. જગતના મહાત્માઓ અને સદ્ગુરુઓ પૈકી કોઈ પણ શાસ્ત્રના અર્થવાદ પાછળ ગયા નથી, અને તે છતાં તેઓએ જે બોધ આપ્યો છે તે ઉત્તમ ગણાયો છે. રામકૃષ્ણ પરમહંસ કહેતા હતા કે કેટલાક માણસો આંબાવાડિયામાં ગયા અને આંબાનાં પત્રો, ડાખળીઓ, ને શાખાઓ ગણવા લાગ્યા, રંગ તપાસવા બેઠા, ઝાડના કદની તુલના કરી તેની નોંધ લેવા લાગ્યા, અને આંબા વિષે ચર્ચા કરવા બેઠા; અને તેમાંનો એક જણ તો સીધો કેરી જ ખાવા માંડ્યો. અને ખરેખર કેરી ખાવી એ જ શાણ-પણ ગણાય. માટે પાંદડાં ગણવાં, કદ જોવું, ચર્ચા કરવી એ કામ પંડિતોનું છે. તેમને ફળ નથી મળતું. અને રામકૃષ્ણ કહેતા જો તમે ભક્ત થવા માંગતા હો તો કૃષ્ણ ક્યાં જન્મ્યા, કયી તિથિએ ગીતા કહી ઇત્યાદિ સાથે તમારે શું કામ છે? એમણે જે પ્રેમનો બોધ ગીતામાં કહ્યો છે તે જ પકડવો. કેરી ખાવા સાથે કામ રાખવું. માટે પ્રભુને પક-ડવાને ગ્રંથો ત્યજવા. આ તારા સવાલના જવાબ છે. હજુ

ન સમજાય તો પૂછજે. વધારે ગ્રંથ સેવનથી હૃદયમાં શંકાઓ વધશે ને પ્રેમથી દૂર થઈ જવાય છે. મહાત્માનાં ચરિત્રો વાંચવાં, તે પણ પ્રેમી ભક્તોનાં જ, જેથી પ્રેમમાં વધારો થાય. બધાંને મારી યાદ કહેજે. તારી બાને મારા નમસ્કાર. સદ્‌ગુરુ, સદ્‌ગુરુ, સદ્‌ગુરુ. પ્રેમ જ સર્વનો સાર છે.

પ્રેમ ભૂખ્યો
પરમાનંદ

પત્ર-૮૯ — તા. ૨૦ ૬-૫૮

સદ્‌ગુરુપ્રિય શ્રી........,

તમારો પ્રેમપૂર્ણ પત્ર મળ્યો, ઘણો આનંદ થયો. પ્રયત્નથી શું નથી થતું ? તમે જરૂર સફળતા પ્રાપ્ત કરશો જ એમ મને તો ખાત્રી જ છે. કોઈપણ રીતે દેહાધ્યાસ જવો જોઈએ. ચાહે તો એકાંતમાં ધ્યાન કરીને, યા તો સમૂહ ભજન કરીને, યા ગીતા ઇત્યાદિ શાસ્ત્રાધ્યયન કરીને. ગમે તેમ પણ મન પ્રભુમાં લાગવું જોઈએ. હવે આ બધામાં સરળ વસ્તુ સમૂહભજન જ. ખાસ કરીને સંકીર્તન જ ઉત્તમ ઉપાય જણાય છે. અને ટેકો મળે તેટલા માટે—એ ભક્તિપ્રેમ વધે તેટલા માટે જ ગીતાધ્યયન થવું જોઈએ. શબ્દોના અર્થ અને ભાષાની ભાંજગડમાં આપણે પ્રેમથી દૂર ચાલી જઈએ છીએ. અખો કહે છે તેમ "ભાષાને શું વળગે ભૂર–રણમાં જે જીતે તે શૂર." આપણે તો રણે ચઢવું છે. કેવળ અર્થવાદ તો આપણે માટે નકામો નીવડશે. ભગવાન છે એ તો

સત્ય જ છે. આ આખું જગત તે જ, તેનું જ બનેલું છે–તે જાણવું એ આપણે માટે દર્શન છે. તો તે માટે ભક્તિની જરૂર છે—પ્રેમની જરૂર છે. જગતને પ્રભુસ્વરૂપ જોવું એ આત્મ–સાક્ષાત્કાર કરવો છે. તેટલા માટે એકાગ્રતાની જરૂર છે. પ્રેમથી જ એકાગ્રતા આવે છે. એટલે ગમે તે રસ્તે એકાગ્રતા કેળવવી જોઈએ. હવે આ બાળકનો નમ્ર અનુભવ છે કે સમૂહ સંકીર્તનથી બહુ જ શીઘ્રતાથી એકાગ્રતા પ્રાપ્ત થાય છે. એકાંત સાધનથી પણ એકાગ્રતા નથી આવતી એમ નથી, પણ એ સહેલું નથી. જ્યારે આમાં તો સમૂહમાં એકાગ્રતા આવી એ એકાંતમાં એકગ્રાતા આવવાની જ. પણ ચીમનભાઇ ! તમે લખો છો કે મને સમૂહમાં એકાગ્રતા નથી આવતી તો જરા વિચાર કરીએ. નિયમ એવો છે કે કોઈએ જો એકાગ્ર મન ગમે તે રીતે કરવાની ટેવ પાડી હોય, તો પછી પ્રભુમાં એકાગ્ર થયેલું એનું મન બીજે ગમે ત્યાં સમૂહ–ભજન કે શ્રવણ કે એકાંત કોઇપણ ઠેકાણે એકાગ્ર થવું જ જોઇએ. એ મહાત્માઓનો અનુભવ છે. એક વખત પણ મન જો એકાગ્રતાનો આનંદ અનુભવશે તો પછી એને ગમે ત્યાં (પ્રભુમાં) એકાગ્ર થતાં વાર જ લાગતી નથી. હવે એ વિચાર કરવાનો છે કે આપણું મન એકાગ્ર થયું છે ? ઘણી વખત આપણે માની લઈએ છીએ કે આપણે અમુકમાં એકાગ્ર થયા છીએ. પણ તે મોટે ભાગે આપણી ભૂલ હોય છે. હા, આપણું મન સંસારના બહારના સ્થૂલ પદાર્થોમાં એકાગ્ર જરૂર થયેલું હોય છે, અને આપણે એને જ એકાગ્રતા માની લઈએ છીએ. પ્રભુમાં કોઈપણ રીતે એકાગ્રતા આવવા માંડી કે દેહાધ્યાસ જવા માંડવાનો. જો દેહાધ્યાસ ન

જતો હોય તો સમજવું કે આપણી એકાગ્રતા હજુ જાગી નથી. દેહના ભોગો, સંસારના પદાર્થો, ભૂખ, નિદ્રા, એ બધાનું વિસ્મરણ થવા માંડે ત્યારે જ સમજવું કે હવે કંઈ એકાગ્રતા આવવા માંડી છે. એક ઠેકાણે યા ગુફામાં બેસી મન એકાગ્ર થાય અને લોકોમાં સમૂહમાં મન એકાગ્ર ન બને તો એ મનને એકાગ્ર કહી જ કેમ શકાય? આ તો મારા વિચારો જણાવું છું. પહેલાં તો આપણે બરોબર સમજવું પડશે કે એકાંતમાં શું એકાગ્રતા આવી છે? ગમવું, નહીં ગમવું એ તો દેહાધ્યાસ જ ગણાય. એકલા ગમે, તો સમૂહમાં પણ ગમવું જોઈએ. એ તો એકમાં રાગ ને બીજામાં દ્વેષ થવા જેવું થયું. અને ચીમનભાઈ, આપણું મન બહુ જ લુચ્ચું છે. આપણને એ ઉલટે રસ્તે જ લઈ જાય છે. દેહને સહેજ પણ કષ્ટકારક માર્ગ લાગે કે મન અંદરથી બળવો કરશે અને સાચે રસ્તે ચઢતાં અટકાવશે—અટકાવવા પ્રયત્ન કરશે: બસ સાધકે અહીં જ જાગ્રત રહેવાની જરૂર છે. હું તો પ્રયત્ન કરી રહ્યો છું. સફળતા પ્રભુના હાથમાં છે. મારું તો બધું સદ્ગુરુને સોંપ્યું છે અને તે તમારા બધામાં વ્યાપેલો છે. તેની પાસે હર હંમેશ ભીખ માગું છું. અને તે જે કરાવે તે પ્રમાણે ભજન કરવા પ્રયત્ન કરું છું. તમે બધાં મારાં ચેતન ગુરુ છો, હું તમારો ચેતન બાળક છું. ચેતનથી ચેતન મેળવીશ એટલી શ્રદ્ધા છે. તમારા બધાના પ્રગટ અગ્નિમાં હું પણ મારું આ અપ્રગટ લાકડું—જો કે એમાં અગ્નિ તો છે જ, રોમેરોમમાં લાકડામાં અગ્નિ વ્યાપ્ત છે તે તમારા પ્રગટેલા લાકડાને—અગ્નિને અડકાડું—લગાડું એટલે તે પણ તે રૂપ થઈ જશે. સદ્ગુરુ એટલે પ્રગટ અગ્નિ

અને બાળક એટલે અપ્રગટ અગ્નિ. એ એક બીજાને લાગી એકરૂપ થઈ જશે અને અપ્રકટતા ચાલી જશે. અને પછી કેવળ તે જ રહી જશે. હું નહી રહું. તું જ રહેશે. પણ જ્યારે હું પણ નહીં રહું ત્યારે તને તું કહેનારો કોણ રહેશે? બસ કોઈ નહીં, કોઈ નહીં. સદ્ગુરુ, સદ્ગુરુ, મા, માવડી; 'તુમી સંત કૃપાવંત.' ગુરુદેવ.

કુસુબેન (માજી)ને કહેજો કે પ્રેમાશીર્વાદ ખૂબ મોકલતાં રહે. હૃદયમાં પ્રેમસ્વરૂપ બેઠેલો જ છે. તેના આશીર્વાદ માગું છું. મા, માવડી, સદ્ગુરુ, મહીપતભાઇ, ચંદુભાઇ, જગન્નાથ, જયંતીલાલ, બાળગોપાળ, ધર્મેન્દ્ર, જશવંત, મુક્તાબેન, સુધા, રશ્મિ, ઇત્યાદિ સર્વે ભક્તોને મારા નમસ્કાર. ભક્ત એટલે ભગવાનનું સ્વરૂપ, જેમ ગોળ ને ગોળનું ગળપણ–ચંદ્ર તે તેનાં કિરણ, સુવર્ણ અને તેનો આકાર અલગ નથી તેમ ભક્ત અને ભગવાન એક જ છે. હું તો આકારમાં પણ સુવર્ણને જ નમસ્કાર કરતો રહીશ. માટે હે ભગવાનના આકાર રૂપ ભગવાનો તમને મારા નમસ્કાર, નમસ્કાર, મા તુંજ, પ્રભુ તુંજ, સદ્ગુરુ તુંજ, બધું તુંજ,

આશીષ યાચતું બાળક
પરમાનંદ

પત્ર–૯૦ તા.–૨૩–૬–૫૮.

શ્રી પ્રભુપ્રિય........,

કાગળ મળ્યો છે. વાંચી ઘણો જ આનંદ થયો. બેન, આ જગત બધું નાટક જેવું છે. એમાં આપણા ભાગે જે જે ભાગ (પાર્ટ) ભજવવાનો આવે તે પ્રેમથી ભજવવો.

તમારો પાર્ટ તો ઘણો જ સારો છે. ભગવાનની કૃપા હોય તો જ આમ બને. આવો સુંદર પાર્ટ બધાંના નસીબમાં નથી હોતો. નાટકમાં જે એક્ટરો હોય છે તે નાટકમાં કામ કરે છે, અને જુદા જુદા પાર્ટ ભજવે છે. કોઈ વખત તેમાં છોકરો મરી જાય, સ્ત્રી મરી જાય, પતિ મરી જાય, રાજપાટ–ધનનો નાશ થઈ જાય અને કોઈવાર પતિને એક પત્ની હોય તો પણ પતિ બીજી પત્ની લાવે. આ બધામાં શું એક્ટર કંઈ રડશે કે? એ જાણે છે કે આ તો બે કલાકનો તમાશો છે. નાટકમાં પતિ–પત્ની, પુત્ર નો પાર્ટ ભજવ્યો તેથી મારે શું? હું કંઈ કોઈનો પતિ–પત્ની–પુત્ર ઇત્યાદિ કંઈ જ નથી. પણ 'હું ફલાણો છું' આ તો બધી એકટીંગ છે. બસ આ જ પ્રમાણે સંસારમાં આપણે પાર્ટ ભજવવાનો છે. આમાં આપણું કોઈ નથી. બધું જ મિથ્યા છે. આપણે તો સત્સ્વરૂપ છીએ. આપણું અસલ રૂપ તો આત્મપદ છે. સંસારના બધા જ સંબંધો ચાર દિવસના જ છે. પછી એમાં કોઈ ગમે તેટલું પ્રેમ કરે તો પણ તે આપણું રહી શકવાનું નથી. સંસાર એટલે દૈહિક–પ્રેમ વાસના; અને દેહો બધા જ નાશવંત છે. એટલે દેહના પ્રેમ પણ ક્ષણભંગૂર છે. માટે પ્રેમ પ્રભુ પર કરવાનો છે. એ જ આપણું મૂળ ઘર છે, મૂળ સ્વરૂપ છે. સદ્ગુરુ, સદ્ગુરુ, સદ્ગુરુ.

હવે તારું નસીબ કેમ સારૂં ગણું છું તેનું કારણ એ છે કે તારો પ્રેમ મિથ્યામાંથી નીકળી ભગવાન તરફ જાય છે. અને ધીમે ધીમે જશે, કારણ કે જ્યારે સંસાર ઠોકર મારે ત્યારે જ ભગવાન પર પ્રેમ થવા માંડે છે. અને સંસારના પ્રેમમાં દુઃખ છે. જ્યારે પ્રભુ પરના પ્રેમમાં જન્મ-

જન્મની શાંતિ-સુખ પ્રાપ્ત થાય છે. માટે મારી વ્હાલી બેનડી, આમાં તું શું કરવા દુઃખ માની બેઠી છો? જ્યારે ભગવાન જ આપણને ઘોર અને ભયંકર સંસારમાંથી બહાર ખેંચી કાઢવા માટે તૈયાર થયા છે ત્યારે આપણે શું રડવાનું હોય? સંસારમાં દુઃખ એ પ્રભુની કૃપા છે. તારા પર પ્રભુની કૃપા ઉતરી છે. ખૂબ પ્રેમથી આપણે આ નાટકમાં ભાગ ભજવવો. કારણ નાટક ખલાસ થશે. આપણે તે કંઈ નાટકના પતિ નથી કે રડવાનું હોય. કામ કરતાં હોઇએ ત્યાં સુધી જ એ સંબંધ હોય છે. એ પણ એકટર જાણતો હોય છે કે પોતાનું ખરૂં સ્વરૂપ શું છે? હું કોણ છું? એમ આપણે પણ આપણું મૂળ સ્વરૂપ જાણી લેવું જોઈએ. આપણે આત્મા છીએ કોઈ સ્ત્રી નથી, કોઈ પુરુષ નથી. નાટક જેમ કશું જ નથી. એક કેવળ ૐ સત્ સ્વરૂપ પરમાત્મા, નારાયણ જ સર્વત્ર વ્યાપેલો છે. એ દૃઢ કરવાનું છે. આ મનુષ્ય શરીર મળ્યું છે તે આમ રડવા માટે નથી મળ્યું. બેન, જલદી જલદી પ્રભુભજન કરી આપણું જ્ઞાન પ્રાપ્ત કરી લેવું. પ્રભુદર્શન કરી લેવું. જેથી વારંવાર આવા દુઃખમાં નહીં પડવું પડે. આ બધાં જ દુઃખનું મૂળ અજ્ઞાનતા છે. માટે હિંમતથી આ બધાં દુઃખોનો સામનો કરીને પ્રભુપર પ્રેમ કરવો. ત્યાં કોઈ દિવસ દગો થવાનો નથી. એ નિત્ય વસ્તુ છે. અહીંનો પ્રેમ તો મોહથી ભરપૂર છે. કોઈ એમાં સુખી થયું નથી. બહારથી જ બધું સારું જણાય છે. બાકી કોનો પતિ? કોની પત્ની? કેવળ દંભ-નાટક, લીલા. એમાં કોણ રડે? રડવાનું પ્રભુ માટે હોય, સાચું તો મીરાંબાઈ રડી અને એણે ગાયું હતું કે "સંસારીનું સુખ કાચું

પરણીને પસ્તાવું પાછું." અને પછી મીરાંએ પ્રભુભક્તિ કરી અને પ્રભુમાં લીન બની ગાયું કે, "સાહેલી, હું અખંડ-વરને વરી." તું મારી બેન છે. અને મારી બેન તો અખંડ વરને વરે તેમાં જ મને સુખ હોય. માટે બહેન, એ અખંડ વર પરમાત્મામાં પ્રેમ કર. અને એમાં આ તારા ભાઈની મદદ હંમેશાં તને મળશે. આ ભાઇને હંમેશાં યાદ કરજે. જો કે એ ભાઈ હજુ બાળક છે; નાનકડો છે. પણ બહેનની પડખે જરૂર ઊભો રહેશે. પણ એક શરત છે, કે એ ભાઇને હમેશાં ભૂલવો નહીં અને આશીર્વાદ આપતાં રહેવું, જેથી બેન તારી જ શક્તિથી તને આ દુઃખમાંથી એ છોડાવી શકે. ફીકર કરીશ નહીં. ખૂબ પ્રેમપૂર્વક ભજન કરવું. બધાંની સાથે ખૂબ પ્રેમપૂર્વક વર્તન કરવું. જયંતી-ભાઈ પણ પરમાત્મસ્વરૂપ જ છે. તેમ ગણી તેમની સેવા કરવી. બધાં સાથે પ્રભુમય વર્તન રાખવું. બસ એમાં જ સાચું સુખ છે. આ નાનકડા ભાઈને ગમે ત્યારે લખી શકે છે, મદદ માગી શકે છે. પ્રભુભજન-સેવામાં તો હંમેશાં સાથે જ છું-રહીશ. પણ બહેન, હંમેશાં યાદ કરી કરી આશીર્વાદ આપતી રહેજે. જયંતીભાઈને પણ આશીર્વાદ મોકલવા કહેજે. એ તો બિલકુલ ભૂલી ગયા લાગે છે. અને એમની પેલી નાનકડી બેનને પણ કહેજે કે ભાઈને યાદ કરે. હું તો એનાથી પણ નાનો છું. સુધા, રશ્મિ, વગેરે બધાંને મારા નમસ્કાર કહેજે. સદ્ગુરુ, પ્રભુ, સદ્ગુરુ, નારાયણ, નારાયણ. બસ એ જ તમે બધાં પ્રભુ પ્રેમમાં પાગલ બનો અને મને પ્રેમાશીર્વાદ મોકલતાં રહો.

પ્રેમ યાચતો બાળક

**પરમાનંદ**

# શ્રી પરમાનંદ પ્રકાશન મંદિર.

પૂજ્ય શ્રી ચંપકભાઈનાં ભક્તિપ્રેરક પ્રવચનો અને વિચારોને પુસ્તક-આકારે પ્રગટ કરવાની યોજના હાથ ધરાય એ હેતુથી એક સંસ્થા ઉભી કરવાનો નિર્ણય કરવામાં આવ્યો છે.

૧. **સંસ્થાનું નામઃ**–સદરહુ સંસ્થા "શ્રી પરમાનંદ પ્રકાશન મંદિર" તરીકે ઓળખાશે.

૨. **ઉદ્દેશઃ**–જનસમુદાય તેમ જ ભક્તોનાં હૃદયમાં પ્રેમમય પ્રભુ માટેનો અહૈતુક પ્રેમ જાગૃત કરવા માટે પ્રેમ સ્વરૂપ શ્રી ચંપકભાઈનાં લખાણો, પ્રવચનો તેમ જ ભજનો નો સંગ્રહ પ્રગટ કરવાનો નમ્ર પ્રયાસ કરવો. (આ યોજના પ્રમાણે અત્યાર સુધીમાં નીચેનાં પુસ્તકો બહાર પડયાં છેઃ

(૧) પ્રેમ યોગ. (૨) સ્થિતિપ્રજ્ઞદર્શન. (૩) પરમાનંદ પત્રો (આ પુસ્તક)

૩. **સભ્ય પદઃ**-આ સંસ્થાના સભ્યપદ માટે ન્યાત, જાત કે વાડાના કોઈપણ ભેદ અંતરાય રૂપ ગણાશે નહિ.

નીચે પ્રમાણે સભ્યોની વર્ગણી કરવામાં આવી છે.

(૧) **આશ્રયદાતાઃ**–એકી સાથે રૂા. ૧૦૦૧) અથવા એથી વધારે રકમ આપનાર સંસ્થાના આશ્રયદાતા ગણાશે. તેમને સંસ્થા દ્વારા પ્રગટ થતા દરેક પ્રકાશનની એક પ્રત વિના મૂલ્યે મોકલી આપવામાં આવશે.

(૨) **આજીવન સભ્યઃ**–એકી સાથે રૂા. ૧૦૧) અથવા વધારે આપનાર સંસ્થાના આજીવન સભ્ય ગણાશે. તેમને સંસ્થા

દ્વારા પ્રગટ થતા દરેક પ્રકાશનની એક પ્રત વિના મૂલ્યે મોકલી આપવામાં આવશે.

(૩) **સામાન્ય સભ્ય:**–વાર્ષિક રૂા. ૧૧) કે વધારે આપનાર સંસ્થાના સામાન્ય સભ્ય ગણાશે. તેમને સંસ્થા દ્વારા તે વર્ષ દરમ્યાન પ્રગટ થતા દરેક પ્રકાશનની એક પ્રત મોકલી આપવામાં આવશે.

૪. **નાણાં ભંડોળ:**–સંસ્થા નીચે પ્રમાણે નાણાં ઊભાં કરશે.

(૧) જનતામાંથી ભેટબક્ષિસદ્વારા

(૨) સભ્યોના લવાજમ દ્વારા

(૩) કોઈપણ પ્રસંગે કોઈપણ વ્યક્તિની સ્મૃતિમાં શ્રીયુત ચંપકભાઈના પ્રવચનો કે લખાણો પ્રસિદ્ધ કરવા ઇચ્છનાર વ્યક્તિએ આપેલા નાણાંદ્વારા

**શ્રી પરમાનંદ પ્રકાશન મંદિર**
૭૬, શાન્તીનિકેતન, વીન્સેંટ રોડ,
માટુંગા, મુંબઈ ૧૯

ગુરૂ એટલે પ્રકાશ જ્ઞાન, આત્મા, ઈશ્વર શિવ જે કહો તે બધું જ ગુરૂ! ગુરૂ એટલે જ બ્રહ્મ! અને બધું ગુરૂમાં જ છે સર્વ ગુરૂમય જ છે.



ભક્તો પાસે શું નથી? ભગવાન તો ભિખારી બની ગયો છે, એટલે એની પાસે શું જઈને માગવું? કારણ એણે બધું જ એનું ભક્તોને સોંપી દીધું છે એટલે ભક્તો પાસે જ માગવું રહ્યું.

# * મુક્તકો *

* જ્યાં ભજન ત્યાં નારાયણ, ભજન જ નારાયણ, નારાયણ જ ભજન.
* નામ સ્મરણ થી જ નામીની પિછાન થઈ જશે.
* પ્રભુ પરની આસક્તિ એ અનાસક્તિ છે.
* જે યોગ છે, તે જ જ્ઞાન અને તે જ ભક્તિ.
* મારો ગુરૂ સર્વ ભક્તોમાં ફેલાયો છે.
* ઉત્કૃષ્ટ ભક્તિ એટલે જ પરમાત્મા.
* ભગવાનનું ભજન એ જ ખરું કર્મ છે.
* સંતો એ મારૂં સગુણ રૂપ છે.
* એનાં દર્શન એ મારાં દર્શન છે.
* આત્માને જાણવો એનું નામ સત્સંગ.
* અત્યારે આ ધૂનયોગ એ ઘણું ઉત્તમ સાધન છે.



મુદ્રક : શ્રી યશવંત પ્રિન્ટીંગ પ્રેસ-પ્રાંતિજ.